સ્વર્ગસ્થ લલ્લુભાઈ દલપતરામ કવેશ્વર સ્મારક ગ્રંથમાળા નં. ૧.

શ્રી

# અશોક ચરિત.



રા. રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકર કૃત
અંગ્રેજી ગ્રંથના આધારે


અનુવાદક,

**ભરતરામ ભાનુસુખરામ મહેતા.**

વિદ્યાધિકારીના ભાષાંતર મદદનીશ,

વડોદરા.


---


છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી**

**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ**, બી. એ.

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

---

આવૃત્તિ પહેલી    પ્રત ૧૫૦૦

સંવત ૧૯૮૩    સને ૧૯૨૭

---

**મૂલ્ય બાર આના.**



સ્વર્ગસ્થ લલ્લુભાઇ દલપતરામ કવેશ્વર.

## લલ્લુભાઇ દલપતરામ કવેશ્વર ફંડનો

# ઉપોદ્‌ઘાત.



સ્વર્ગસ્થ લલ્લુભાઈ દલપતરામ કવેશ્વરના પુત્રવધુ નિર્મળા દત્તુભાઈ કવેશ્વર તરફથી રૂ. ૧૦૦૦૦) ની રકમ નીચેની સરતે આવી છેઃ—

(अ) અમદાવાદની સરકારી મિડલ સ્કુલમાં ભણુતા વિસનગરા નાગર જ્ઞાતિના વિદ્યાર્થીઓ પૈકી પ્રથમ આવનાર પહેલા, બીજા અને ત્રીજા ધોરણુમાં ભણુતા એક એક વિદ્યાર્થીને દર રૂપિયા ત્રણુની માસિક સ્કોલરશીપ આપવી. તે છેલ્લી આપેલી ગુજરાતી અને (ઇંગ્રેજી) પરીક્ષા ઉપરથી નક્કી કરવી. આમાં રૂ. ૧૦૮) ખર્ચાય.

(ब) બાકીના રૂપિયામાંથી અમદાવાદની સરકારી આર. સી. હાઇસ્કુલમાં ભણુતા ઉપરોક્ત જ્ઞાતિના વિદ્યાર્થીઓ પૈકી દરેક ધોરણુમાં વાર્ષિક પરીક્ષામાં પ્રથમ આવનારને ધોરણુ ચોથા અને પાંચમામાં દર માસે રૂપિયા પાંચની અને ધોરણુ છઠ્ઠા ને સાતમામાં દર માસે રૂપિયા છ ની માસિક સ્કોલરશીપ આપવી. આમાં રૂપિયા ૨૬૪) બસો ચોસંઠ ખર્ચાય.

(क) બાકીના રૂપિયામાંથી મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ, રણુછોડભાઇ કન્યાશાળા ને વનિતા વિશ્રામ–ખાડીયામાં ભણુતી ઉપરોક્ત જ્ઞાતિની સ્ત્રીઓ અને બાળાઓને સંસ્થા દીઠ રૂપિયા ૧૫) પ્રમાણે રોકડા ઇનામ દાખલ આપવા. તે રકમ સંસ્થામાં ભણી પાસ થતી દરેક વિદ્યાર્થીને વહેંચાય (વિસનગરા જ્ઞાતિની). આમાં કુલ રૂપિયા ૪૫) પીસતાલીસ ખર્ચાય.

(ङ) વ્યાજમાંથી વધેલા બાકીના રૂપિયામાંથી એક "સ્વર્ગસ્થ લલ્લુભાઇ દલપતરામ કવેશ્વર સ્મારક ગ્રંથમાળા" કાઢવી. તે ગ્રંથો લોકોપયોગી વિષયો ઉપર ઈનામ આપી લખાવી છપાવવા ને આ યોજનાની સખાવત બાબત તેમાં યોગ્ય લખાણ કરવું. તેમ જ સ્વર્ગસ્થની છબી પણ મૂકવી. તેના બ્લોકનું ખર્ચ ફંડના વ્યાજમાંથી કરવું. પુસ્તકો સ્વતંત્ર રીતે કે અનુવાદરૂપે પણ કરાવવાં.

તદનુસાર સદરહુ ફંડમાંથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

અશોકચરિત રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા ૦–૧૨–૦

ગુ. વ. સોસાઈટી, અમદાવાદ. તા. ૨૬–૯–૧૯૨૭ } આસિ૦ સેક્રેટરી.



શ્રી

# આમુખ.



આ ગુજરાતી ગ્રંથમાંના તમામ વિચારો મારા પોતાના નથી પરંતુ શ્રીયુત દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરના છે. અનેક બાબતોમાં તેમની સાથે હું સંમત થાઉં છું તેમ થોડીક બાબતોમાં તેમની સાથે હું મતભેદ પણ ધરાવું છું. "અશોકના શિલાલેખો" નામક મારો ગ્રંથ પ્રસિદ્ધ થઇ ગએલો છે તેમાં મેં અશોકની તમામ ધર્મલિપિઓનાં ભાષાંતર તદ્દન સ્વતંત્ર રીતે આપેલાં છે. આ ગ્રંથમાં એ જ ધર્મલિપિઓનાં જે ભાષાંતરો આપવામાં આવેલાં છે તેમની સાથે મારાં ઉક્ત ભાષાંતરો સરખાવી જોનારને મારા દૃષ્ટિબિંદુનો ખ્યાલ આવી શકશે. આ સ્થળે એવી દરેક બાબતની ચર્ચામાં ઊતરવા જતાં ઘણું લંબાણ થઇ જાય તેમ છે; અને તેમ કરવાની મારી ઇચ્છા નથી તેમ સાધારણ વાચકને એવી શુષ્ક ચર્ચામાં રસ પણ પડે તેમ નથી. જિજ્ઞાસુ આવી સરખામણી ખુશીથી કરી શકે છે.

આ ગ્રંથ વાંચીને વાચકે કેટલાક જૂના વિચારોને જડમૂળથી ઊખેડી નાખવાના છે. સિંહાલી ઇતિહાસસંગ્રહના આધારે અશોકના સંબંધમાં અશક્ય વાતો કેટલાંક સ્થળે પ્રસિદ્ધ થાય છે તેનાથી એવા વાચકે બહુ જ ચેતતા રહેવાનું છે. અશોક ખરેખર કેવો હતો, એનો ઘણો સુંદર ખ્યાલ આ ગ્રંથથી વાચકને જરૂર આવી શકશે. તેમ થશે તો આ ગુજરાતી અનુવાદ કર્યાનો બદલો મને મળી રહેશે.

હવે આભારદર્શન કરવાની મારી ફરજ અદા કરવાની રહે છે. મૂળ અંગ્રેજી ગ્રંથનો અનુવાદ કરવાની પરવાનગી કલકત્તાની વિદ્યાપીઠે મને આપી છે તેને માટે તેના કાર્યવાહકોનો અને આ અનુવાદ કરવાનું કામ મને સોંપવાની મહેરબાની કરનાર "ગુજરાત

વર્નાક્યુલર સોસાયટી "ના કાર્યવાહકોનો આભાર અહીં હું અંતઃકરણપૂર્વક માનું છું.

છેવટે આ ગ્રંથમાં જે સામાન્ય છાપની ભૂલો હોય તે સુધારીને વાંચવાની વિજ્ઞપ્તિ વાચકને હું કરૂં છું. મહત્ત્વની ભૂલોનું નાનકડું શુદ્ધિપત્ર તો મેં મુકયું છે એટલે તેના પ્રમાણે સુધારા કરી લેવાની મારી વિજ્ઞપ્તિ વાચકને છે.

વડોદરા,<br>તા. ૭–૧૦–૧૯૨૭ } ભરતરામ ભાનુસુખરામ મહેતા.

## મૂળ લેખકની

# પ્રસ્તાવના.

અશોકના સંબંધમાં એટલું બધું કહેવાઇ અને લખાઇ ગયું છે કે આ પુસ્તક જેમના જોવામાં આવે તેમનામાંના કેટલાકને કદાચ નવાઇ પણ લાગે કે, 'એ હિંદી સમ્રાટ્‌ના સંબંધમાં હજી શું નવું કહેવાનું બાકી રહ્યું હશે?' પરંતુ એટલું ભૂલવું ન જોઇએ કે, અશોક પોતાની પાછળ જે શાસનો મુકતો ગયો છે તે સ્વતંત્ર સાહિત્યરૂપ છે અને અશોકે જે કાંઇ કહ્યું છે તે બધું સ્પષ્ટ રીતે સમજતાં વિદ્વાનોને હજી ઘણાં વર્ષો લાગે તેમ છે. અશોકના શાસનોમાંના અનેક ફકરા હજી જોઇએ તેટલા સ્પષ્ટ થયા નથી, અને વખતોવખત નવાનવા અને વધારે સારા અર્થ વિદ્વાનોની તરફથી સૂચવાતા જાય છે, એ વાત હિંદુસ્તાનના શિલાલેખો વગેરેના અભ્યાસીને કહેવાની જરૂર ભાગ્યે જ હોય. વળી એ ધર્મોપદેશક રાજાનું આબેહૂબ ચિત્ર ખડું થાય તેવી રીતે એનાં શાસનમાંની હકીકતના વિવિધ ભાગોને એકત્ર કરવાનું પણ એક પ્રકારનું વિશિષ્ટ કાર્ય છે. આવી રીતે છૂટાછૂટા ભાગોને એકત્ર કરવાનું કામ હજી પૂરું થયું નથી અને થોડાં વર્ષ સુધી ચાલૂ રહેશે જ, એવો ભય મને રહે છે. અશોકનાં શાસનો જેટલાં રસિક તેમ જ બોધક છે તેટલા રસિક કે બોધક બીજો કોઇ પણ શિલાલેખો વગેરે હિંદુસ્તાનમાં જોવામાં આવતા નથી. અશોકનાં શાસનોના અર્થ ઘટાવવાના કામમાં જ નહિ પણ તેમની રજુઆત કરવાના તેમ જ તેમને એકત્ર ગોઠવવાના કામમાં મેં ભાગ લીધેલો છે તેથી એ બૌદ્ધ સમ્રાટ્ વિષેના મારા અભિપ્રાય દર્શાવતા આ ગ્રંથની પ્રસિદ્ધિની બાબતમાં ખુલાસો આપવાની જરૂર રહેતી નથી, એવી આશા મને છે.

અશોકના શિલાલેખોનો મારો અભ્યાસ છેક ૧૮૯૮ માં શરૂ થયો હતો. પ્રિન્સેપ, વિલ્સન અને બુર્નોફ તેમ જ પ્રો. કર્ન, મોં.

સેનાર્ત અને પ્રો. બ્યુહ્લર સાહેબે અશોકનાં શાસનોનાં ભાષાંતર કરેલાં તેમ જ તેમના સંબંધમાં ટીકાઓ લખેલી તે મારી સમક્ષ મોજુદ હતાં. મેં આ તમામ ગ્રંથોમાંનાં લખાણોનો બારીક અભ્યાસ કર્યો. પરંતુ મોં. સેનાર્તકૃત "પિયદસિના શિલાલેખો" નું અંગ્રેજી ભાષાંતર "ઇંડિયન ઍંટિકવેરી" માં પ્રસિદ્ધ થયું હતું તેમાં મને જેવો રસ પડયો હતો તથા તેનાથી મને જેટલો લાભ થયો હતો તેવો રસ બીજા કશા લખાણમાં મને પડયો નહિ અને તેટલો લાભ બીજા કશા લખાણથી મને થયો નહિ. ફ્રાંસના એ વિદ્વાન સાહેબ શિલાલેખો વગેરેના સાચા અભ્યાસી છે તેમ જ સંસ્કૃત તથા પાલિ અને પ્રાકૃત ભાષાના ખરા અભ્યાસી છે એટલું જ નહિ, પણ અશોકના વિવિધ શિલાલેખોમાં છૂટીછવાયી જે હકીકત આપવામાં આવેલી છે તેને પરસ્પર સંબંધ સાચવતા સુસંબદ્ધ સાહિત્યરૂપે ગોઠવવાનો આશય ધરાવતા સાચા ઇતિહાસકાર છે, એમ તુર્ત મને જણાઇ આવ્યું. આમ આ ગ્રંથના ચોથા પ્રકરણમાં અશોકની અથવા તેના શિલાલેખોની સ્થિતિ સાલવારીના અનુક્રમે દર્શાવવામાં આવી છે એટલું જ નહિ, પણ તેના સામ્રાજ્યનો વિસ્તાર, તેની રાજ્યપદ્ધતિ, તેના સ્વતંત્ર પાડોસીઓ, ગ્રીસની દુનિયાની સાથેનો તેનો સંબંધ, તેણે કરેલો બૌદ્ધપંથનો સ્વીકાર, તેના ધર્મનું સ્વરૂપ, વગેરે વગેરે બાબતો પણ તેમાં દર્શાવવામાં આવેલી છે. અશોકનાં લખાણોનો રીતસર અભ્યાસ કરીને તેનો ઇતિહાસ કેવી રીતે ઊપજાવી કાઢવો, એનો રસ્તો સૌથી પહેલાં બતાવનાર તો મોં. સેનાર્ત જ હતા.

આમ વાચકને સમજાઇ આવશે કે, હિંદુસ્તાનના ઇતિહાસના ઉપર અશોકના શિલાલેખોથી કેવી જાતનો પ્રકાશ પડે છે, એ શોધી કાઢવાના હેતુથી લગભગ પચીસ વર્ષથી મારો એ શિલાલેખોનો અભ્યાસ ચાલૂ છે. મેં કાંઇ પણ ખરેખરી પ્રગતિ કરી છે કે કેમ, એ તો વિદ્વાનો અને ઇતિહાસકારો જ કહી શકે. તેમ છતાં પણ, મારો પ્રયાસ કેટલા અંશે સફળ થયો છે, એ જાણવાની ઇંતેજારી

મને થઇ તેથી કરીને આ ગ્રંથના કાચા છાપકામનાં પાનાં મને મળ્યાં તેની સાથે જ મેં ફ્રાંસના વિદ્વાન( મો. સેનાર્ત સાહેબ )ને મોકલી આપ્યાં અને તેમને એવી વિજ્ઞપ્તિ કરી કે, આ ગ્રંથના સંબંધમાં તેઓ પોતે જે મત બાંધે તે કોઇ પણ રીતે ખંચાયા વગર મને લખી જણાવે. પરંતુ લાંબા વખત સુધી તેમના તરફથી કાંઇ જવાબ આવ્યો નહિ. આખરે આ પ્રસ્તાવના બીબાંરૂપે ગોઠવાતી હતી તે અરસામાં જે જવાબની આશા લાંબા વખતથી રખાતી હતી તે જવાબ આવી પહોંચ્યો. એ પત્રની શરૂઆતમાં આમ કહ્યું છે:—"જૂના સોબતીની કાંઇક લથડી ગએલી તબિયતને લીધે વાર લાગી છે તેને માટે તમે માફી આપશો. તમારા 'અશોક'નાં સુંદર પૃષ્ઠો મને તમે મોકલ્યાં તે ખાતે તમારો આભાર વધારે વહેલો માનવાનું મેં ઇચ્છયું હોત. વર્ષોના પહેલાં એ ધાર્મિક રાજાના અને તેના કિંમતી શિલાલેખોના અભ્યાસ પાછળ મેં વખત ગાળેલો તેને મહેરબાનીના રાહે તમે યાદ કર્યો છે. તમારા જેવા સુશિક્ષિત ન્યાયાધીશના પ્રમાણપત્રથી મારા મનના ઉપર કેમ અસર ન થાય? મારા યૌવનકાળની આ શોધખોળો મને સદા પ્રિય અને હાજરાહજૂર છે, એ તમે કલ્પી શકશો. તમારા પુસ્તકથી હું એ બાજુએ ફરીથી એક વાર દોરાઉં છું. હું એ પુસ્તકનો ઘણો આભારી છું હું આભારી છું તેનું કારણ એ કે, જે યોજક અને ઉત્સાહપૂર્વક બુદ્ધિથી હિંદુસ્તાનના આધુનિક અભ્યાસીઓ પોતાના દેશના ભૂતકાળની પુનર્ઘટના કરવાનો પ્રયત્ન કરે છે તેનો અતિસુંદર નમૂનો તેનાથી મને પૂરો પડયો છે."

મોં. સેનાર્ત મારાથી કયી કયી બાબતમાં જૂદા પડે છે તે પોતાના આ પત્રમાં તેમણે ખુલ્લા દિલથી મને જણાવી દીધું છે. માત્ર એક અપવાદ બાદ કરતાં બાકીની બધી બાબતો નજીવા મતભેદ રૂપ છે. અશોકની પછી હિંદુસ્તાનના ઉપર ગ્રીસના અને તુરાની પરદેશી લોકોના હુમલા થયા તેને ફતેહ મળવા માટે માર્ગને સરળ કરી આપનાર તેની પરદેશખાતાની નીતિમાં તેણે કરેલા ફેરફારની, "તેના

દયામય વિચારોની નમ્રતાને માટેની" જવાબદારી મેં અશોકના ઉપર નાખી છે ( અને એમના મતે એ સમ્રાટ્ તેને લાયક નથી ), એ ઉક્ત અપવાદ છે. તેઓ કહે છે કે, "બૌદ્ધપંથના શાંતિવાદે લાંબા કાળે અમુક લોકોને નબળા બનાવી દીધો હોય એ બનવાજોગ છે; ફક્ત તેમને કાર્ય કરવા માટે ઓછા લાયક બનાવી દેવા કરતાં વધારે નમ્ર તેણે કરી મુકયા નથી[1]......આપણે જે આદર્શવાદથી તથા ઊંડી ધાર્મિકતાથી જાણીતા છીએ તેનો જુસ્સો તેનામાં હતો તેનો જ સ્વીકાર કરવાનું હું વધારે પસંદ કરૂં છું; કારણ કે, એથી હિંદુસ્તાનનો પ્રાચીન સમગ્ર ભૂતકાળ સચેતન થાય છે, અને બાહ્ય વિજયોની સિદ્ધિથી તેણે હિંદુસ્તાનને વિમુખ રાખ્યો છે તેના કરતાં કદાચ વધારે મોટી આધ્યાત્મિક પ્રતિષ્ઠાની હિમાયત તેણે કરી છે. એ સિદ્ધિને માટે હિંદુસ્તાનને તેણે કદી પણ યોગ્ય કર્યું હતું કે કેમ એ શંકાસ્પદ છે." આથી કરીને એ વિદ્વાને મહેરબાની કરીને ખુલ્લા

૧. મને પોતાને ન્યાય આપવાને માટે મારે કહેવું જોઇએ કે, આ વિચાર પણ મને સુઝયો હતો; પરંતુ તેને છોડી દેવાની ફરજ મને પડી હતી; કારણ કે, અશોકની અને તેની પછી થએલા ગ્રીસવાસીઓના હુમલાઓની વચ્ચેનો સમય અતિશય ટૂંકો હતો. અશોક આશરે ઈ. સ. પૂ. ૨૩૬ માં મરી ગયો હતો, એમ મનાય છે; અને સૌથી પહેલો હુમલો કરનાર બેક્ટ્રિયાના ગ્રીસવાસી યુથીડેમસનું મૃત્યુ આશરે ઇ. સ. પૂ. ૧૯૦ માં થયું હતું, એમ ધારવામાં આવે છે. આમ ભાગ્યે જ પચાસ વર્ષનો અંતર રહે છે; અને વળી તેટલી મુદતમાં પણ મહાન ઍંટિયોકસે મૌર્ય સામ્રાજ્યની વાયવ્યખૂણાની સરહદના ઉપર ફતેહમંદીથી હુમલો કરેલો, એમ જણાવાય છે ("કૅમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇંડિયા," પૃ. ૪૪૨ અને ૪૪૪). આમ અશોકના મૃત્યુની પછી લગભગ તુર્ત જ ગ્રીસવાસીઓનો હુમલો થવા પામ્યો હતો. બૌદ્ધપંથ પોતે ફેલાઈને લોકોને તેમ જ ખાસ કરીને મગધના લશ્કરને –જે લશ્કરની સામે થતાં સિકંદરનાં માણસો બીતાં હતાં અને તેની પછીના સમયમાં સેલ્યુકસનાં લશ્કરને જોગે પાછાં હઠાવ્યાં હતાં તે લશ્કરને– લશ્કરી ધંધાને માટે નાલાયક બનાવી મુકવા જેટલા નમ્ર અને શાંત કરી દે તેને માટે પૂરતો વખત એથી તેને મળે છે?

 

દિલથી આવી ટીકા કરીને મને આભારી કર્યો છે ત્યારે મારા ગ્રંથના સંબંધમાં એકંદરે તેઓ શું ધારે છે તે દર્શાવતો નીચેનો ફકરો તેમના ખરા અંતઃકરણના ઉદ્‌ગાર દર્શાવે છે, એમ માનવાને કારણ મળે છેઃ—" શિલાલેખોમાંની માહિતીની સાથે ઓછાવત્તા પ્રમાણમાં બંધબેસતી પરંપરાગત હકીકતની સામાન્ય તપાસ કરીને અશોકનો વિવેચનાત્મક ઇતિહાસ ઘડવાનો તમારો પ્રયત્ન ખાસ ન હતો; તમારો ઉદ્દેશ તો, અત્યાર સુધી અણધારી હોય એવી શી માહિતી કુશાગ્રબુદ્ધિવાળા અને મર્મવેદી સંશોધકને મળે છે, એ ઉક્ત શિલાલેખોનું પૃથક્કરણ કરીને બતાવવાનો હતો. સાહિત્ય સાથેના લાંબા વખતના તમારા પરિચયથી આ કામને માટે બીજાના કરતાં તમે વધારે તૈયાર થએલા છો. પુસ્તકોની મદદથી શિલાલેખોના ઉપર પ્રકાશ પાડીને તમે તમારા ચિત્રને સચેતન કર્યું છે, એ અનુપમ શક્તિની અજાયબી છે."

અશોકની સાથે સંબંધ ધરાવતા અનેક પ્રશ્નો હજી ગૂંચવાડાભરેલા પ્રકારના છે. પરદેશખાતાની તેની નીતિથી હિંદુસ્તાનના ઉપર શી અસર થએલી? એ આવા પ્રશ્નો પૈકીનો એક પ્રશ્ન છે. ધર્મોપદેશક તરીકેની તેની પ્રવૃત્તિથી બૌદ્ધપંથ પશ્ચિમ-એશિયામાં પ્રસર્યો હતો કે કેમ—અને તે પ્રસર્યો હતો તો કેટલા અંશે? એ આવો બીજો પ્રશ્ન છે. આવા પ્રશ્નોના સંબંધમાં છૂટથી અને બેધડક ચર્ચાઓ થાય નહિ ત્યાં સુધી કોઇ પણ છેવટનો નિર્ણય લાવવાનું બની શકે તેમ નથી. મારા અભિપ્રાયો જેવા છે તેવા મેં દર્શાવ્યા છે; અને વિદ્વાનો તેમ જ ખાસ કરીને ઇતિહાસકારો કયા ભિન્ન અભિપ્રાયો દર્શાવે છે તે જોવાનું હવે રસભર્યું થઇ પડશે. આ અભિપ્રાયો જેમ વધારે વિવિધ હોય તેમ એ પ્રશ્નોનો વિચાર કરવા માટેનાં દૃષ્ટિબિંદુઓ પણ સંખ્યામાં વધારે હોય અને પરિણામમાં તેમનો નિર્ણય વહેલો કરવાની શક્યતા પણ વધારે હોય.

આ ગ્રંથનો મુખ્ય આશય શિલાલેખો વગેરેના શાસ્ત્રનો નથી પણ ઇતિહાસનો છે, એ વાત ખરી છે. તેમ છતાં પણ નિદાન પ્રાચીન હિંદુસ્તાનના સંબંધમાં તો શિલાલેખો વગેરેથી અથવા પ્રાચીન-વસ્તુશાસ્ત્રથી કે સંસ્કૃત અને સંસ્કૃતિ સંબંધી સાહિત્યથી ઇતિહાસને છેક જ અલગ રાખવાનો સમય હજી આવી મળ્યો નથી અને કદાચ કદિ આવશે પણ નહિ. અશોકનાં શાસનોમાંના કેટલાક શબ્દોનો અને ફકરાઓનો અર્થ ઘટાવવાની અથવા તેમને સમજવાની હજી ઘણી જરૂર રહે છે. અલબત્ત, આ ક્ષેત્રમાં હાલમાં ડૉ. એફ. ડબલ્યુ. ટૉમસ સાહેબે ઉત્તમ કાર્ય કર્યું છે. આથી કરીને આપણા પ્રાચીન ઇતિહાસના આ સાધનની અવગણના મેં કોઈ પણ રીતે કરી નથી. ખાસ કરીને આઠમા પ્રકરણમાં અશોકનાં શાસનોનાં ભાષાંતર અને તત્સંબંધી ટીકાઓ મેં આપ્યાં છે તેના ઉપરથી, આના ઉપર મેં પૂરતું ધ્યાન આપ્યું છે, એમ જણાઈ આવશે.

હું કહી ગયો છું કે, અશોકના શિલાલેખોએ લગભગ પચીસ વર્ષ સુધી મારૂં ધ્યાન ખેંચેલું છે. પરંતુ સ્નાતકોત્તર (પોસ્ટ-ગ્રૅજ્યુએટ) અભ્યાસના વિકાસની બાબતમાં જેના માર્ગદર્શનથી—અરે, જેની દીર્ઘદૃષ્ટિથી—સદાને માટે આપણે વિમુખ થઇ ગયા છીએ એવા સ્વર્ગસ્થ સર આશુતોષ મુકરજી (સરસ્વતી) ની સ્મરણકારી તીવ્ર બુદ્ધિની અપૂર્વ સૃષ્ટિરૂપ કલકત્તાની વિદ્યાપીઠના "કાર્માઇકલ પ્રોફેસર ઑફ ઍન્શ્યંટ ઇંડિયન હિસ્ટરી અૅંડ કલ્ચર" તરીકે કામ કરવા અને એ વિદ્યાપીઠના શુદ્ધ અને બુદ્ધિવિષયક વાતાવરણમાં જીવન જીવવા હું કલકત્તે આવ્યો ત્યારે જ આ દિશામાં હું વધારે પ્રગતિ સાધી શક્યો હતો, એમ વધારામાં કહ્યા વગર ચાલે તેમ નથી. આ ગ્રંથની પ્રસિદ્ધિના સંબંધમાં સ્વ. સર આશુતોષ ખાસ રસ લેતા હતા. છાપખાનામાં બે વર્ષ સુધી રહીને હવે પ્રસિદ્ધ થતો આ ગ્રંથ જોવા જેટલું વધારે આયુષ્ય તેમણે ભોગવ્યું નહિ, એ અત્યંત શોકકારક બિના મને સદા યે સાલ્યાં કરશે.

× × × × × ફ્રાંસના વિદ્વાન (મોં. સેનાર્ત) સાહેબે પોતાના પત્રમાં છેવટે જે શબ્દો વાપર્યા છે તે જ શબ્દો વાપરવા કરતાં વધારે સારી રીતે આ પ્રસ્તાવના હું પુરી કરી શકું નહિઃ— "સુંદર પરંપરાને પાત્ર રહેનારા, સંગીન જ્ઞાનનો પરિચય ધરાવનારા. એવા તમે આ સુપ્રસિદ્ધ પૂર્વજની પ્રત્યે તમારી શોધખોળો અને તમારી દેશદાઝની ભાવનાઓરૂપી ઋણ અદા કરવાનો ઇરાદો ધરાવતા હતા. તમને પૂરેપૂરો ન્યાય આપવા જતાં પત્રની હદને ઓળંગી જવું પડે એટલી વિગતમાં હું ન ઊતરી શકું તો પણ હું તમને નિદાન અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપું છું તે સ્વીકારશો. સહાનુભૂતિ અને કાર્ય, એ બેનો આ ફળદ્રુપ સંયોગ આપણા સમાન વીર નરના આશ્રયને આભારી છે, એમ કહેવાનું મને મન થાય છે; અને હિંદુસ્તાનના ધર્મપરાયણ લોકોએ તેમ જ માનપૂર્વક ઇંતેજારી ધરાવતા પશ્ચિમદેશના લોકોએ આ કામમાં જોડાવું જોઇએ."

(અંગ્રેજીમાં સહી) દે. રા. ભાં.



# અનુક્રમણિકા.

| પ્રકરણ. | | વિષય | પૃષ્ઠ. |
|---|---|---|---|
| પહેલું | પ્રકરણ | અશોક અને તેનું પૂર્વજીવન | ૧–૨૪ |
| બીજું | ,, | અશોકનું સામ્રાજ્ય અને તેની રાજ્યવ્યવસ્થા | ૨૪–૬૮ |
| ત્રીજું | ,, | બૌદ્ધપંથી અશોક | ૬૯–૯૪ |
| ચોથું | ,, | અશોકનો ધર્મ | ૯૪–૧૨૨ |
| પાંચમું | ,, | ધર્મોપદેશક અશોક | ૧૨૨–૧૫૩ |
| છઠ્ઠું | ,, | સામાજિક અને ધાર્મિક જીવન (અશોકની ધર્મલિપિઓના આધારે) | ૧૫૩–૧૯૯ |
| | | પરિશિષ્ટ | ૨૦૦–૨૦૩ |
| સાતમું | ,, | ઇતિહાસમાં અશોકનું સ્થાન | ૨૦૩–૨૨૭ |
| આઠમું | ,, | અશોકની ધર્મલિપિઓ | ૨૨૮–૩૧૭ |
| | | વિષયસૂચિ | ૧—૧૧ |

# મહત્ત્વની સંક્ષેપસૂચિ.



| | |
|---|---|
| અ. હિ. ઇં. | = અર્લી હિસ્ટરી ઑફ ઇંડિયા. |
| આ. સ. ઇં. ઍ. રી. | = આર્કિયૉલૉજિકલ સર્વે ઑફ ઇંડિયા —ઍન્યુઅલ રીપોર્ટ. |
| આ. સ. વે. ઇં. | = આર્કિયોલૉજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇંડિયા |
| આ. સ. સ. ઇં. | = આર્કિયોલૉજિકલ સર્વે ઑફ સધર્ન ઇંડયા. |
| ઇં. ઍં. | = ઇંડિયન ઍંટિક્વેરી. |
| એ. ઇં. | = એપિગ્રાફિયા ઇંડિકા. |
| એ. ક. | = એપિગ્રાફિયા કર્ણાટિકા. |
| એ. ઝી. | = એપિગ્રાફિયા ઝીલૅનિકા. |
| એ. બ્રી. | = એન્સાઇક્લોપીડિયા બ્રિટૅનિકા. |
| એ. રી. એ. | = એન્સાઇક્લોપીડિયા ઑફ રીલિજિયન ઍંડ એથિક્સ. |
| ઍ. રી. આ. સ. ૫. સ. | = ઍન્યુઅલ રીપોર્ટ, આર્કિયૉલૉજિકલ સર્વે, પશ્ચિમ સર્કલ. |
| ક. આ. સ. રી. | = કનિંગહામ્સ આર્કિયૉલૉજિકલ સર્વે રીપોર્ટર્સ. |
| ક. કૉ. ઇં. ઇં. | = કનિંગહામ્સ કૉર્પસ ઇંસ્ક્રિપ્શનમ ઇંડિકૅરમ. |
| કા. લે. | = કાર્માઇકલ લેક્ચર્સ. |
| કૅં. હિ. ઇં. | = કૅંબ્રિજ હિસ્ટરી ઑફ ઇંડિયા. |
| કૉ. ઇં. ઇં. | = કૉર્પસ ઇંસ્ક્રિપ્શનમ ઇંડિકૅરમ. |

ગુ. ઈં. = ગુપ્ત ઇંસ્ક્રિપ્શન્સ.

જ. એ. સો. બેં. = જર્નલ ઑફ ધી એશિયૅટિક સોસાયટી ઑફ બેંગૉલ

જ. ડી. લે. = જર્નલ ઑફ ધી ડીપાર્ટમેંટ ઑફ લેટર્સ (કલકત્તા યુનિવર્સિટી)

જ. પા. ટે. સો. = જર્નલ ઑફ ધી પાલિ ટેક્સ્ટ સોસાયટી

જ. બિ. ઓ. રી. સો. = જર્નલ ઑફ ધી બિહાર ઓરિસ્સા રીસર્ચ સોસાયટી.

જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો. = જર્નલ ઑફ ધી બૉમ્બે બ્રૅંચ ઑફ ધી રૉયલ એશિયૅટિક સોસાયટી.

જ. રૉ. એ. સો. = જર્નલ ઑફ ધી રૉયલ એશિયૅટિક સોસાયટી.

પા. ટે. સો. = પાલિ ટેક્સ્ટ સોસાયટી.

પ્રો. ટ્રા. ફ. ઓ. કૉ. = પ્રોસીડિંગ્ઝ ઍન્ડ ટ્રાન્ઝૅક્શન્સ ઑફ ધી ફર્સ્ટ ઓરિયેંટલ કૉન્ફરન્સ, પુના

પ્રો. રી. આ. સ. નૉ. વે. ફ્રં. પ્રૉ. = પ્રોગ્રેસ રીપોર્ટ ઑફ ધી આર્કિયૉલૉજિકલ સર્વે ઑફ નૉર્થ વેસ્ટર્ન ફ્રંટિયર પ્રૉવિન્સ.

પ્રો. રી. આ. સ. વે. ઇં. = પ્રોગ્રેસ રીપોર્ટ ઑફ ધી આર્કિયૉલૉજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇંડિયા.

મે. આ. સ. ઇં. = મેમૉયર્સ ઑફ ધી આર્કિયૉલૉજિકલ સર્વે ઑફ ઇંડિયા.

મે. એ. સો. બેં. = મેમૉયર્સ ઑફ ધી એશિયૅટિક સોસાયટી ઑફ બેંગૉલ.

વી. ઓ. જ. = વીએના ઓરિયેંટલ જર્નલ.

સ. આ. મુ. સિ. જ્યુ. વૉ = સર આશુતોષ મુકરજી સિલ્વર જ્યુબિલી વૉલ્યુમ.

| | |
|---|---|
| સા. ડૉ. મૉ. ગે. | = સાઇટશ્રિફ્ટ ડેર ડૉઇચન મૉર્ગન લૅંડિશન ગેઝેલશાફ્ટ |
| સે. બુ. ઇ. | = સેક્રેડ બુકસ ઑફ ધી ઇસ્ટ |
| હૈ. આ. સ. | = હૈદરાબાદ આર્કિયૉલૉજીકલ સર્વે. |
| હિ. ઇં. ઇ. આ. | = હિસ્ટરી ઑફ ઇંડિયન ઍંડ ઇસ્ટર્ન આર્કિટેક્ચર. |
| હિ. એ. સં. લિ. | = હિસ્ટરી ઑફ એન્શ્યંટ સંસ્કૃત લિટરેચર. |

# મહત્ત્વનું શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૫ | ૨ | ‘ प्रियदर्शिन ’ | ‘ प्रियदर्शिन् ’ |
| ૫ | ૯ | બીજા | બીજાં |
| ૫ | ૨૫ | ‘ प्रियदर्शिन ’ | ‘ प्रियदर्शिन् ’ |
| ૮ | ૧૨ | देवनां | देवानं |
| ૧૬ | ૨૯ | “ सारत्थप्पकासिना ” પૃ. ૧૦૪ | “ सारत्थप्पकासिनी ” પૃ. ૧૦૫ |
| ૧૮ | ૨૩ | રહી | રહે |
| ૧૯ | ૧૫ | શિલાલેખોમાં | શિલાલેખમાં |
| ૨૮ | ૨૭ | પ્રમથ | પ્રથમ |
| ૩૧ | ૪ | ‘ प्रतिस्थान ’ | ‘ प्रतिष्ठान ’ |
| ૪૦ | ૩ | ‘ સનીય ’ | ‘ સતીય ’ |
| ૪૭ | ૨૬ | જેવા | જેવો |
| ૪૭ | ૨૭ | સુબાઓ | સુબો |
| ૪૭ | ૨૭ | નીમ્યા | નીમ્યો |
| ૪૯ | ૨૫ | ૪ | ૨ |
| ૭૪ | ૧ | તેરમા | તેરમો |
| ૭૫ | ૧૮ | ઉઠાવી | ઊઠાતી |
| ૮૪ | ૨૪ | બીજા | બીજાં |
| ૯૯ | ૧૮ | પોતાના સારાં | પોતાનાં સારાં |
| ૧૧૦ | ૨૧ | કયા | કયાં |
| ૧૧૦ | ૨૨ | થએલા | થએલાં |
| ૧૧૬ | ૧ | ધર્મિષ્ટ | ધર્મિષ્ઠ |
| ૧૩૮ | ૧૨ | તેંતાળીસમાં | તેંતાળીસમા |
| ૧૮૦ | ૧ | વ્યંજન | એક વ્યંજન |
| ૧૯૬ | ૨૭ | આવેલા | આવેલો |
| ૨૦૫ | ૬ | કુવા | કૂવા |
| ૨૧૦ | ૧૫ | રાખે તેજ | રાખે તે જ |

# ભરતરામ ભાનુસુખરામ મહેતાનાં અન્ય પુસ્તકો.

---

| | પુસ્તકનું નામ. | કિંમત. |
|---|---|---|
| ૧. | વીર પુરુષો. | ૦–૧૨—૦ |
| ૨. | માબાપને બે બોલ. | ૦—૬—૦ |
| ૩. | બાલોદ્યાનપદ્ધતિનું ગૃહશિક્ષણ. | ૦–૧૪—૦ |
| ૪. | તુકારામ. | ૧—૦—૦ |
| ૫. | વડોદરા રાજ્યની ભૂગોળ (રા. લ. શ્રી. દવેની સાથે). | ૦—૨—૬ |
| ૬. | રોમનો ઇતિહાસ. | ૧—૦—૦ |
| ૭. | રણજીતસિંહ. | ૦—૬—૦ |
| ૮. | શ્રી હર્ષ. | ૦—૬—૦ |
| ૯. | શૂરવીર શિવાજી. | ૦—૬—૦ |
| ૧૦. | પ્રાચીન હિંદમાંની કેળવણી. | ૦–૧૩—૦ |
| ૧૧. | સમુદ્રગુપ્ત. | ૦–૧૩—૦ |
| ૧૨. | સંસ્કૃતિ અને પ્રગતિ. | ૨—૮—૦ |
| ૧૩. | અશોકના શિલાલેખો. | ૧—૬—૦ |
| ૧૪. | ભાલણકૃત ધ્રુવાખ્યાન અને નાકરકૃત મોરધ્વજાખ્યાન ( રા. ભા. નિ. મહેતાની સાથે સંશોધિત). | ૧—૦—૦ |
| ૧૫. | મેગલકૃત ધ્રુવાખ્યાન અને નાસિકેતાખ્યાન ( સંશોધિત ). | ૦–૧૨—૦ |
| ૧૬. | The Modern Gujarati-English Dictionary. (રા. ભા. નિ. મહેતા સાથે સહસંપાદક) | ૧૬—૦—૦ |

---

શ્રી.

# અશોકચરિત.

## પહેલું પ્રકરણ.

### અશોક અને તેનું પૂર્વજીવન.

અશોકનું નામ જેણે ન સાંભળ્યું હોય અને તેની ધર્મલિપિઓની વાત જેના જાણવામાં ન હોય, એવી વ્યક્તિ તો આપણા દેશના ભણેલાગણેલા લોકો પૈકી ભાગ્યે જ કોઇ હશે. અશોક મૌર્યવંશનો રાજા હતો, એ વાત દરેક જણ જાણે છે. વળી, મહાન સિકંદરના સમકાલીન—અને ગ્રીસના ઇતિહાસકારોએ જેને 'સેંડ્રેકૉટૉસ' કહ્યો છે તે—ચંદ્રગુપ્તનો તે પૌત્ર હતો, એ વાત પણ દરેક જણ જાણે છે. ચક્રવર્તી અશોકની ધર્મલિપિઓ હિંદુસ્તાનમાંનાં અનેક સ્થળેથી જડી આવેલી છે, એ હકીકત પણ દરેક જણના જાણવામાં છે. પણ એ ધર્મલિપિઓમાં જે લખેલું છે તેની, તેમ જ એ મૌર્યરાજની બાબતમાં તેઓ જે હકીકત પૂરી પાડે છે તેની માહિતી દરેક જણને કદાચ ન પણ હોય. અલબત્ત, કેટલાક બૌદ્ધ ગ્રંથોમાં તેના જીવનની અને જીવનકાર્યની માહિતી આપવામાં આવેલી છે; પણ એ હકીકત વિશ્વાસપાત્ર છે કે કેમ, એ બાબતમાં અનેક વિદ્વાનોને શંકા રહે છે. એ ગ્રંથોમાં ઘણી વાતો કહેલી છે. અશોકે બૌદ્ધપંથ સ્વીકાર્યો તેના પહેલાં તે 'કાલાશોક' હતો અને તેના પછી તે 'ધર્માશોક' બન્યો હતો, એમ એ ગ્રંથોમાં કહેલું છે. કાલાશોક બદલાઇને ધર્માશોક

કેવી રીતે બન્યો, એ બતાવીને બૌદ્ધપંથનાં વખાણ કરવાં, એ જ એ ગ્રંથોનો મુખ્ય હેતુ હોવાથી એમાં આપેલી હકીકતની સત્યતાની બાબતમાં આપણા મનમાં સ્વાભાવિક રીતે શંકા ઉત્પન્ન થાય છે. પરંતુ અશોકની ધર્મલિપિઓની બાબતમાં આવી શંકાને સ્થાન રહેતું નથી. અશોકના પોતાના જ સમયની એ નોંધો હોવાથી, અને તેના હુકમથી જ તે કોતરાએલી હોવાથી, તે બેશક સાચી જ છે: એમ કહેવામાં કાંઇ હરકત નથી. આપણે એ લેખો જેમ જેમ વાંચતા જઇએ છીએ તેમ તેમ, જાણે કે અશોક પોતે જ આપણી સાથે વાતો કરતો હોય અને પોતાના અંતરના ઊંડાણની વાતો આપણને કહી દેતો હોય, એવો જ ભાસ આપણને થયાં કરે છે. અહીં અશોકનું જે ચરિત આલેખવામાં આવેલું છે તે માત્ર તેની ધર્મલિપિઓના આધારે જ આલેખવામાં આવેલું છે; અને તેથી આપણી હકીકત દંતકથા નથી, પણ ઇતિહાસ જ છે: એમ આપણે ખાત્રીપૂર્વક કહી શકીએ.

અશોક પોતાની પાછળ કેવી જાતની નોંધો મુકતો ગયો છે? એ નોંધોની સંખ્યા પૂરતી છે? તેમાંની વિગતો મહત્ત્વની છે? આ બધા સવાલોના જવાબ આપવાને માટે તેની ધર્મલિપિઓની વિગતમાં ઊતરવું પડે. પણ આમ શરૂઆતમાં જ તેની ધર્મલિપિઓનો સંપૂર્ણ અહેવાલ આપણે આપવા બેસીએ તો આપણને કદાચ કંટાળો આવે. આથી કરીને પછીનાં પ્રકરણોમાં તેવો અહેવાલ આપવાનો વિચાર રાખ્યો છે. પણ આ પ્રકરણમાં અને આના પછીનાં પ્રકરણોમાં જે કાંઈ કહેવામાં આવે તે બરાબર સમજાય તેટલા માટે એ ધર્મલિપિઓના પ્રકારનો કાંઇક ખ્યાલ આપવાની જરૂર રહે છે. આપણે સૌ જાણીએ છીએ તેમ, એ બધા લેખો પથ્થરોના ઉપર કોતરવામાં આવેલા છે. પર્વતના ઉપર પડેલી શિલાઓના ઉપર કે એકલડોકલ થાંભલાઓના ઉપર કે ગુફાઓમાંની શિલાઓના ઉપર એ લેખો કોતરવામાં આવેલા છે. અશોકના શિલાલેખોના બે પ્રકાર છેઃ—(૧) મુખ્ય

શિલાલેખો; અને (૨) ગૌણ શિલાલેખો. મુખ્ય શિલાલેખો 'ચૌદ મુખ્ય શિલાલેખો' તરીકે ઓળખાય છે; કારણ કે, એ લેખ સંગ્રહમાં જૂદા જૂદા ચૌદ લેખો અનુક્રમાનુસાર ગોઠવવામાં આવેલા છે. હિંદુસ્તાનની સરહદોની પાસે આવી રહેલાં જૂદાં જૂદાં સાત સ્થળેથી એ લેખસંગ્રહ મળી આવેલો છે. ગૌણ શિલાલેખોમાં બે ભિન્ન શાસનોનો સમાવેશ થાય છે. માત્ર મહિષપુર (માઇસોર)માંથી મળી આવેલી ત્રણ નકલોમાં જ એ બે શાસનો એકસાથે કોતરેલાં જોવામાં આવે છે. બાકીનાં જે ચાર સ્થળેથી એ ગૌણ શિલાલેખોની નકલો મળી આવેલી છે તે પૈકીના દરેક સ્થળે માત્ર પહેલું જ શાસન કોતરેલું જોવામાં આવે છે.[૧] અશોકના સ્તંભલેખોના પણ બે વર્ગો પડે છે:-(૧) મુખ્ય સ્તંભલેખો, અને (૨) ગૌણ સ્તંભલેખો. મુખ્ય સ્તંભલેખો 'સાત મુખ્ય સ્તંભલેખો' તરીકે ઓળખાય છે; કારણ કે, જૂદાં જૂદાં ૭ સ્થળેથી મળી આવેલા એ લેખસંગ્રહમાં જૂદાં જૂદાં સાત શાસનોનો સમાવેશ થાય છે. ગૌણ સ્તંભલેખોમાં જૂદાં જૂદાં ચાર શાસનોનો સમાવેશ થાય છે.[૨] અશોકના ગુહાલેખો ત્રણ છે. વિહાર પ્રાંતમાંના વર્વર (બરાબર) પર્વતની ગુફાઓમાં એ લેખો કોતરેલા જોવામાં આવે છે. એ રીતે અશોકનાં એકંદરે નિદાન ૩૩ (તેત્રીસ) શાસનો હયાતી ધરાવે છે.[૩] આપણે જેમ

---

૧. મેં 'પાંચ ગૌણ શિલાલેખો' ગણ્યા છે. તે આમઃ-(ક) અને (ખ) ધવલીના અને ચાવગઢના જૂદા જૂદા લેખો (જેમને શ્રીયુત દે. રા. ભાંડારકરે 'કલિંગના અલગ લેખો' કહ્યા છે તે); (ગ) અને (ઘ) પરચુરણ શિલાલેખો; અને (ચ) વૈરાટનો બીજો (ભાબ્રાનો) શિલાલેખ.

૨. મેં 'છ ગૌણ સ્તંભલેખો' ગણ્યા છે. તે આમઃ-(૧) લુંબિની; (૨) નિગ્લીવ; (૩) સારનાથ; (૪) સાંચી; (૫) કૌશાંબી; અને (૬) રાણીશાસન.

૩. ખરી રીતે ૩૫ (પાંત્રીસ) શાસનો થાય. તે આમઃ-૧૪ મુખ્ય શિલાલેખો; ૫ ગૌણ શિલાલેખો; ૭ મુખ્ય સ્તંભલેખો; ૬ ગૌણ સ્તંભલેખો; અને ૩ ગુહાલેખો.

જેમ અભ્યાસ કરતા જશું તેમ તેમ આપણને જણાતું જશે કે, અશોકની રાજ્યવ્યવસ્થાની તથા તેની ધર્મભાવનાની અને ધર્મ-પ્રચારક તરીકેની તેની પ્રવૃત્તિઓની તેમ જ એવા અનેક વિષયોની બાબતમાં તેનાં શાસનો પુષ્કળ માહિતી આપણને પૂરી પાડે છે. અશોકની બાબતમાં વધારેમાં વધારે જ્ઞાન આપી શકે તેમ જ ઐતિહાસિક દૃષ્ટિએ સ્વીકારી શકાય તેવી માહિતી મેળવવી હોય તો તો એ શાસનોની તપાસ સંભાળપૂર્વક કરી હોય તો પણ બસ છે.

'**पियदसि**' ( એટલે કે, '**प्रियदर्शिन्**') તરીકે પોતાની જાતને ઓળખાવનાર રાજાનાં એ શાસનો છે, એ વાત એ શાસનોનો અભ્યાસી સારી રીતે જાણે છે. આજથી આશરે પોણોસો વર્ષના પહેલાં જેઇમ્સ પ્રિન્સેપ નામક અંગ્રેજ વિદ્વાને એ લેખોને ઉકેલવાનો **પ્રથમ** પ્રયત્ન કર્યો હતો. બ્રાહ્મી લિપિનો ભેદ ઉકેલવાનું માન એ અંગ્રેજ વિદ્વાનને જ ઘટે છે. એ લેખોને ઉકેલવા જતાં પ્રિન્સેપ સાહેબને '**प्रियदर्शिन्**' શબ્દથી ભારે ગૂંચવાડો ઉત્પન્ન થયો. એ '**प्रियदर्शिन्**' કોણ હશે ? તે કયા વંશનો હશે ? તે કયા સૈકામાં થઇ ગયો હશે ? એ બધી બાબતોની માહિતી પ્રિન્સેપ સાહેબને ન હતી. પરંતુ સિંહલ-દ્વીપ ( સીલોન )માં સરકારી નોકરી કરતા—અને પાલિ ભાષાના અચ્છા અભ્યાસી—ટર્નર સાહેબે ત્યારપછી તુરત જ સાબીત કર્યું કે, '**प्रियदर्शिन्**' અને 'અશોક' એક જ વ્યક્તિ હોવી જોઇએ. તેમણે એમ બતાવી આપ્યું કે, મૌર્યવંશના સ્થાપક ચંદ્રગુપ્તના પૌત્ર અશોકનું જ બીજું નામ '**पियदस्सि**' અથવા '**पियदस्सन**' છે, એમ સિંહલદ્વીપના "દીપવંશ" નામક ઇતિહાસસંગ્રહમાં કહ્યું છે. ટર્નર સાહેબના કથનની બાબતમાં હજુ સુધી તો કોઇએ શંકા ઉઠાવી નથી. વળી હાલના નિઝામ સરકારના શોલાપુર પ્રાંતમાંના 'મસ્કિ' ગામમાંથી અશોકના બે ગૌણ શિલાલેખો પૈકીના પહેલા શિલાલેખની છટ્ઠી નકલ છ વર્ષના પહેલાં મળી આવી ત્યારે ટર્નર સાહેબના કથનને પૂરેપૂરી પુષ્ટિ મળી ગઇ; કારણ કે, એ શિલાલેખની પહેલી

જ લીટીમાં અશોકનું નામ ચોખ્ખેચોખ્ખું આપેલું છે. આથી કરીને 'પ્રિયદર્શિન' અને 'અશોક' એક જ વ્યક્તિ છે, અને ઉક્ત લેખોનો લેખક મૌર્યવંશના સ્થાપક ચંદ્રગુપ્તનો પૌત્ર છે, એ બાબતમાં હવે કાંઇ પણ શંકાને સ્થાન રહી શકે તેમ નથી.

આમ, આપણા ઉક્ત લેખોનો લેખક 'અશોક' નામથી તેમ જ 'પ્રિયદર્શિન' નામથી ઓળખાતો હતો, એ આપણે જોઇ ગયા. પ્રાચીન કાળમાં આપણા દેશમાં રાજાનાં અનેક નામ પાડવાનો રિવાજ હતો. રાજાનું પોતાનું ખરૂં નામ પાડવામાં આવતું, અને તેના ઉપરાંત તેનાં બીજાં નામો પણ પડાતાં. એ નામો 'બીરુદ' કહેવાતાં. 'પ્રિયદર્શિન' અશોકનું બીરુદ હોવું જોઇએ; કારણ કે, અશોકની માફક તેના દાદા ચંદ્રગુપ્તને પણ સિંહલદ્વીપના એક ઇતિહાસસંગ્રહમાં 'પિયદસ્સન' કહ્યો છે. તેના દાદાનું પોતાનું નામ 'ચંદ્રગુપ્ત' હતું, એની ના તો કોઇથી કહી શકાય તેમ નથી. આથી કરીને 'પ્રિયદર્શન' કે 'પ્રિયદર્શિન' તેનું બીરુદ હોવું જોઇએ. અશોકનું બીરુદ 'પ્રિયદર્શિન' હતું, એમ આપણે જાણીએ છીએ; અને તેથી તેના દાદાનું બીરુદ પણ 'પ્રિયદર્શન' નહિ હોય પણ 'પ્રિયદર્શિન' હશે. પછીના કાળમાં એ ને એ વંશના દાદા અને પૌત્ર એ ને એ બીરુદ રાખતા, એવું આપણા જોવામાં આવે છે. 'પ્રિયદર્શિન' અને 'પ્રિયદર્શન': એ બે શબ્દોને દેખીતી રીતે એક જ અર્થના ગણી લઇને સિંહલદ્વીપના ઇતિહાસસંગ્રહો અશોકને 'પ્રિયદર્શિન' કહે છે તેમ જ 'પ્રિયદર્શન' પણ કહે છે. ખરૂં જોતાં, અશોક 'પ્રિયદર્શન' તરીકે ઓળખાતો ન હતો, પણ 'પ્રિયદર્શિન' તરીકે ઓળખાતો હતો, એવું તેની પોતાની ધર્મલિપિઓ જોતાં જણાય છે તેથી સ્વાભાવિક રીતે એવું અનુમાન થઇ શકે છે કે, તેનો દાદો પણ પ્રિયદર્શન' ન હતો, પરંતુ 'પ્રિયદર્શિન' હતો. ધર્મલિપિઓમાં માત્ર એક જ સ્થળે 'અશોક' નામ વાપરવામાં આવેલું છે, અને અન્ય સર્વ સ્થળે 'પ્રિયદર્શિન' શબ્દ વપરાએલો છે: એ બિના કાંઇક

વિચિત્ર છે. પરંતુ ઘણુંખરૂં પોતાનાં બીરુદોથી જ ઓળખાતા રાજાઓના અનેક દાખલા આપણા જૂના સાહિત્યમાં જોવામાં આવે છે. દાખલા તરીકે, માન્યખેટના રાષ્ટ્રકૂટ વંશનો ત્રીજો ગોવિંદ અત્યાર સુધીના તેના લેખોના દ્વારે 'અમોઘવર્ષ' તરીકે જ આપણને જાણીતો છે. જે ધર્મલિપિઓનો વિચાર આપણે કરી રહ્યા છીએ તેમના લેખકની બાબતમાં આપણને વધારે અનુકૂળતા મળે છે; કારણ કે, નિદાન એક સ્થળે તો તેનું પોતાનું નામ 'અશોક' આપવામાં આવેલું છે.

પોતાનાં ઘણાંખરાં શાસનોમાં અશોક પોતાની જાતને '**દેવાનાં-પ્રિય પ્રિયદર્શી રાજા**' તરીકે ઓળખાવે છે. એ તેનું પૂરેપૂરૂં બીરુદ છે. પરંતુ કોઈક પ્રસંગે એ વાક્યમાંનાં બે કે ત્રણ પદોને ગલત કરીને એ બીરુદને ટૂંકાવી નાખવામાં આવેલું જણાય છે. દાખલા તરીકે, અશોક પોતાની જાતને '**દેવાનાં-પ્રિય પ્રિયદર્શી**' તરીકે અથવા '**પ્રિયદર્શી રાજા**' તરીકે અથવા '**દેવાનાં-પ્રિય રાજા**' તરીકે અથવા તો માત્ર '**દેવાનાં-પ્રિય**' તરીકે પણ ઓળખાવે છે.[1] અશોકના પૂરેપૂરા બીરુદનું બીજું પદ '**પ્રિયદર્શન**' છે, અને તેનો વિચાર હમણાં જ આપણે કરી ગયા છીએ. 'જે સ્નેહભાવથી જુએ છે તે': એવો એનો અર્થ શબ્દશઃ થાય છે; અને 'જે દેખાવે પ્રિય છે તે': એવો તેનો અર્થ છૂટથી કરી શકાય છે. ક્યારે અને શા કારણે તેણે એ બીરુદ સ્વીકાર્યું હશે, એ આપણે જાણતા નથી; પણ તે પોતાના ખરા નામ તરીકે જ તેનો ઉપયોગ લગભગ હંમેશાં કરતો હતો, એટલું તો ચોક્કસ છે. આથી કરીને, આપણે તેનું ભાષાંતર ન કરીએ, અને તેને એમ ને એમ રહેવા દઈએ, એ વધારે સારૂં છે. અશોક પોતે ચક્રવર્તી હતો. તેમ છતાં પણ તે પોતાની જાતને માત્ર 'રાજા' તરીકે ઓળખાવે છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. છૂટાંછૂટાં કે એકસાથે વપરાતાં ભવ્ય બીરુદો-'**મહારાજ**' અને

---

૧ જ. રૉ. એ. સો., ૧૯૦૮, પૃ. ૪૮૨-૪૮૩.

**'રાજાધિરાજ'**-અશોકના કાળમાં તો વપરાતાં ન હતાં, એમ જણાય છે. અશોક પોતાને **'દેવાનાં-પ્રિય'** કહે છે, એ હકીકત તો વળી વિશેષ ધ્યાનમાં લેવાની છે. વ્યાકરણના હાલના અભ્યાસીઓને આથી કરીને હસવું શાથી આવતું હશે, એ સહજ સમજાય તેમ છે. "સિદ્ધાંતકૌમુદી"ના લેખક શ્રીયુત ભટ્ટોજી દીક્ષિત અને "અભિધાન-ચિંતામણી"ના લેખક શ્રીયુત હેમચંદ્રાચાર્ય કહે છે તેમ **'દેવાનાં-પ્રિય'**નો અર્થ 'મૂર્ખ' અથવા 'કમઅક્કલ' થાય છે; અને તેથી કરીને, પોતાની જાતને **'દેવાનાં-પ્રિય'** તરીકે ઓળખાવવામાં અશોકનો શો હેતુ રહેલો હશે, એનો વિચાર સ્વાભાવિક રીતે એ અભ્યાસીઓને વિસ્મયપૂર્વક આવે જ. પરંતુ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, હાલમાં એ શબ્દનો હીન અર્થ થાય છે; પણ શરૂઆતમાં-ખાસ કરીને અશોકના સમયમાં-તો તેનો તેવો અર્થ થતો ન હતો. પતંજલિએ તો **'भवत्'**ના તથા **'दीर्घायुष्'**ના અને **'आयुष्मत्'**ના અર્થમાં એ શબ્દનો ઉપયોગ કરેલો છે, એમ આપણે જાણીએ છીએ. આથી એમ જણાય છે કે, સન્માનકારક શબ્દોની માફક **'દેવાનાં-પ્રિય'** શબ્દ પણ શુભ સંબોધન તરીકે વપરાતો હતો. અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીનો આઠમો શિલાલેખ આપણે તપાસશું તો આપણને જણાશે કે, કેટલીક નકલોમાં જ્યાં **'દેવાનાં પ્રિય'** શબ્દ છે ત્યાં બીજી નકલોમાં **'રાજાનો'** શબ્દ છે. આનો અર્થ એ થયો કે, રાજાઓને ઉદ્દેશીને શુભ સંબોધનના અર્થમાં **'દેવાનાં-પ્રિય'** શબ્દ વપરાતો હતો. ખરું જોતાં, અશોકના સમકાલીન સિંહલરાજ તિસ્સને **'દેવાનાં-પ્રિય'** નામક બીરુદ લગાડેલું "દીપવંશ"માં જોવામાં આવે છે.[૧] ઘણુંખરું એ જ બીરુદ એ રાજાને માટે એ ગ્રંથમાં વપરાએલું છે. શિલાલેખો પણ એ અનુમાનને પુષ્ટિ આપે છે. દાખલા તરીકે, નાગાર્જુનીના પર્વતની ગુફામાંના ગુહાલેખોમાં[૨] અશોકના પૌત્ર તરીકે ઓળખાતા

---

૧ ૧૧, ૧૪, ૧૯, ૨૦, ૨૫ વગેરે.

૨ ઇ. ઍ., ૨૦, ૩૬૪ અને આગળ.

દશરથ રાજાને માટે 'દેવાનાં-પ્રિય' શબ્દ વપરાએલો છે. તે જ પ્રમાણે સિંહલદ્વીપમાંથી મળી આવેલા કોઇ એક શિલાલેખમાં બીજા રાજાઓના ઉપરાંત વંકનાસક-તિસ્સને માટે તેમ જ ગજબાહુક-ગામિનીને માટે અને મહલ્લક નાગને માટે આ બારુદ વપરાએલું છે [1] આમ, ખ્રિસ્તી શક શરૂ થયો તેના પહેલાં શુભ સંબોધન કે સન્માનદર્શક વચન તરીકે 'દેવાનાં-પ્રિય' શબ્દ માત્ર રાજાઓને ઉદ્દેશીને વપરાતો હતો. રાજાઓને દેવોનું સંરક્ષણ હોય છે, એ માન્યતા દર્શાવવાને ઉક્ત શબ્દ ઘણું કરીને વપરાતો હતો. આથી કરીને, 'દેવોને પ્રિય' અથવા 'દેવોને લાડકો' એવું એ શબ્દનું ભાષાંતર આપણે કરીએ તો ચાલે. આ રીતે, 'દેવોને લાડકો પ્રિયદર્શી રાજા': એ અશોકનું પૂરેપૂરૂં રાજબારુદ થયું.

'देवनां-प्रियो पियदसि राजा एवं आह' ( દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે' ), એ વાકયથી અશોકની ઘણી-ખરી ધર્મલિપિઓની શરૂઆત થાય છે. ડેરિયસથી માંડીને આર્ટ-ઝર્સીસ ઑકસ સુધીના એકીમેનાઇડ રાજાઓનાં રાજશાસનોની શરૂઆત જે વાકયથી થતી તે વાકયની સાથે આ વાકયની તુલના મોં. સેનાર્ત સાહેબે કરી છે તે યોગ્ય જ છે.[2] એનો એક દાખલો તો આ રહ્યો :—'થાતિય દારયવૌશ ક્ષયાથિય' ('ડેરિયસ રાજા આમ કહે છે' ). આ બન્ને પ્રસંગે સંબોધનની શરૂઆતમાં ત્રીજા પુરુષવાળું વાકય વપરાએલું છે. વળી, એટલું પણ ધ્યાનમાં લેવા જેવું છે કે. એ વાકયની પછી તુરત જ પહેલા પુરુષવાળું વાકય વપરાએલું છે. અશોકે અનુકરણ કરીને ઇરાનની આ રૂઢિનો ઉપયોગ કર્યો હતો, એમ તો અલબત્ત કોઇથી કહી શકાય તેમ નથી; કારણ કે, રાજશાસનખાતા-( રૉયલ ચૅન્સરી )ની લેખપદ્ધતિ (પ્રોટોકૉલ)ના અનુસારે આ પણ

---

૧ એ. ઝી. ૧, ૬૦

૨ ઇ. ઍ. ૨૦, ૨૫૫-૨૫૬

એક લેખ હતો, એવી નોંધ કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં કરેલી છે; અને તેથી, એ રૂઢિ અશોકના પહેલાંના કાળમાં પ્રચલિત હતી, એમ સાબીત થાય છે.[1] તેમ છતાં પણ, ફ્રાંસનો એ વિદ્વાન માને છે તેમ આપણે પણ એટલું તો જરૂર માની શકીએ કે, હિંદુઓએ મૂળ ઇરાની લેખપદ્ધતિનો સ્વીકાર કર્યો હતો. હિંદુસ્તાનના વાયવ્ય-કોણના ઉપર એકામેનિયન લોકોએ ચઢાઇ કરીને પોતાનું રાજ-તંત્ર સ્થાપ્યું તેને લઇને તેવી રૂઢિનો સ્વીકાર થયો હતો, એમ પણ આપણે માની શકીએ.

અશોક પોતાનાં શાસનોમાં જ્યાં જ્યાં સાલ આપે છે ત્યાં ત્યાં પોતાના રાજ્યાભિષેકથી માંડીને વર્ષોની ગણત્રી કરે છે. અશોક પોતે ગાદીએ બેઠો ત્યારપછી ચાર વર્ષે તેનો રાજ્યાભિષેક થયો હતો, એવી સિંહલદ્વીપની દંતકથાને વિદ્વાનોએ આના પરિણામમાં ખરી માની લીધી છે. પરંતુ એ દંતકથા તો આપણને એમ પણ કહે છે કે, પોતાનો બાપ મરી ગયો ત્યારપછી અશોકે પોતાના નવ્વાણું ભાઇઓની કતલ કરીને ગાદી પચાવી પાડી હતી અને પોતાના સૌથી નાના ભાઇ તિષ્યને જ જીવતો રહેવા દીધો હતો. પણ અશોકની ધર્મલિપિઓ આ દંતકથાને ખોટી પાડે છે; કારણ કે, એ લેખોમાં તો તેના માત્ર એક જ ભાઇનો ઉલ્લેખ નથી, પણ અનેક ભાઈઓનો ઉલ્લેખ છે; અને એ બધા ભાઇઓ તેના પાટનગર—(પાટલિપુત્ર)માં રહેતા હતા એટલું જ નહિ, પણ સામ્રાજ્યમાંનાં બીજાં શહેરોમાં પણ રહેતા હતા. આ દંતકથાના આ ભાગને આપણે કબૂલ રાખતા નથી તો પછી, અશોકે ગાદી પચાવી પાડી ત્યાર-પછી ચાર વર્ષે તેનો રાજ્યાભિષેક થયો હતો, એવું એ જ દંત-કથાના જે ભાગમાં કહ્યું છે તે ભાગને આપણે શા માટે વળગી રહેવું જોઇએ? ખરૂં જોતાં તો, અશોક પોતાના રાજકાળના અમુક બનાવો પોતાના રાજ્યાભિષેકની પછી અમુક વર્ષે બનેલા હોવાનું જણાવે

---

૧ ઇ. ઍ. ૪૭, ૫૧-૫૨

છે તેના ઉપરથી ‘ અશોક ગાદીએ બેઠો અને તેનો રાજ્યાભિષેક થયો, એ બે બનાવની વચ્ચે અમુક વર્ષનો ગાળો પડયો હતો ’ એવું અનુમાન શી રીતે થઇ શકે, એ જ સમજી શકાતું નથી. નાગાર્જુની-ના પર્વતની ગુફામાં ત્રણ લેખો છે તેમનો વિચાર આ દૃષ્ટિએ કરવા જેવો છે. અશોકના પૌત્ર દશરથના રાજ્યાભિષેકની સાલની પછીની જ સાલના એ લેખો છે. એ લેખોની સાલ આપતાં દશરથ-ના રાજ્યાભિષેકનો ઉલ્લેખ કરવામાં આવેલો છે તેથી, ‘ જે વર્ષે દશરથ ગાદીએ બેઠો તે જ વર્ષે તેનો રાજ્યાભિષેક થયો ન હતો, પણ એ બે બનાવોની વચ્ચે અમુક વર્ષનો ગાળો પડયો હતો ’ એવું અનુમાન આપણે કરી શકીએ ખરા ? આથી કરીને, અશોક ગાદીએ બેઠો ત્યારપછી ચારેક વર્ષો વીત્યાં ત્યારે જ તેનો રાજ્યાભિષેક થયો હતો, એવું માની લેવાને કાંઇ ખાસ કારણ જણાતું નથી.

પોતાના રાજ્યાભિષેકનો વાર્ષિક ઉત્સવ ઉજવવાની વેળાએ કેદીઓને છૂટા કરવાનો રિવાજ અશોકે રાખ્યો હતો, એમ જણાય છે. તેના સાત મુખ્ય સ્તંભલેખો પૈકીનો પાંચમો સ્તંભલેખ જોતાં આવું અનુમાન થઇ શકે છે. એ લેખના અંતભાગમાં તેણે કહ્યું છે કે, “ મારા રાજ્યાભિષેકને છવ્વીસ વર્ષો વીત્યાં તે સમયમાં મેં પચીસ વેળાએ બંધનમોક્ષ કર્યાં છે.” છવ્વીસ વર્ષમાં પચીસ વેળાએ કેદીઓ-ને છૂટા કરવામાં આવેલા તેથી એવો નિર્ણય કરી શકાય છે કે, એ લેખ લખાયો હતો ત્યારે અશોકના રાજકાળનું છવ્વીસમું વર્ષ પૂરું થયું ન હતું, પણ ચાલતું હતું. આથી એમ સાબીત થાય છે કે, પોતાના જીવનના પ્રસંગોને લગતાં જે વર્ષો અશોકે જણાવ્યાં છે તે તેના રાજકાળનાં ચાલૂ વર્ષો છે. કેટલાક વિદ્વાનો માને છે તેમ તે તેના રાજકાળનાં ગત વર્ષો નથી.

કૌટિલ્ય પોતાના “ અર્થશાસ્ત્ર ” માં જણાવે છે કે, અમુક દિવસોએ પ્રાણીના ગર્ભનો નાશ ન કરવો, અથવા તો તેને સુન્ની ન કરાવવી, એવી મના રાજાએ કરવી જોઇએ. રાજાના અને દેશના

નક્ષત્રના દિવસોનો સમાવેશ એ દિવસોમાં કૌટિલ્યે કર્યો છે. સાત મુખ્ય સ્તંભલેખો પૈકીના પાંચમા સ્તંભલેખમાં અશોકે સુન્નીની અને પ્રાણીના શરીરના ઉપર ચિહ્ન પાડવાની બાબતનો ઉલ્લેખ કરેલો છે, અને કયા કયા દિવસોએ તેમ કરવાનો નિષેધ તેણે કરેલો છે તે પણ તેમાં તેણે જણાવેલું છે. એમાંના ઘણાખરા દિવસો કૌટિલ્યે ગણાવેલા દિવસોને મળતા આવે છે, એ નવાઇભરેલી બિના છે. વળી, ખાસ ધ્યાનમાં રાખવા જેવું તો એ છે કે, તેણે માત્ર બે જ નક્ષત્રદિન–તિષ્ય અને પુનર્વસુ–એમાં ગણાવ્યા છે. તે પૈકીનો એક નક્ષત્રદિન ઘણું કરીને રાજાનો નક્ષત્રદિન હતો, અને બીજો નક્ષત્રદિન ઘણું કરીને દેશનો નક્ષત્રદિન હતો. આમ છે તો પછી એવો સવાલ ઊભો થાય છે કે, તે પૈકીનું કયું નક્ષત્ર રાજાનું હશે, અને કયું નક્ષત્ર દેશનું હશે ? એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, ધવલીના અને યાવગઢના જૂદા જૂદા લેખોમાં (કલિંગના અલગ શિલાલેખોમાં) પણ તિષ્ય–નક્ષત્રનો ઉલ્લેખ કરવામાં આવેલો છે. તાજેતરમાં જીતી લીધેલા કલિંગ પ્રાંતના અધિકારીઓને ઉદ્દેશીને અને તેમના માર્ગદર્શક તરીકે જ આ લેખો અશોકે કોતરાવેલા હતા. તેમના લાભને માટે દર તિષ્ય–નક્ષત્રદિને એ લેખોનું વાચન કરવું, એવો હુકમ તેમાં અશોકે કરેલો છે. આથી એટલું તો સ્પષ્ટ થાય છે કે, તે બે નક્ષત્રો પૈકીના પુનર્વસુ નક્ષત્રના કરતાં તિષ્ય નક્ષત્રને અશોક વધારે મહત્ત્વ આપતો હોવો જોઇએ. સાધારણ રીતે નક્ષત્રોની યાદીમાં તિષ્ય–નક્ષત્રને પુનર્વસુ–નક્ષત્રની પછી ગણાવવામાં આવે છે તો પણ, અશોકના પાંચમા મુખ્ય સ્તંભલેખમાં એક સ્થળે નહિ પણ બે સ્થળે તિષ્ય–નક્ષત્રને પુનર્વસુ–નક્ષત્રના પહેલાં ગણાવવામાં આવેલું છે. આમ તિષ્ય–નક્ષત્રને ઘણું મહત્ત્વ અપાતું હોવાથી, તે રાજાનું નક્ષત્ર હોવું જોઇએ, એવો નિર્ણય કરતાં કાંઇ હરકત આવે તેમ નથી. આ અનુમાન ખરૂં હોય તો દેશનું નક્ષત્ર પુનર્વસુ ઠરે છે. અહીં, 'દેશ' એટલે 'મગધદેશ', એમ સમજવાનું છે : એવું શ્રીયુત દે. રા. ભાંડારકર કહે છે.

અશોકની ધર્મલિપિઓનો સંબંધ ધર્મની સાથે રહેલો છે એટલુંજ નહિં, પણ એ ધર્મનો પ્રચાર કરવાના હેતુથી તેણે જે ઉપાયો યોજેલા તે ઉપાયોની સાથે પણ રહેલો છે. આથી કરીને, અશોક બૌદ્ધપંથી બન્યો તેના પછીના તેના જીવનના અને તેની કારકીર્દિના સંબંધમાં એ ધર્મલિપિઓ ઘણું જાણવા જેવું આપણને જણાવે છે. અશોકના શરૂઆતના ગૃહજીવનના અને જાહેર જીવનના સંબંધમાં એ ધર્મલિપિ જે થોડીક માહિતી આપણને પૂરી પાડે છે તેનો વિચાર આપણે અહીં કરશું. અશોકના રાજકાળના તેરમા વર્ષ સુધી તેનાં કેટલાંક ભાઇબહેન જીવતાં હતાં, અને તેઓ પાટલિપુત્રમાં તેમજ સામ્રાજ્યમાંનાં બીજાં શહેરોમાં પણ રહેતાં હતાં, એ હકીક્ત આપણે ઉપર વાંચી ગયા. અશોકનો '**अवरोधन**' (ઝનાનો) પણ બેશક હતો જ. તેને કેટલી રાણીઓ હતી, એ આપણે જાણતા નથી. પણ તેને નિદાન બે રાણીઓ તો હતી જ: કારણ કે, પોતાની એક ધર્મલિપિમાં પોતાની બીજી રાણીનો ઉલ્લેખ અશોકે કરેલો છે. એ રાણીને 'બીજી રાણી' કહેવામાં આવી છે, એ જ એમ બતાવી આપે છે કે, તેના કાળમાં રાણીઓનો અનુક્રમ નક્કી થએલો હતો. એ બીજી રાણીનું નામ 'કારુવાકી' હતું, અને તે રાણીથી અશોકને થએલા પુત્રનું નામ 'તીવર' હતું. એ રાણી ખુશી થઇને જે કાંઇ દાન કરે તેનું પુણ્ય એ રાણીને મળે, એ બાબતની ખાત્રી આપવાના હેતુથી એ શિલાલેખ અશોકે કોતરાવ્યો હતો. સાતમા મુખ્ય સ્તંભલેખમાં અશોકે પોતે કહ્યું છે તેમ, દાન કરવાની બાબતમાં રાજકુટુંબનાં માણસોને સમજાવવાના હેતુથી અને એ દાનોની વ્યવસ્થા બરાબર રીતે થાય તેટલા માટે કેટલાક અધિકારીઓને તેણે નીમેલા હતા. અહીં અશોકે પોતાના રાજકુટુંબનાં કયાં માણસોનો ઉલ્લેખ કરેલો છે, એ તપાસવું રસભર્યું થઇ પડશે. અલબત્ત, પ્રથમ તો તે પોતાની જાતનો અને પોતાની રાણીઓનો ઉલ્લેખ કરે છે, પણ પોતાની રાણીઓનો

ઉલ્લેખ કરીને પછી તુરત જ તે પોતાના '**अवरोधन**'નો (ઝનાના-નો) ઉલ્લેખ કરે છે. તે પોતે કહે છે તેમ, એ '**अवरोधन**'-માંનાં (ઝનાનામાંનાં) માણુસો પાટનગરમાં વસતાં હતાં એટલું જ નહિ, પરંતુ પ્રાંતોમાં પણ વસતાં હતાં. જે કોઇ વાચક એ લેખને કાળજીપૂર્વક વાંચશે તેને એટલું તો તુરત જ જણાઇ આવશે કે, અશોકના '**अवरोधन**'માં (ઝનાનામાં) માત્ર તેની રાણીઓ જ ન હતી. આમ છે તો પછી સવાલ એ થાય છે કે, તેમાં બીજી કયી સ્ત્રીઓ હશે, વારૂ? અશોકનાં સગાંસંબંધીઓની સ્ત્રીઓ તો તેમાં ન જ હોઇ શકે; કારણુ કે, તે સ્ત્રીઓને '**अवरोधन**' (ઝનાનો) શબ્દ લાગૂ પાડી ન શકાય. તો પછી તે અશોકની રખાતો હશે? આ બાબતમાં કાંઇ ચોક્કસપણે કહી શકાતું નથી. પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે, અશોકના '**अवरोवन**' માં (ઝનાનામાં) તેની રાણીઓ હતી એટલું જ નહિ, પણ ઊતરતા દરજ્જાની પડદેનશીન સ્ત્રીઓ પણ હતી. અશોકના સંબંધમાં સિંહલદ્વીપમાં જે દંતકથા પ્રચલિત છે તે આના સંબંધમાં અહીં યાદ આવી જાય છે. એ દંતકથામાં એમ કહ્યું છે કે, અશોકનો પિતા જીવતો હતો તે વખતે અશોક ઉજ્જયિનીનો મહામાત્ર હતો ત્યારે તેણે '**सेट्ठि**' (શેઠ) ની જ્ઞાતિની કોઇ સ્ત્રીની સાથે સંબંધ બાંધ્યો હતો. હાલના ભિલ્સાની પાસેના હાલના બેસનગર (પ્રાચીન વિદિશાનગર)માં એ સ્ત્રી રહેતી હતી. અશોકે ગાદી પચાવી પાડી અને એ સ્ત્રીથી પોતાને થએલાં છોકરાંને તે પોતાના પાટનગરમાં પોતાની સાથે તેડતો ગયો ત્યારે પણ એ સ્ત્રી તો વિદિશાનગરમાં જ રહેતી હતી. અશોકની રાણીઓના ઉપરાંત રખાતો પણ હતી; અને તેનો બધો જ '**अवरोधन**' (ઝનાનો) પાટલિપુત્રમાં ન હતો, પણ તેમાંની કેટલીક સ્ત્રીઓ પ્રાંતોમાં પણ રહેતી હતી: એવું જે અનુમાન અશોકના ઉપર્યુક્ત સ્તંભલેખની ઉપરથી બાંધી શકાય છે તેને ઉપલી દંતકથાથી પુષ્ટિ મળે છે. એ જ સ્તંભલેખમાં રાજકુટુંબનાં દાનોની

વ્યવસ્થા કરવાના સંબંધમાં વધારામાં અશોકે પોતાના પુત્રોનો અને બીજા દેવીકુમારોનો ઉલ્લેખ કરેલો છે. આમ તેણે દેવીકુમારોથી રાજકુમારોને જૂદા ગણ્યા છે. એ દેવીકુમારો કોણ હશે? ઘણું કરીને અશોક પોતાની દેવી(રાણી)ના પુત્રોની વાત અહીં નથી કરતો. પણ પોતાના પિતાની દેવી(રાણી)ના–પોતાની માતાના–પુત્રોનો (પોતાના સાવકા ભાઇઓનો) ઉલ્લેખ કરે છે. અશોકને કેટલા પુત્રો હતા, એ આપણે જાણતા નથી. પરંતુ, તેને નિદાન ચાર પુત્રો હશે, એવું અનુમાન થઇ શકે છે. પ્રાચીન કાળમાં એવો રિવાજ હતો કે, બનતાં સુધી તો પોતાના પુત્રોને જ રાજા પોતાના પ્રાંતોના મહામાત્રો તરીકે નીમતો. અશોકની ધર્મલિપિ-ઓમાં આવા રાજકુમારોનો ઉલ્લેખ થએલો છે. તક્ષશિલા, ઉજ્જયિની, સુવર્ણગિરિ, અને તોસલિ: એ ચાર સ્થળો પૈકીના દરેક સ્થળે અશોકનો એકેક રાજકુમાર મહામાત્ર તરીકે નીમાયો હતો. આ સ્થળોની ઓળખાણ આવતા પ્રકરણમાં આપણે કરી લેશું. અહીં તો આપણે એટલી નોંધ લેશું કે, અશોકને નિદાન ચાર પુત્રો તો હતા. ટૂંકામાં કહીએ તો, અશોકનું કુટુંબ બહુ મોટું હતું. તેને અનેક ભાઇબહેન હતાં, અને તેઓ પાટલિપુત્રમાં તેમ જ બહારના પ્રાંતોમાં રહેતાં હતાં. તે પૈકીના કેટલાક ભાઇઓ તો અશોકના સગા ભાઇઓ જ હતા; પણ બીજા કેટલાક ભાઇઓ તો વિવિધ માતાઓથી અશોકના બાપને થએલા હોઇ અશોકના સાવકા ભાઇઓ થતા હતા. પાટનગરમાં તેમ જ પ્રાંતોમાં અશોકનો '**अवरोधन**' (ઝનાનો) હતો. તેમાં તેની રાણીઓ રહેતી એટલું જ નહિ પણ બીજી જે સ્ત્રીઓની સાથે તેને સંબંધ હતો તે સ્ત્રીઓ પણ રહેતી. તેને નિદાન બે રાણીઓ હતી. તે પૈકીની એક રાણીનું નામ 'કારુવાકી' હતું. અશોકને નિદાન ચાર પુત્રો હતા. કારુવાકીનો પુત્ર 'તીવર' તેના ચાર પુત્રો પૈકીનો એક પુત્ર હતો કે કેમ, એ નક્કી કરી શકાય તેમ નથી.

અશોકના ગૃહજીવનની બાબતમાં આપણને કાંઇ જ માહિતી નથી, એમ કહીએ તો ચાલે. એની ધર્મલિપિઓ એ બાબતની

કાંઇજ માહિતી આપતી નથી. તેમ છતાં પણ તેના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના છઠ્ઠા શિલાલેખમાંનો થોડોક ભાગ મહત્ત્વનો છે. સર્વત્ર અને સર્વ પ્રસંગે તે લોકોનાં કામ કરતો, એનું વર્ણન એમાં અશોકે કરેલું છે. તેના પહેલાં થઇ ગએલા કોઇ પણ રાજાએ જેવું કામ કર્યું ન હતું તેવું કામ સર્વત્ર અને સર્વ પ્રસંગે કરવાનો પ્રબંધ તેણે પોતે કરેલો, એમ એ શિલાલેખમાં અશોકે જણાવ્યું છે. જે સ્થળે અશોક પોતે પ્રથમ પોતાનો વખત નાહક ગાળતો અને પછીથી જે સ્થળે તે પોતે લોકોનાં કામ કરતો તે સ્થળોનાં નામ સ્વાભાવિક રીતે તેણે એમાં ગણાવ્યાં છે. તે કહે છે કે, "આથી મેં આમ કર્યું છે:–હું ભોજન કરતો હોઉં કે ઝનાનામાં હોઉં, શયનગૃહમાં હોઉં કે દરબારી ઘોડારમાં હોઉં, ઘોડે બેઠો હોઉં કે ઉદ્યાનમાં હોઉં ત્યારે પણ સમાચાર આપનારા લોકોએ લોકોનાં કામથી મને વાકેફ કરવો." આથી એમ સ્પષ્ટ થાય છે કે, અશોક કામથી પરવારી રહેતો અને નિદ્રાધીન પણ ન થતો ત્યારે તે પોતાના પાટનગરમાં કાં તો ભોજનગૃહમાં ભોજન ઉડાવતો અથવા તો ઝનાનામાંની સ્ત્રીઓની સાથે મોજ કરતો અથવા તો આરામગૃહમાં ગોષ્ટિવિનોદ કરતો અથવા તો દરબારી ઘોડાઓની સંભાળ લેતો અથવા તો ઘોડે બેસીને સહેલ કરતો અથવા તો બગીચામાં બેસીને મજા માણતો. આ સર્વ બાબતોમાં તેનો શોખ કેવા પ્રકારનો હતો, એની કશી માહિતી આપણને મળતી નથી. પણ તેને કેવા પ્રકારનું ભોજન ભાવતું, એ તો આપણે જાણી શકીએ છીએ. જીવંત પ્રાણીઓનો વધ થતો અટકાવવાની બાબતમાં તે પોતે સખ્ત પગલાં ભરી રહ્યો હતો. તેમ છતાં પણ પોતાના દરબારી રસોડાની બાબતમાં તેણે કેટલાક અપવાદ કર્યા હતા. પોતાના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના પહેલા શિલાલેખમાં તે કહે છે કે, "પરંતુ હવે આ ધર્મલિપિ લખાઇ ત્યારે સૂપાર્થે માત્ર ત્રણ પ્રાણીઓ હણાતાં હતાં–બે મોર અને એક હરણ; પરંતુ એ હરણ પણ નિયમિત રીતે હણાતું નહિ.

પછીથી આ ત્રણ પ્રાણીઓને પણ હણવામાં આવશે નહિ." અહીં અશોકે એટલું તો કબૂલ કર્યું છે કે, બીજાં બધાં પ્રાણીઓનો વધ તેણે પોતે બંધ કરાવ્યો હતો તો પણ તેના પોતાના ભોજનના કામે મોરનો અને હરણનો વધ કરવાની છૂટ તેણે આપી હતી. આ પ્રાણીઓનું માંસ તેને ભાવતું હશે, એમ આથી સ્પષ્ટ થાય છે. વળી એ બે જાતનાં પ્રાણીઓ પૈકી ઘણુંખરૂં હરણનો વધ થવા દેવામાં આવતો ન હતો તેથી એવું પણ અનુમાન થઇ શકે છે કે, તેને મોરની જાતનાં પ્રાણીઓનું માંસ બહુ ભાવતું હોવું જોઇએ. "સંયુત્ત-નિકાય" ને લગતા પોતાના ભાષ્યમાં બુદ્ધઘોષે જે કહ્યું છે તે આના સંબંધમાં અહીં નોંધવા જેવું છે. બુદ્ધઘોષ કહે છે કે, "સરહદની પાસેના પ્રાંતોના લોકોને ગંડુપાદ બહુ ભાવે છે; પણ મધ્યદેશના લોકોને એમની સૂગ ચઢે છે."[1] આવું હોઇને, મધ્યદેશનો રહીશ અશોક મોરનું માંસ ખાવાનું લાંબા કાળ સુધી મુકી દઇ ન શકયો, એમાં કાંઇ નવાઇ નથી. તેમ છતાં પણ, પોતાના ઉક્ત લેખમાં તેણે વચન આપ્યું છે તેમ, પાછળથી તેટલું માંસ પણ ત્યજી દઇને તે શુદ્ધ શાકાહારી બન્યો હશે જ. એ બાબતમાં શંકા રાખવાની જરૂર રહેતી નથી.

પોતાના બીજા એક લેખમાં અશોકે પોતાના ગૃહજીવનની થોડીક ઝાંખી આપણને કરાવી છે. પોતાના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના આઠમા શિલાલેખમાં તેણે કહ્યું છે કે, ઘણાં વર્ષોથી રાજાઓ વિહારયાત્રાએ નીકળી પડતા, અને ત્યાં શિકાર તથા એવા જ બીજા આનંદોત્સવ થતા; પરંતુ પોતાનો રાજ્યાભિષેક થયો ત્યારથી માંડીને દસમા વર્ષે તેણે પોતે સંબોધિની (જે સ્થળે બુદ્ધ ભગવાનને જ્ઞાન થયું હતું તે સ્થળની) મુલાકાત લીધી ત્યારથી એ વિહાર-યાત્રાઓના બદલામાં ધર્મયાત્રાઓની યોજના કરી હતી. અહીં અશોક આપણને એમ કહેવા માગે છે કે, બીજા બધા રાજાઓની માફક તે પોતે પણ પોતાના રાજ્યાભિષેકથી માંડીને દસમા વર્ષ

---

૧. ઇ. સ. ૧૮૯૮ માં સિંહલદ્વીપમાં થેર વિમલબુદ્ધિએ પ્રકટ કરેલા બુદ્ધ-ઘોષકૃત "सारत्थप्पकासिनि" પૃ. ૧૦૪ તથા આગળ.

સુધી તો વિહારયાત્રાએ જતો, અને ત્યાં અનેક પ્રકારના આનંદોત્સવ તે ઊજવતો; અને તેમાં મુખ્ય ઉત્સવ તો શિકારનો હતો. ઉક્ત વિહારયાત્રાની બાબતમાં આપણે કાંઇ પણ ખ્યાલ બાંધી શકતા નથી; કારણ કે, અશોકે પોતે તેની કાંઇ વિગતો આપી નથી એટલું જ નહિ, પણ પ્રાચીન સાહિત્યના કોઇ પણ ગ્રંથમાંથી પણ એ બાબતની હકીકત આપણને મળી આવતી નથી. તેમ છતાં પણ "મહાભારત"ના આશ્રમવાસિકપર્વમાં વિહારયાત્રાનો ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે. પોતાના સો પુત્રોના મરણથી ધૃતરાષ્ટ્રને જે ભારે શોક થયો હતો તેનું વિસ્મરણ કરાવવાના હેતુથી યુધિષ્ઠિરે એવી વિહારયાત્રા નિયોજી હતી, એમ જણાય છે. એવી વિહાર-યાત્રામાં શું શું થતું, એની વિગત એ પર્વમાંના માત્ર એક જ શ્લોકમાં આપેલી છે. એ શ્લોકમાં કહ્યું છે કે, " આરલિકો ( જાદુગરો ? ) તથા મુખ્ય રસોઇઆઓ અને રાગ તથા શાડવ ગાનારા ગવૈયાઓ શહેરમાં રાજા ધતરાષ્ટ્રની તહેનાતમાં રહેતા તેમ ત્યાં પણ રહેતા. " [૧] એ રીતે ધૃતરાષ્ટ્રની વિહારયાત્રા દરમ્યાન સંગીત થતું, પક્વાન્નનાં ભોજન થતાં અને જાદુગરોના ખેલો પણ થતા. અહીં શિકારનો ઉલ્લેખ થએલો નથી; કારણ કે, ધૃતરાષ્ટ્ર આંધળો હતો તેથી શિકારમાં રસ ન લઇ શકે, એ દેખીતું છે. પરંતુ વિહાર-યાત્રાનો ઉલ્લેખ કરતાં અશોક માત્ર શિકારની જ વાત કરે છે, પણ બીજા વિહારોની બાબતમાં કાંઇ કહેતો જ નથી; અને તેથી કરીને એમ જણાય છે કે, તેના કાળમાં વિહારયાત્રાના કાર્યક્રમમાં શિકાર-ને મહત્ત્વનું સ્થાન અપાતું હતું. ખરૂં જોતાં, રાજાઓ શિકારમાં એટલા બધા રચ્યાપચ્યા રહેતા કે, હિંદુ–રાજનીતિશાસ્ત્રને લગતાં પુસ્તકો લખનારા કેટલાક પ્રાચીન વિદ્વાનોએ શિકારને દુર્ગુણ માન્યો છે; અને ' શિકાર ન કરવો ' એવો ઉપદેશ પણ તેમણે આપેલો છે. દાખલા તરીકે, ' પિશુન ' નામક વિદ્વાન લેખક શિકારને વખોડી કાઢે છે; કારણ કે, તેના પરિણામમાં લૂટારાઓનો અને દુશ્મનોનો

---

૧. ૧, ૧૮.

તથા જંગલી પ્રાણીઓનો અને દાવાનળનો ભય ઊભો થાય છે તેમ જ ઠોકર ખાવાની બીક રહે છે અને ચતુર્દિશાનો ભેદ ધ્યાનમાં રહી શકતો નથી, વગેરે વગેરે.[1] એની વિરુદ્ધ જઇને કૌટિલ્ય તો શિકારની ખાસ ભલામણ કરે છે; કારણ કે, તે કહે છે તેમ, શિકારથી કસરત મળે છે અને ચરબી તથા પિત્ત કમી થાય છે તથા સ્થાવર અને જંગમ વસ્તુઓની સામે નિશાન તાકવાની કળા આવડે છે તેમ જ પ્રાણીઓના મનનું જ્ઞાન થાય છે અને તેઓ ખીજવાય ત્યારે સદાસર્વદા હરફર કર્યાં કરે છે તે જ્ઞાન પણ થાય છે. કાલિદાસ કવિએ પોતાના "શાકુંતલ" નાટકના બીજા અંકમાં દુષ્યંતના મુખે શિકારની પ્રશંસા કરાવીને ઉપલા ફાયદાઓ ગણાવ્યા છે, એ આપણે જાણીએ છીએ. એ મહાકવિએ પોતાના એ નાટકના પહેલા બે અંકોમાં શિકારનું અચ્છું ચિત્ર આપણી સામે ખડું કરી આપેલું છે. અશોકના લગભગ સમકાલીન મેગાસ્થેનીસે પણ દરબારી શિકારનું વર્ણન કરેલું છે. તે કહે છે તેમ, રાજા પોતાના રાજમહેલને છોડીને બહાર નીકળી પડે છે તેમાં તેનો મુખ્ય હેતુ તો "શિકારે જવું, એ છે. એ કામે તે દારૂ પીને મસ્ત બનેલા ઇસમના જેવો બની જાય છે. એની આસપાસ અનેક સ્ત્રીઓ ટોળે વળે છે, અને એમની બહારની બાજુએ ભાલા ધરાવતા પુરુષો ગોઠવાઇ જાય છે. રસ્તાની બન્ને બાજુએ દોરડાં બાંધી લેવામાં આવે છે, અને એ દોરડાંની અંદર થઇને ચાલનાર પુરુષ કે સ્ત્રી મરણનું જ શરણ લે છે. સ્વારીની શરૂઆતમાં ઢોલ અને ઘંટ વગાડતા લોકો ચાલે છે. રાજા બંધિયાર જગ્યામાં શિકાર કરે છે. માંચડાની ઉપર ચઢીને તે તીર મારે છે. તેની બાજુમાં બે સ્ત્રીઓ સશસ્ત્ર ઊભી રહી છે. તે ખુલ્લામાં શિકાર કરે છે તો હાથીની પીઠની ઉપર બેસી રહીને તે તીર મારે છે. કેટલીક સ્ત્રીઓ રથમાં બેઠી હોય છે તો કેટલીક સ્ત્રીઓ ઘોડે બેઠી હોય છે, અને કેટલીક સ્ત્રીઓ તો હાથીની ઉપર

1. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર", પૃ. ૩૨૭.

પણ બેઠેલી હોય છે; અને તેઓ જાણે કોઇ લડાઇ કરવાને જતી હોય તેમ બધી જાતનાં હથિયારોથી સજ્જ થએલી હોય છે." ૧ "શાકુંતલ" નાટકમાં પણ દુષ્યંતના શિકારને કોઇ ચઢાઇ તરીકે જ વર્ણવેલો છે; અને પોતાના હાથમાં કામઠાં રાખીને સજ્જ થએલી યવન સ્ત્રીઓ રાજાની તહેનાતમાં રહેતી હતી, એમ પણ એ નાટકમાં જણાવેલું છે. પોતાના સમકાલીન કે પુરોગામી રાજાઓની માફક અશોક પણ પોતાના યૌવનકાળમાં આવા વિહારમાં આનંદ માનતો હશે, એમ સારી પેઠે કલ્પી શકાય છે. પરંતુ પ્રાણીના જીવની પવિત્રતાએ પાછળથી એના મનની ઉપર એટલી બધી અસર કરી હતી કે, જેનાથી નિર્દયતા કે જીવની હિંસા થવા પામે એવા કોઇ પણ આનંદોત્સવમાં તે ભાગ લેતો નહિ.

અશોક પોતે બૌદ્ધપંથનો ચુસ્ત ધર્મોપદેશક બન્યો તેના પહેલાં રાજા તરીકે તે કેવો હતો, એ જોવાનો પ્રયત્ન હવે આપણે કરશું. રાજા તરીકેના તેના જીવનની કાંઇ જ ખબર આપણને નથી. માત્ર તેના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના પહેલા શિલાલેખોમાં એ બાબતની કાંઇક ઝાંખી આપણને થાય છે. તેના આધારે એમ જણાય છે કે, બીજા બધા રાજાઓની માફક અશોકને પણ પોતાની પ્રજાને જમાડવાની અને આનંદ કરાવવાની ટેવ હતી. પ્રજાને ખુશી અને સંતોષી રાખવાના હેતુથી અશોક આમ કરતો હોય, એ બનવાજોગ છે. એણે શરૂ કરેલા જાહેર ઉત્સવો પૈકીનો એક ઉત્સવ 'સમાજ' નામથી ઓળખાતો હતો. 'સમાજ' ના બે પ્રકાર હતા. એક પ્રકારના સમાજમાં લોકોને પકવાન્ન પીરસવામાં આવતાં હતાં, અને તેમાં માંસને અગ્રસ્થાન મળતું હતું. બીજા પ્રકારના સમાજમાં નાચ થતો અને સંગીત થતું તથા કુસ્તી થતી તેમ જ એવા બીજા ખેલોથી પ્રજાને આનંદ કરાવવામાં આવતો. દેખીતી રીતે પહેલા પ્રકારનો સમાજ પ્રીતિભોજનના જેવો હતો અથવા તો એક જાતનો

---

૧. ઇં. ઍં. ૬, ૧૩૨.

રસભોગી મેળો હતો. બીજા પ્રકારનો સમાજ પ્રજાને આનંદ કરાવવાના હેતુથી ભરવામાં આવતો હતો. આ બીજા પ્રકારના સમાજને '**रंगागार**' અથવા '**प्रेक्षागार**' કહી શકાય. ભેગા થએલા 'લોકોનો મેળો' એવો પણ એનો અર્થ કરી શકાય. બ્રાહ્મણસાહિત્ય-માં તેમ જ બૌદ્ધસાહિત્યમાં 'સમાજ' ના જે દાખલાઓ વર્ણવેલા છે તે બધા એમ સૂચવે છે કે, લોકોને પકવાન્ન ખવાડવાં તેમ જ સુંદર દૃશ્યો બતાવવાં અને મોહક સંગીત સંભળાવવું, એ એવા સમાજોનો મુખ્ય હેતુ હતો. આપણા દેશના પ્રાચીન કાળના રાજાઓને સમાજો ભરવાની ટેવ હતી, એમાં તો કાંઇ જ શંકા નથી; કારણ કે, એના ઘણા દાખલા મોજુદ છે. કટક ગામમાંથી મળી આવેલા હાથીગુંફાના શિલાલેખમાં કહ્યું છે કે, કલિંગના રાજા ખારવેલે ઉત્સવો ઊજવીને અને સમાજો ભરીને પોતાના પાટનગરના લોકોને આનંદ કરાવ્યો હતો. દક્ષિણના રાજા ગૌતમીપુત્ર શાતકર્ણીએ પણ લગભગ એવું જ કર્યું હતું, એમ નાશિકનો ગુહાલેખ વાંચતાં જણાય છે. કૌટિલ્ય પણ પોતાના "અર્થશાસ્ત્ર" માં કહે છે કે, "પોતાના દેશના કે દેવના સમાજની કે ઉત્સવની કે વિહારની પ્રત્યેના (પ્રજાના) શોખનું અનુકરણ રાજાએ કરવું."[1] આ બન્ને પ્રકારના સમાજો અશોકે ઊજવેલા લાગે છે. પરંતુ તેનો પહેલો મુખ્ય શિલાલેખ વાંચીને આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે, તે ધર્મોપદેશ કરવા લાગ્યો ત્યારે ભોજનમાં પીરસાવાને માટે માંસ મેળવવાના હેતુથી જે સમાજમાં પ્રાણીઓનો વધ થતો હતો તે સમાજને તેણે નિષિદ્ધ ગણ્યા હતા. બીજા સમાજોમાં કાંઇ પણ વાંધાભરેલું ન હોવાથી તેવા સમાજો ભરવાની છૂટ તેણે આપી હતી; પણ જાહેર ખેલો કરવાના પ્રકારમાં તેણે થોડો ફેરફાર કર્યો હતો ખરો. જે ખેલોથી પ્રજાને આનંદ મળે તેમ જ તેમનામાં ધર્મ જન્મે અને વિકસે તથા પ્રસરે તે

---

૧. "અર્થશાસ્ત્ર", પૃ. ૪૦૭.

ખેલો કરાવવાનું તેણે બેશક રાખ્યું હશે. આવાં દશ્યોની ઓળખાણ પછીથી કોઇક પ્રકરણમાં આપણે કરી લેશું.

રાજનીતિના વિચારથી એ જ દિશામાં બીજું એક પગલું ભરવાનું અશોકને સૂઝયું હોય, એમ લાગે છે. એ જ શિલાલેખમાં તે કહે છે કે, અગાઉ દરબારી રસોડામાં દરરોજ ઘણાંક—સેંકડો ને હજારો— પ્રાણીઓનો વધ થતો હતો. "મહાભારત" ના વનપર્વમાં વર્ણવેલા આવા પ્રકારના પ્રસંગને આ પ્રસંગ બહુ જ મળતો આવે છે. વનપર્વમાં કહ્યું છે કે, રંતિદેવ રાજાના રસોડામાં દરરોજ બે હજાર ઢોરોનો અને બે હજાર ગાયોનો વધ કરવામાં આવતો હતો, અને પ્રજાને મફત માંસ પૂરૂં પાડીને તેણે અદ્વિતીય ખ્યાતિ મેળવી હતી. આપણા દેશનાં કેટલાંક દેશી રાજ્યોમાં આજે પણ સદાવ્રત માંડવાનો રિવાજ છે. રંતિદેવની માફક અશોકે પણ લોકપ્રિય થવાના હેતુથી પોતાની પ્રજાને મફત માંસ પૂરૂં પાડવાની પ્રથા પાડી હશે, એમ લાગે છે. પરંતુ તેનો આત્મા જાગૃત થયો અને તેણે ધર્મોપદેશ કરવા માંડયો ત્યારથી તેણે આ ભયંકર જીવહિંસા એકદમ બંધ કરી દીધી હતી.

અશોકે બૌદ્ધપંથને સ્વીકાર્યો ત્યાં સુધી સામાન્ય વ્યક્તિ તરીકે તે કેવા પ્રકારનો હતો, એ ઉપર આપણે જોઇ ગયા. આ બધી માહિતી સ્પષ્ટ અને સંપૂર્ણ તો નથી જ. તેમ છતાં પણ એ બધી માહિતી માત્ર દંતકથા નથી, પણ વિશ્વાસપાત્ર હકીકત છે. તેનું કુટુંબ કેવા પ્રકારનું હતું? તેનો પોતાનો શોખ કેવા પ્રકારનો હતો? તેને શું શું ભાવતું અને ગમતું હતું? રાજા તરીકેના કામમાંથી પરવારીને તે કેવા પ્રકારના વિહારનો ઉપભોગ કરતો હતો? એ બધું આપણે જાણી શકીએ છીએ. વળી, રાજા તરીકે તેણે કયાં બીરુદ રાખ્યાં હતાં? રાજા તરીકેની પોતાની કારકીર્દિ કેવી રીતે તેણે શરૂ કરી? લોકોને આનંદ આપીને પોતાના કરી લેવાની બાબતમાં કેવાં પગલાં તેણે ભર્યાં? એ બધું આપણે જાણી શકીએ છીએ. કેદીઓને

કેદખાનામાંથી છોડી દઈને તે પોતાના રાજ્યાભિષેકનો વાર્ષિક ઉત્સવ નિયમિત રીતે ઊજવતો, એમ આપણે જાણી લીધું છે. તે બૌદ્ધ-પંથી બન્યો તેના પહેલાંની– એટલે કે, પોતાના રાજકાળના આઠમા વર્ષમાં તેણે કલિંગ દેશને જીતી લીધો ત્યાં સુધીની– રાજા તરીકેની તેની ઓળખાણ આટલી જ આપણને મળી શકે છે. એના રાજકાળના શરૂઆતના સમયમાં કાંઇ બનાવો બનેલા કે નહિ, તેમ જ એવી જ ચઢાઇઓ તેણે કરેલી કે નહિ ? એ બાબતની માહિતી આપણને મળી શકતી નથી. તેણે કલિંગ દેશના ઉપર વિજય મેળવ્યો, એ જ તેના રાજકાળનો સૌથી પહેલો બનાવ તેની ધર્મલિપિઓમાં નોંધાએલો છે. વૈતરણી નદીની અને લંગુલિય નદીની વચ્ચે, બંગાળાના ઉપસાગરના કાંઠાની પાસે જે ભૂભાગ હતો તે એ કાળનો કલિંગ દેશ હતો, એમ લાગે છે. કલિંગની લડાઇનું અચ્છું વર્ણન પોતાના શિલાલેખમાં અશોકે કરેલું છે. તે કહે છે તેમ, " દોઢ લાખ માણસો પકડાયાં હતાં ( અને ) એક લાખ માણસો હણાયાં હતાં અને તેનાથી અનેક ગણાં માણસો મરી ગયાં હતાં. " આ આંકડાઓ તો માત્ર કલિંગ દેશને લગતા જ છે. અશોકના પોતાના લશ્કરનાં માણસો માર્યા ગયાં હશે, એની ગણત્રી તો આમાં કરેલી નથી. આથી કરીને આપણે એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, કલિંગના જેવા નાના પ્રદેશમાં જ એક લાખ માણસો સમરાંગણમાં માર્યા ગયાં હતાં, અને તેનાથી અનેક ગણાં માણસો ઘવાવાથી કે ભૂખમરાથી મરી ગયાં હતાં, અને દોઢ લાખ માણસો તો કેદી તરીકે પકડાયાં હતાં. કલિંગના જેવા નાનકડા પ્રદેશનો વિચાર આપણે કરીએ તો તો આ આંકડાઓ બેશક ચોંકાવનારા ગણી શકાય. હાલના સમયમાં લડાઇમાં વપરાતાં હથિયારો જેવાં રાક્ષસી અને જીવલેણ હોય છે તેવાં તે જમાનામાં ન હતાં. તેમ છતાં પણ લડાઇ કેટલી ભયાનક નીવડતી હશે, એનો ખ્યાલ આથી આવી શકે છે. કલિંગની લડાઇ થઇ ત્યારપછી તુરત જ

અશોકે બૌદ્ધપંથને સ્વીકાર્યો, અને તે ધર્મોપદેશ કરવા લાગ્યો. એ લડાઇને યાદ કરતાં જ તેને અતિશય પશ્ચાત્તાપ થતો હતો. તે પોતે કહે છે તેમ, ન જીતાએલા પ્રદેશને જીતવામાં આવે છે તે પ્રસંગે લોકો ઘાયલ થાય છે તથા મરે છે તેમ જ કેદી તરીકે પકડાય છે પણ ખરા. અલબત્ત, આ બધું દુ:ખદાયક છે. પરંતુ એનાથી વધારે શોકકારક તો એ છે કે, જેઓ મરે છે કે હણાય છે કે કેદી તરીકે પકડાય છે તે પૈકીના અનેક લોકો ધર્મપરાયણ હોય, એ સંભવિત છે; અને તેમના મિત્રો તથા ઓળખીતા લોકો અને તેમનાં સગાં-સંબંધીઓ પોતે સહીસલામત હોવાથી અને તેમને અતિશય ચાહતાં હોવાથી એ સૌને પણ આવી સ્થિતિમાં દુ:ખ થવાનો સંભવ રહે છે. "બધા લોકોના ભાગે આવું આવે છે, અને દેવોને લાડકાએ તેને શોકકારક ગણ્યું છે." આ શિલાલેખની ભાષામાં અશોકની પોતાની ઊંડી લાગણી દેખાં દઇ રહી છે; અને અતિ જૂની એ શિલાઓ પશ્ચાત્તાપ કરનારા આત્માનાં દુ:ખ આજે પણ પોકારી રહી છે. આ પશ્ચાત્તાપ હૃદયસ્પર્શી હતો, એમાં તો કાંઇ જ શક નથી. આ શિલાલેખ કોતરાએલો ત્યારે કલિંગ દેશમાં અશોકે ધર્મનું પાલન તથા ધર્મેચ્છકપણું અને ધર્મસૂચના શરૂ કરી દીધાં હતાં. કોઇ દેશને નવેસર તાબે કરવામાં આવ્યો હોય અને તે અસ્વસ્થ સ્થિતિમાં હોય ત્યારે ત્યાં રાજ્યવ્યવસ્થા બરાબર સંભાળવાનું અને સુલેહ જાળવવાનું કામ જે અધિકારીઓને સોંપવામાં આવ્યું હોય તેઓ ન્યાયની અને દયાની હદને ઓળંગી જાય, એવો ભય રહે છે. અશોકના અમલદારોએ પણ આવી જાતનું ઉલ્લંઘન કરેલું, એવું જણાય છે; અને અશોકના એક શિલાલેખમાં જણાવ્યું છે તેમ, અશોકે તેમને ખૂબ ઠપકો આપેલો. વળી, ભવિષ્યમાં આવા પ્રકારનું ઉલ્લંઘન ન થવા પામે, એ હેતુથી અશોકે કેવી જાતનાં પગલાં લીધેલાં : એ પણ તેના એક શિલાલેખમાં જણાવેલું છે. કલિંગની આ લડાઇના અમાનુષીપણાથી અને અન્યાયીપણાથી અશોકનું મન

એટલું બધું ઘેરાઇ ગયું હતું કે, કલિંગ દેશમાં પોતાનો શિલાલેખ કોતરાવવામાં પણ તેને શરમ લાગતી હતી. કલિંગ દેશમાંનાં બે સ્થળોએ તેના શિલાલેખો કોતરાએલા જોવામાં આવે છે. પરંતુ, બીજી બધી જગ્યાએ અશોકની બીજી ધર્મલિપિઓની સાથેસાથે કલિંગના વિજયને લગતો શિલાલેખ પણ કોતરાવવામાં આવેલો છે ત્યારે કલિંગ દેશમાંની ધર્મલિપિઓમાંથી તો એ દેશના વિજયને લગતા શિલાલેખને બાતલ જ કરવામાં આવેલો છે. ખરેખર, અહીં તો પશ્ચાત્તાપની અને શરમની હદ વળી છે!

અશોકે બીજી કોઇ પણ ચઢાઇ નહિ કરી હોય, એમ આપણે ચોક્કસપણે માની શકીએ. પરંતુ અશોકે કલિંગ દેશને જીતી લઇને પોતાના અતિ વિસ્તૃત પ્રદેશની સાથે શા હેતુથી જોડી દીધો હશે, એ બાબત તો હંમેશાં અંધારામાં જ રહેશે: એમ લાગે છે. અશોકનું સામ્રાજ્ય કેટલું વિસ્તૃત હતું, અને તેની સત્તા કેટલી બધી હતી: એ બીજા પ્રકરણમાં આપણે જોશું.

## બીજું પ્રકરણ.

### અશોકનું સામ્રાજ્ય અને તેની રાજ્યવ્યવસ્થા.

અશોકના સામ્રાજ્યની સીમાઓ નક્કી કરવાને લગતો તેમ જ જે ભૂભાગના ઉપર તેનો અમલ ચાલતો હતો તે ભૂભાગ નક્કી કરવાને લગતો બનતો પ્રયત્ન આ પ્રકરણમાં આપણે કરશું. તે પોતાનું રાજ્યતંત્ર જે રીતે ચલાવતો તે રીતની તથા તેણે કાંઇ નવા સુધારા દાખલ કર્યા હોય તો તેમની ચર્ચા ત્યારપછી આપણે કરશું. આ બન્ને બાબતોમાં આપણે મુખ્યત્વે કરીને તેની ધર્મ-લિપિઓનો જ આધાર લેશું. તેના સામ્રાજ્યના વિસ્તારનો વિચાર

કરતી વેળાએ અંદરના તેમ જ બહારના પૂરાવા આપણે ધ્યાનમાં લેવાના છે. તેની ધર્મલિપિઓ જે સ્થળેથી મળી આવેલી તે સ્થળો બહારનો પૂરાવો પૂરો પાડે છે. તેમાં પણ તેના ચૌદ મુખ્ય શિલાલેખો તો આપણા કામે બહુ જ મહત્ત્વના છે; કારણ કે, આપણા દેશની સઘળી સરહદની પાસેથી તેઓ મળી આવેલા છે. એ લેખોનો વિચાર કરતાં પૂર્વદિશાથી શરૂઆત કરીને આપણે પશ્ચિમદિશાએ જશું. તેના ચૌદ મુખ્ય શિલાલેખોની બે નકલો તેના સામ્રાજ્યના અગ્નિ-કોણમાંથી– બંગાળાના ઉપસાગરની કનેથી–મળી આવી હતી. ઉત્કલ–( ઓરિસ્સા )ના પુરી પ્રાંતમાં ભુવનેશ્વરની દક્ષિણદિશાએ આશરે ચાર ગાઉ દૂર ધત્રલી ( ધૌલી ) નામક ગામ છે ત્યાં તે પૈકીની એક નકલ મોજુદ છે. મદ્રાસ ઇલાકાના ગંજામ પ્રાંતમાં યાવગઢ ( જૌગડાં ) નામક ગામ છે ત્યાં તે પૈકીની બીજી નકલ હયાત છે. આ બન્ને લેખો નવેસર જીતેલા કલિંગ પ્રાંતમાં કોતરવામાં આવેલા; અને આપણા દેશના અગ્નિકોણના છેક છેડાએ જ કલિંગ દેશ છે તેથી આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે, અશોકના સામ્રાજ્યની અગ્નિકોણની સીમા તરીકે કલિંગ દેશ હોવો જોઇએ. ઉત્તરદિશામાં આગળ ધપતાં આપણને એવું જણાય છે કે, દેહરાદુન પ્રાંતમાંના કાલ્શી ગામની પાસે પડેલા પથ્થરની ઉપર અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની ત્રીજી નકલ અસ્તિત્વ ધરાવે છે. તેની પશ્ચિમદિશાએ આગળ જતાં વાયવ્યકોણની સરહદના પ્રાંતમાંની બે નકલો આપણી નજરે ચઢે છે. ઍબટાબાદની ઉત્તરદિશાએ આશરે આઠ ગાઉ દૂર, હઝારા પ્રાંતમાંના મનશહર( મન્સેરા )માં તે પૈકીની એક નકલ મોજુદ છે; અને પેશાવરના ઇશાનખૂણાએ વીસ ગાઉ દૂર, પેશાવર પ્રાંતમાંના શાહબાઝગઢીમાં તે પૈકીની બીજી નકલ મોજુદ છે. તેની દક્ષિણદિશાએ નીચે ઊતરતાં અને પશ્ચિમકાંઠે આવતાં અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની બીજી બે નકલો આપણું ધ્યાન ખેંચે છે. તે પૈકીની એક નકલ કાઠિયાવાડમાંના જૂનાગઢની પાસેના ગિરનાર

પર્વતની બાજુમાંથી મળી આવી છે; અને બીજી નકલ મુંબાઇની ઉત્તરદિશાએ આશરે અઢાર ગાઉ દૂર, ઠાણા જિલ્લામાંના શૂર્પારક-( સોપારા )માંથી મળી આવેલી છે. અશોકના સામ્રાજ્યની દક્ષિણદિશાની સરહદની પાસેથી એના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીનો એક પણ શિલાલેખ હજી સુધી મળી આવેલો નથી. ખરૂં કહીએ તો, અશોકના સામ્રાજ્યની દક્ષિણદિશાની સરહદની પાસેથી તેનો એક પણ લેખ લાંબા સમય સુધી મળી આવ્યો ન હતો; પણ ઇ. સ. ૧૯૦૩ માં લ્યુઇસ રાઇસ નામક અંગ્રેજ ગૃહસ્થે અશોકના શિલાલેખની ત્રણ નકલો શોધી કાઢી. મહિષપુર( માઇસોર )ના ઉત્તરભાગમાંના ચિત્તલદુર્ગ પ્રાંતમાં પાસેપાસે આવી રહેલાં ત્રણ સ્થળેથી અશોકના ગૌણ શિલાલેખની ત્રણ નકલો મળી આવી છે. શિલાલેખોવાળાં જે સ્થળો ઉપર જણાવ્યાં છે તેમનો એકંદર વિચાર આપણે કરીએ તો અશોકના સામ્રાજ્યના વિસ્તારનો ઠીક ખ્યાલ આપણને આવી શકે છે. આ બાબતમાં એ શિલાલેખો પોતે જ શી માહિતી આપણને આપે છે એ હવે આપણે જોશું: એટલે કે, બહારના પૂરાવાની સાથે અંદરના પૂરાવાનું મળતાપણું કેટલું છે, એ આપણે તપાસશું.

પોતાના બે લેખોમાં ( ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના બીજા અને તેરમા શિલાલેખમાં ) અશોકે પોતાના સમકાલીન રાજાઓનાં નામ ગણાવ્યાં છે. હિંદુસ્તાનની બહાર રાજ્ય ભોગવતા પાંચ રાજાઓ હતાઃ–યવનરાજ અંતિયોક, અને તેની પેલી બાજુએ તુરમાય તથા અંતેકિન તેમ જ મગ અને અલિકસુંદર ( અલિકશુદ્ર ? ). હિંદુસ્તાનની અંદર અશોકના સામ્રાજ્યની દક્ષિણદિશાએ ચોડ તથા પાંડિય તેમ જ કેરલપુત્ર તથા સાતિયપુત્ર અને તંબપંણિ હતાં. વળી, પોતાના બે લેખોમાં ( ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના પાંચમા અને તેરમા શિલાલેખમાં ) અશોકે સરહદના પ્રાંતોનો ઉલ્લેખ કરેલો છે. તેમનાં નામ આ રહ્યાંઃ–યોન તથા કંબોજ તેમ જ ગંધાર અને રાસ્ટિક–પેતેનિક તેમ જ ભોજ–પેતેનિક તથા નાભક–નાભપંતિ તેમ જ અંધ્ર

અને પુલિંદ. તેરમા મુખ્ય શિલાલેખમાંના અમુક એક વાક્યને ખોટી રીતે વાંચવામાં આવતું હતું– અને તેથી તેનો ખોટો અર્થ કરવામાં આવતો હતો– તેના પરિણામમાં લાંબા વખત સુધી એ પ્રાંતોને અશોકના સામ્રાજ્યમાંનાં '**हिद–राज**' એટલે 'ખંડિયાં રાજ્ય' તરીકે ઓળખાવવામાં આવતા હતા. પરંતુ ગિરનાર પર્વતવાળી તૂટેલી શિલાનો ખોવાઇ ગએલો ભાગ જડી આવેલો છે તે આ અર્થને ખોટો ઠરાવે છે. અશોકના સામ્રાજ્યની સરહદની પાસેના કેટલાક પ્રાંતોમાં વસતી તાબાની પ્રજાઓનાં એ નામો છે, એમ આપણે સમજવાનું છે. પ્રથમ તો આ પ્રાંતોની સીમાઓ નક્કી કરવાની જરૂર રહે છે; અને ત્યારપછી અશોકના હિંદુસ્તાનમાંના સ્વતંત્ર પાડોસીઓના તાબાના દેશભાગની સીમાઓ પણ નક્કી કરવાની છે.

'યોન' લોકો કોણ હશે? અલબત્ત, ગ્રીસવાસી લોકોને 'યોન' તરીકે અહીં ઓળખાવેલા છે. પરંતુ એમનો પ્રદેશ કયો ગણવો? અહીં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, તેઓ અશોકના સામ્રાજ્યના ભાગ રૂપ હતા, અને તેથી અશોકના ગ્રીસ-વાસી પાડોસીઓના પ્રદેશની સાથે તેમનો કાંઇ સંબંધ ન હતો. અશોકના તાબાના એ 'યોન' પ્રાંતની સંતોષકારક ઓળખાણ હજી સુધી અપાઇ નથી. પરંતુ શ્રીયુત દે. રા. ભાંડારકરે પોતાના એક લેખમાં [૧] જણાવ્યું છે કે, સિકંદર બાદશાહની પહેલાંના વખતમાં હિંદુસ્તાનના વાયવ્યકોણની સરહદની પાસે ગ્રીસવાસી લોકોનું વસાહતસ્થાન હયાત હતું, અને તે કોફેન નદીની અને સિંધુ નદીની વચ્ચે સ્થપાયું હતું. શ્રીયુત દે. રા. ભાંડારકર આજે પણ પોતાના એ અભિપ્રાયને વળગી રહે છે. પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં અશોક કહે છે કે, જ્યાં બ્રાહ્મણો અને શ્રમણો ન હોય એવો– યવનોના પ્રદેશ સિવાયનો– બીજો એક પણ પ્રદેશ નથી. આનો અર્થ એ જ છે કે, માત્ર યવનોના પ્રદેશમાં જ હિંદુ આર્યસંસ્કૃતિનો પ્રચાર થયો ન હતો. હિંદુસ્તાનના પાડોસમાં જે પ્રાંત હોય તે પ્રાંતમાં

૧. કા. લે. ૧૯૨૧, પૃ. ૨૫ તથા આગળ

હિંદુ–સંસ્કૃતિ ન પ્રસરે, એ કેમ બને ? એ પ્રાંતમાં યવનોએ વસવાટ કર્યો હતો, અને તેથી માત્ર ગ્રીસની સંસ્કૃતિ જ તેમાં પ્રસરેલી હતી: એવું અનુમાન આપણે કરીએ તો પછી એ પ્રશ્નનો ઉત્તર આપણને મળી જાય છે. વળી, સિકંદર બાદશાહના વખતમાં જ ગ્રીસવાસીઓની પહેલવહેલી ઓળખાણ હિંદવાસીઓને થઇ હોય તો તેઓ ' યોન ' ( આયોનિયન ) નામથી ઓળખાતા ન હોત, પણ બીજા જ નામથી ઓળખાતા હોત; કારણ કે, સિકંદરની સાથે હિંદુસ્તાનમાં આવેલા ગ્રીસવાસી લોકો ' આયોનિયન ' ન હતા. ' આયોનિયા 'માં જ ગ્રીસના લોકોનો વેપાર પહેલામાં પહેલો અને વધારેમાં વધારે વિકસ્યો છે. દૂરદૂરના પ્રદેશમાં 'આયોનિયા'-ના લડવૈયાઓ જ સમરાંગણમાં પ્રથમ ઝંપલાવે છે.[1] હિંદુસ્તાનના વાયવ્યકોણની સરહદની પાસે ' આયોનિયા 'ના લોકોએ પોતાનું વસાહતસ્થાન સ્થાપ્યું હતું કે કેમ ? એ શંકાસ્પદ છે. પરંતુ એટલું તો ચોક્કસ જ છે કે, ' આયોનિયા ' ના લોકોની સાહસિક ભાવનાને લઇને જ ઇરાની લોકોએ બધા ગ્રીસવાસીઓના જાતિ–નામ તરીકે ' યૌન ' શબ્દ યોજી કાઢ્યો હતો. આથી કરીને, હિંદુસ્તાનના વાયવ્યકોણની સરહદની પાસેનું ગ્રીસવાસીઓનું વસાહતસ્થાન 'આયોનિયા' ના લોકોના હાથે સ્થપાયું હોય કે ગ્રીસવાસી લોકોના હાથે સ્થપાયું હોય તો પણ, ઇરાની લોકોના પાડોસી બની રહેલા હિંદી લોકોએ એ સ્થાનનું નામ ' યૌન ' પાડયું હોય, એ બનવાજોગ છે. ' યૌન ' શબ્દને માટે સંસ્કૃતભાષામાં ' યવન ' શબ્દ છે અને પાલિભાષામાં ' યોન ' શબ્દ છે. સંસ્કૃતભાષાના સાહિત્યમાં 'યૌન' શબ્દ પણ કાંઇ અજાણ્યો નથી. " મહાભારત " માં [2] નિદાન એક

---

૧. એ. બ્રિ. ૧૨, ૪૪૫; ૧૪, ૭૨૦.

૨. ૧૨, ૨૦૭, ૪૩. શ્રીયુત હેમચંદ્ર રાયચૌધરીએ પોતાના "અર્લી હિસ્ટરી ઑફ ધી વૈષ્ણવ સેક્ટ" ( વૈષ્ણવ–સંપ્રદાયનો પ્રાચીન ઇતિહાસ ) નામક અંગ્રેજી ગ્રંથમાં ( પૃ. ૧૭ માં ) આ વાતની તરફ પ્રથમ આપણું ધ્યાન ખેંચ્યું હતું.

સ્થળે કંબોજની અને ગંધારની સાથેસાથે એ શબ્દ વપરાએલો છે; અને અશોકના પાંચમા મુખ્ય શિલાલેખમાં એ ત્રણ શબ્દો જે અનુક્રમથી લખાયા છે તે જ અનુક્રમ "મહાભારત" માં પણ જોવામાં આવે છે, એ જરા નવાઇભર્યું છે. 'યોન' લોકોનો વસવાટ કોફેન નદીની અને સિંધુ નદીની વચ્ચે હતો, એમ શ્રીયુત દે. રા. ભાંડારકર કહે છે તે ખરૂં હોય તો શાહબાઝગઢીની બાજુમાં જે પ્રાચીન સ્થળનાં ખંડેરો મળી આવેલાં છે તે સ્થળ અશોકના સામ્રાજ્યની સરહદના પ્રાંતનું મુખ્ય સ્થળ ઠરે છે. હુએનત્સંગે શાહબાઝગઢીને 'પો-લુ-ષ' કહ્યું ૯ અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની એક નકલ શાહબાઝગઢીમાંથી મળી આવેલી છે, એ પણ ધ્યાનમાં રાખવાનું છે. આવું હોઇને એ 'યોન' પ્રાંતની બાજુમાં જ કોઇ સ્થળે કંબોજનો પ્રાંત પણ હોવો જોઇએ. "મહાભારત" માં યવન લોકોની સાથેસાથે જ કંબોજ લોકોને ગણાવેલા છે. એ કંબોજ લોકો પશ્ચિમદિશામાં (વાયવ્યકોણમાં) રહેતા હતા, અને લડવૈયા તરીકે સુપ્રસિદ્ધ હતા: એમ પણ મહાભારત" માં કહ્યું છે. દ્રોણ-પર્વમાં [૧] તેમના પાટનગર 'રાજપુર'નો ઉલ્લેખ થએલો છે. હુએનત્સંગે[૨] જે 'હો-લો-ષે-પુ-લો' જણાવેલું છે તે જે આ 'રાજપુર' હોય-અને કશ્મીરની દક્ષિણદિશાએ જે "રજૌરી' ગામ છે તે જ હુએનત્સંગનું 'હો-લો-ષે-પુ-લો' હશે, એવું કનિંગહામ સાહેબે કહ્યું છે [૩] તે પણ ખરૂં હોય- તો આપણે કંબોજ લોકોના વસતિસ્થાનને લગભગ ચોક્કસપણે ઠરાવી શકીએ, એમ છે. કંબોજ લોકોનો પ્રાંત રજૌરીની આસપાસ હોવો જોઇએ, અને વાયવ્યકોણના સરહદી પ્રાંતોના હઝારા પ્રાંતનો પણ સમાવેશ તેમાં થતો

૧. ૪, ૫. આ શોધને માટે શ્રીયુત હેમચંદ્ર રાયચૌધરીનો આભાર માનવો ઘટે છે.

૨. બીલ, ૧, ૧૬૩; વૉટર્સ, ૧, ૨૮૪

૩. "એન્શ્યન્ટ જ્યૉગ્રફી ઑફ ઇંડિયા" (પ્રાચીન હિંદુસ્તાનની ભૂગોળ), પૃ. ૧૨૯.

હોવો જોઇએ. વળી, અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની એક નકલ મનશહર( મન્સેરો )માંથી મળી આવેલી છે તેથી એવું પણ અનુમાન થઇ શકે છે કે, કંબોજ લોકોના પ્રાંતનાં કોઇ મહાલનું મુખ્ય સ્થળ મનશહર કદાચ હશે. એકંદરે જોતાં, 'યોન' લોકોના પ્રાંતની લગોલગ જ કંબોજ લોકોનો પ્રાંત હોવો જોઇએ, અને એ બન્ને પ્રાંતો ગંધાર લોકોના પ્રાંતના પાડોસમાં જ હોવા જોઇએ. અશોકના સમયમાં ગંધાર લોકોના પ્રાંતનું પાટનગર તક્ષશિલા હતું, અને ત્યાંના મહામાત્ર તરીકે કુમારની નીમણુક થઇ હતી : એ હકીકત પછીથી આપણે જણાવવાના છીએ.

અશોકના તેરમા મુખ્ય શિલાલેખમાં જે સરહદી પ્રાંતો ગણાવેલા છે તે અનુક્રમવાર જણાવેલા છે, એવું અનુમાન સેનાર્ત સાહેબે કર્યું છે તે બરાબર લાગે છે. આથી કરીને નાભકના નાભપંતિ લોકોનું વસાહતસ્થાન યોન–કંબોજ લોકોના અને ભોજ–પેતેનિક લોકોના વસાહતસ્થાનની વચ્ચે– એટલે કે, વાયવ્યકોણના સરહદી પ્રાંતોની અને હિંદુસ્તાનનાં પશ્ચિમકાંઠાની વચ્ચે– આવી રહેલું કોઇ સ્થળ હોવું જોઇએ. બ્યુહલર સાહેબ કહે છે કે, ઉત્તરકુરુમાં– એટલે કે, હિમાલયની પેલી બાજુના કોઇ પ્રદેશમાં– આવી રહેલા જે 'નાભિકપુર' નો ઉલ્લેખ બ્રહ્મવૈવર્ત–પુરાણમાં કરેલો છે તે જ અશોકના શિલાલેખમાંનું 'નાભિક' હોવું જોઇએ; પરંતુ ઉપરની હકીકતથી બ્યુહલર સાહેબનું અનુમાન[1] નિરાધાર બની જાય છે. બીજા કોઇ પણ વિદ્વાને હજી સુધી આ બાબતમાં નવીન પ્રકાશ પાડયો નથી. હવે આપણે દક્ષિણદિશામાં નીચા ઊતરશું. અશોકના તેરમા મુખ્ય શિલાલેખમાં ત્યાર પછી 'ભોજ–પેતેનિક' લોકોનો ઉલ્લેખ કરેલો છે ત્યારે પાંચમા મુખ્ય શિલાલેખમાં 'રાસ્ટિક–પેતેનિક' લોકોનો ઉલ્લેખ કરેલો છે. આજ સુધી વિદ્વાન લેખકોએ 'રાસ્ટિક'

---

૧. " બાઈટ્રાગે ઝુર એકલેરુંગ ડેર અશોક–ઇન્શ્રિફ્ટેન ", ( પૃ. ૧૧૮.

શબ્દથી અને 'ભોજ' શબ્દથી 'પેતેનિક' શબ્દને જૂદો ગણ્યો છે; અને પૈઠણના લોકોનું સૂચન 'પેતેનિક' શબ્દથી થાય છે, એવું તેઓ માનતા આવેલા છે. પરંતુ એમાં એમની ભૂલ થાય છે. અલબત્ત, '**पेठनिक**' શબ્દની ઉત્પત્તિ '**प्रतिस्थान**' (પૈઠણ) શબ્દની ઉપરથી થઇ હશે, એવું અનુમાન થઇ શકે છે; પણ એ શબ્દનો અર્થ તો 'પૈઠણના વતની લોકો' એવો થાય. 'કંબોજ' કે 'ગંધાર' શબ્દ જેમ જાતિદર્શક છે તેમ આ શબ્દને કાંઇ જાતિદર્શક ન ગણી શકાય. વળી, '**पेठनिक**' શબ્દમાં 'ઠ'કાર છે ત્યારે '**पेते-निक**' શબ્દમાં 'ત'કાર છે. 'ઠ'કારના બદલામાં 'ત'કાર કાંઇ વપરાય નહિ. બ્યુહ્લર સાહેબે સૌના પહેલાં આ હકીકતની તરફ વાચકોનું ધ્યાન બરાબર ખેંચ્યું હતું. વળી, શ્રીયુત દે. રા. ભાંડારકરે અન્યત્ર કહ્યું છે[૧] તેમ, '**रट्ठिकपेत्तनिक**' નો ઉલ્લેખ "અંગુત્તરનિકાય"માં થએલો છે, અને તેમાં તેનો અર્થ 'રાજાથી ઊતરતો' –બીજી પંક્તિનો–રાજા' એવો થાય છે; અને ભાષ્યકારે '**पेत्तनिक**' શબ્દનો અર્થ 'વંશપરંપરાગત મિલ્કતનો ભોગ કરનાર વ્યક્તિ' એવો કર્યો છે. આથી કરીને અશોકના શિલાલેખમાંના '**रास्टिक-पेतेनिक**' ને એક જ શબ્દ ગણવો જોઇએ, અને તેનો અર્થ 'રાષ્ટ્રનો વંશપરંપરાગત રાજા' એવો કરવો જોઇએ-- પછી ભલે તેનો પૂર્વજ કોઇ રાજાના હાથે નીમાએલો હાકેમ હોય. આપણા દેશમાં પ્રાચીન કાળમાં આવા પ્રકારના અનેક રાજાઓ હશે; પણ અશોકના પાંચમા મુખ્ય શિલાલેખમાં ઉલ્લેખેલા એવા રાજાઓના સ્થાનનો શોધ તો આપણા દેશના પશ્ચિમકાંઠાની બાજુમાં કોઇક સ્થળે આ ગ્રંથના કામે આપણે કરવાનો છે; કારણ કે, એમાં એમને 'અપરાંત' (પશ્ચિમકિનારાના લોકો) કહ્યા છે. એવું હોઇને આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે, આપણા દેશના પશ્ચિમ-કિનારાના પાડોસમાં આવેલી ગુફાઓમાંના શિલાલેખોમાં જે

૧. ઇં. ઍ. ૧૯૧૯, પૃ. ૮૦.

'મહારઠી' લોકોનો ઉલ્લેખ કરેલો છે તેમને જ અશોકના ઉક્ત શિલા-લેખમાં સંબોધવામાં આવ્યા હોવા જોઇએ; કારણ કે, તેઓ ગૌણ રાજાઓ હતા, અને પુનાની અને તેના પાડોસમાંના મહારાષ્ટ્રના પ્રાંતોની ઉપર તેમનો અમલ ચાલતો હતો, એવું જણાય છે. એ શિલાલેખમાં 'મહાભોજ'ને પણ ગૌણ રાજાઓ તરીકે ઓળખાવેલા છે. મુંબાઇ ઇલાકામાંના હાલના ઠાણા અને કુલાબા પ્રાંતની ઉપર તેમનો અમલ ચાલતો હતો, એ પણ એ શિલાલેખમાં જણાવેલું છે. અશોકના તેરમા મુખ્ય શિલાલેખમાં જે 'ભોજ–પેતેનિક' લોકોને ઉલ્લેખેલા છે તે જ આ શિલાલેખોએ ઉલ્લેખેલા 'મહાભોજ' લોકો હોવા જોઇએ. અશોકના પાંચમા મુખ્ય શિલાલેખમાં જે 'અપરાંત'ના લોકોનો ઉલ્લેખ કરેલો છે તે લોકોમાં આ લોકોનો પણ સમાવેશ થતો હતો, એવું સૂચન ગર્ભિત રીતે થએલું છે. ઠાણા જિલ્લામાંના હાલના 'સોપારા' ગામનું પ્રાચીન નામ 'શૂર્પારક' હતું, અને એ શૂર્પારક અપરાંતનું પાટનગર હતું. એ સ્થળેથી પણ અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની ભાંગીતૂટી નકલ મળી આવેલી છે.

કૃષ્ણા નદીની અને ગોદાવરી નદીની વચ્ચેનો પ્રદેશ આજે 'અંધ્રદેશ' ( અંધ્ર લોકોનો દેશ ) કહેવાય છે. પરંતુ મૂળે એઓ આ જ પ્રદેશમાં રહેતા હશે કે કેમ, એ સ્પષ્ટ થયું નથી. બૌદ્ધ સાહિત્યના એક જાતકમાં અંધ્ર લોકોના પાટનગર 'અંધ્રપુર'નો ઉલ્લેખ કરેલો છે. એ શહેર તેલવાહા નદીની બાજુમાં વસેલું હતું, એમ પણ એ જાતકમાં કહ્યું છે. શ્રીયુત દે. રા. ભાંડારકરે એક સ્થળે એવું સૂચન કર્યું છે કે, હાલ જે 'તેલ' કે 'તેલિંગિરિ' નદી કહેવાય છે તે જ જૂના વખતની 'તેલવાહા' નદી હોવી જોઇએ. મદ્રાસ ઇલાકાની અને મધ્યપ્રાંતોની સંયુક્ત સરહદની પાસે થઇને એ બન્ને નદીઓ લગભગ પાસેપાસે જ વહે છે.[1] આના આધારે તો એમ જણાય છે કે, શરૂઆતના વખતમાં અંધ્રદેશમાં જયપુરનો તેમ જ મદ્રાસ

[1] ઇ. ઍ., ૧૯૧૮, પૃ. ૭૧.

ઇલાકાના વિઝગાપટ્ટન પ્રાંતના થોડાક ભાગનો સમાવેશ થતો હોવો જોઇએ, અને તેમની સરહદની જોડેના જ મધ્યપ્રાંતોમાંના કેટલાક જિલ્લાઓ પણ અંધ્રદેશમાં ગણાતા હોવા જોઇએ. વળી, નિઝામ સરકારના મુલકના દક્ષિણભાગનો તેમ જ કૃષ્ણા નદીના અને ગોદાવરી નદીના પ્રાંતોનો (હાલના તેલિંગાનાનો) સમાવેશ એ વખતના અંધ્રદેશમાં થતો હોય તો તે કાંઇ અશક્ય નથી. મૌર્યવંશના તાબામાં અંધ્રદેશ ગયો ન હતો તે વખતે તે દેશમાં જે લોકો રહેતા તેમની સંખ્યા તેમ જ તેમાંના લશ્કરનાં માણસોની સંખ્યા મેગાસ્થેનીસે આપેલી છે. સર વિન્સેન્ટ સ્મિથ કહે છે[1] તેમ, અંધ્રદેશની પ્રજા "પ્રસાઇના રાજા ચંદ્રગુપ્ત મૌર્યના તાબાના લશ્કરથી જ ઊતરતા પ્રકારનું લશ્કર ધરાવવાની બાબતમાં સુવિખ્યાત હતી," એવું અનુમાન મેગાસ્થેનીસના વર્ણનના આધારે થઇ શકે છે; અને એ ખરૂં જ લાગે છે. આથી કરીને એમ જણાય છે કે, અંધ્રદેશ બહુ વિસ્તારવાળો પ્રાંત હોવો જોઇએ, અને દક્ષિણદિશામાં છેક કૃષ્ણા નદીના મુખ સુધી તે વિસ્તરેલો હોવો જોઇએ. પછી આપણે જોશું તેમ, સ્વતંત્ર ચોલ રાજ્યની છેક ઉત્તરદિશાની સીમાની સાથે પણ આનો મેળ બેસે છે. હવે 'પુલિંદ' લોકોનું સ્થાન આપણે નક્કી કરશું. પુલિંદ લોકો અમુક એક જ પ્રાંતમાં વસતા ન હતા, પણ જૂદા જૂદા અનેક પ્રાંતોમાં વસતા હતા : એ વાત ખરી છે. અશોકના તેરમા મુખ્ય શિલાલેખમાં અંધ્ર લોકોની સાથેસાથે જ તેમને ગણાવેલા છે તેથી, અંધ્રદેશની ઉત્તરદિશાએ અથવા તો અંધ્રદેશના ઇશાન-કોણમાં કોઇક સ્થળે તેઓ વસતા હશે, એવું અનુમાન કરી શકાય છે. 'વાયુપુરાણ"માં પુલિંદોની દક્ષિણદિશાની શાખાને વિંધ્યામૂલીય (વિંધ્યા પર્વતની તળાટીમાં વસતા) લોકોની સાથેસાથે જ ગણાવી છે;[2]

---

૧. અ. હિ. ઇં., પૃ. ૨૦૬

૨. "માર્કંડેયપુરાણ (એફ. ઇ. પાર્જિટર કૃત ભાષાંતર), પૃ. ૮૩૫ અને ટીકાઓ.

અને "સભાપર્વ"માં કહ્યું [1] છે કે, એ લોકોનું પાટનગર 'પુલિંદનગર' હતું, અને એમનો પ્રદેશ ચેદિદેશની લગોલગ આવી રહેલો હતો. આથી કરીને એવું અનુમાન થઇ શકે છે કે, અશોકે જણાવેલા પુલિંદ લોકો હાલના મધ્ય પ્રાંતોના જબલપુર જિલ્લામાં તે કાળે વસતા હશે. એ જ પ્રાંતમાંના રૂપનાથમાંથી અશોકના ગૌણ શિલાલેખોની એક નકલ પણ મળી આવેલી છે, એ ધ્યાનમાં લેવા જેવું છે.

અશોકની ધર્મલિપિઓની ખાસ ખુબી એ છે કે, તેના સામ્રાજ્યની સરહદે આવેલાં સ્થળેથી તે બધી મળી આવેલી છે. તેમ છતાં પણ એટલો ફેર તો છે કે, સરહદી પ્રાંતોનાં પાટનગરોમાં અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો કોતરવામાં આવેલા જણાય છે ત્યારે તેના સ્વતંત્ર કે અર્ધસ્વતંત્ર પાડોસીઓના પ્રદેશથી તેના પોતાના પ્રદેશને જૂદા પાડતાં સ્થળે તેના ગૌણ શિલાલેખો કોતરવામાં આવેલા લાગે છે. અશોકના સામ્રાજ્યના અગ્નિકોણના અંતભાગમાં આવેલા ધવલી (ધૌલી) અને યાવગઢ (જૈતગડા) ગામમાંથી તેના ચૌદ મુખ્ય શિલાલેખોની નકલો મળી આવેલી છે, એ આપણે જાણીએ છીએ. સરહદી પ્રાંતનું પાટનગર 'તોસલિ' અને તેના કોઈ મહાલનું મુખ્ય સ્થળ 'સમાપા': એ બે અનુક્રમે અશોકનાં 'ધવલી' અને 'યાવગઢ' ગામ બેશક હોવાં જોઇએ. હાલના જૂનાગઢમાંથી (પ્રાચીન સુરાષ્ટ્રના પાટનગર 'ગિરિનગર' માંથી) અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની ત્રીજી નકલ મળી આવેલી છે. ક્ષત્રપરાજ રુદ્રદામાના • શિલાલેખના આધારે આપણે કહી શકીએ છીએ કે, ઇસ્વીસનની બીજી સદીના મધ્યભાગ સુધી તો ગિરિનગર સુરાષ્ટ્રના પાટનગર તરીકે ચાલૂ રહ્યું હતું. અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની ચોથી નકલ મુંબાઇની પાસેના હાલના સોપારા (પ્રાચીન શૂર્પારક) ગામમાંથી મળી આવેલી છે, એ આપણે જાણીએ છીએ; અને તે ગામ અપરાંતનું પાટનગર

---

૧. ૨૯, ૧૧.

હતું, એમ પણ આપણે જાણીએ છીએ. એ રીતે જૂના વખતનાં ચાર પાટનગરોમાંથી અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો મળી આવેલા છે તો પછી એ હકીકતના આધારે આપણે ખુશીથી એવું અનુમાન કરી શકીએ કે, એ જ શિલાલેખોની બાકીની ત્રણ નકલો પણ અશોકના સરહદી પ્રાંતોનાં પાટનગરોમાં જ કોતરાએલી હોવી જોઇએ. એ પૈકીના શાહબાઝગઢીની ચર્ચા પ્રથમ આપણે કરી ગયા છીએ; અને તે 'યોન' પ્રાંતનું પાટનગર હોવું જોઇએ, એમ આપણે બતાવી ગયા છીએ. આમ છે તો પછી 'કાલશી' અને 'મનશહર' (મન્સેરા) પણ અશોકના એવા જ સરહદી પ્રાંતોનાં પાટનગરો ભવિષ્યમાં ઠરે તો તેથી આપણને કાંઇ નવાઇ લાગશે નહિ. પરંતુ જે સ્થળેથી અશોકના ગૌણ શિલાલેખો જડી આવેલા છે તે સ્થળોની હકીકત કાંઇક જૂદી જ છે. જેમની આસપાસ કાંઇ પણ જૂનાં ખંડેરો નથી એવાં અને તદ્દન ગીચ જંગલોમાં આવી રહેલાં સ્થળેથી એ ગૌણ શિલાલેખો મળી આવેલા છે. વૈરાટ અને મસ્કિ : એ બે ગામો આ બાબતમાં અપવાદરૂપ છે. અશોકના શિલાલેખમાં ઉલ્લેખેલું 'વૈરાટ' મત્સ્યદેશના રાજા વિરાટનું પાટનગર 'વિરાટપુર' હોવું જોઇએ. મસ્કિ ગામમાં ચાલુકયવંશનાં દફતરો છે તેમાં તે ગામને 'વિરિય-માસંગિ' કહ્યું છે. સ્વતંત્ર કે અર્ધ સ્વતંત્ર રાજ્યોની સરહદથી અશોક-ના સામ્રાજ્યની સરહદ જે સ્થળે જૂદી પડતી હતી તે સ્થળે અશોકના બાકીના ગૌણ શિલાલેખો કોતરવામાં આવેલા હતા, એમ જણાઇ આવે છે. પોતાના પહેલા ગૌણ શિલાલેખમાં વિસ્તારપૂર્વક ચર્ચા કરતાં અશોક પોતે કહે છે કે, લોકોનો આધ્યાત્મિક ઉદ્ધાર કરવો હોય તો ખૂબ પરાક્રમ કરવાની અત્યંત જરૂર છે. થોડા વખતમાં પણ તે પોતે ઘણું કામ સાધી શકયો હતો, એમ પણ તે આપણને જણાવે છે. તેણે બે દૃષ્ટિબિંદુથી આ બાબતની ધર્માજ્ઞા કરેલી છેઃ—
(૧) ચઢતી પાયરીના કે ઊતરતી પાયરીના તેના પોતાના અમલદારો પ્રજાના આધ્યાત્મિક સુખને માટે મથે, એ હેતુથી તેણે પોતાની

ધર્મલિપિ કોતરાવેલી છે: અને (૨) અંતો (સરહદી રાજ્યોના રાજાઓ) પણ આવા જ દૃષ્ટિબિંદુથી ખૂબ પ્રયત્ન કરવાનું સૂચન પોતાના અમલદારોને કરે, એ હેતુથી તેમની જાણને માટે તેણે પોતાની ધર્મલિપિ કોતરાવેલી છે. અશોકના પોતાના અમલદારો આ દિશામાં તનતોડ મહેનત કરે તેટલા માટે આ શિલાલેખો કોતરાવવાની કાંઇ ખાસ જરૂર ન હતી. પોતાની દરરોજની આજ્ઞાઓની માફક આ ધર્માજ્ઞા પણ યોગ્ય અધિકારીઓની મારફત તેણે તેમને પહોંચાડી હશે જ. આથી કરીને એમ લાગે છે કે, પોતાનાં પાટનગરોમાં રહેતા અથવા તો સહિયારી સરહદની કને રહેતા તેના સ્વતંત્ર પાડોસીઓની જાણને માટે પોતાના ગૌણ શિલાલેખો અશોકે કોતરાવેલા હોવા જોઇએ. આ અંતો (સરહદી રાજ્યોના રાજાઓ) કોણ હતા, એનો વિચાર આપણે કરશું ત્યારે આ વાત વધુ સ્પષ્ટ થશે.

અગાઉ આપણે કહી ગયા છીએ કે, પોતાના બીજા અને તેરમા મુખ્ય શિલાલેખમાં અશોકે 'અંતો' નો ઉલ્લેખ કરેલો છે. સ્વતંત્ર અને સમાન રાજાઓ તરીકે તેમની સાથે અશોક વર્તતો હતો. એ અંતોના બે વર્ગ પડે છે:-(૧) હિંદુસ્તાનમાં જેમનાં રાજ્યો હોય તે રાજાઓ; અને (૨) હિંદુસ્તાનની બહાર જેમનાં રાજ્યો હોય તે રાજાઓ. ચોડ, પાંડિય, કેરલપુત્ર, સાતિયપુત્ર, અને તંબપંણિ: એ સૌ પ્રથમ વર્ગમાં આવે છે. અશોકના મૂળ શિલાલેખમાં 'ચોડ' અને 'પાંડિય' શબ્દ બહુવચનમાં વપરાએલા છે, અને 'સાતિય-પુત્ર' અને 'કેરલપુત્ર' શબ્દ એકવચનમાં વપરાયા છે. એ જ એમ બતાવી આપે છે કે, આ સ્થળે અશોકે લોકોનો ઉલ્લેખ કરેલો નથી, પણ તેમના રાજાઓનો ઉલ્લેખ કરેલો છે. આમ અશોકે એકવચનમાં અમુકઅમુક રાજાઓનો ઉલ્લેખ કર્યો છે તેની સાથેસાથે બહુવચન વાપરીને 'ચોડ' નો અને 'પાંડિય' નો પણ ઉલ્લેખ કર્યો છે તેથી એવું અનુમાન કરી શકાય છે કે, અશોકના વખતમાં માત્ર એક જ 'ચોડ' રાજા અને એક જ 'પાંડિય' રાજા નહિ હોય, પણ અનેક

'ચોડ' રાજાઓ અને અનેક 'પાંડિય' રાજાઓ હશે. ટૉલેમીના લખાણના અને "પેરિપ્લસ" ના લેખકના લખાણના આધારે આ ચાર રાજાઓ પૈકીના ત્રણ રાજાઓના પ્રદેશોનો પત્તો લાગેલો છે. પરંતુ ટૉલેમીએ એક જ 'ચોડ' રાજ્યનો ઉલ્લેખ નથી કરેલો પણ બે 'ચોડ' રાજ્યોનો ઉલ્લેખ કરેલો છે, એ વાત કોઇના ધ્યાનમાં રહી નથી. સોરેતઇમાં આવેલા "સોરનેગૉસનું રાજનગર ઑર્થુરા": એવું ઓળખાણ 'ચોડ' નામનું આપવામાં આવેલું છે.[1] 'સોરનેગૉસ' શબ્દમાં અને 'સોરેતઇ' શબ્દમાં જે 'સોર' શબ્દ છે તે તામિલ-ભાષાનો 'સોડ' (ચોડ) શબ્દ હોય, એમ લાગે છે. 'સોરનેગૉસ' નામ સ્પષ્ટપણે બતાવી આપે છે કે, જે રાજાનું પાટનગર ઑર્થુરા હતું તે રાજા નાગ-જાતિનો હતો, પણ તે સોરેતઇ(ચોડત્રા)નો રાજા હતો તેથી 'સોર' (ચોડ) કહેવાતો હતો. ત્રિચિનોપલ્લીની પાસેના હાલના 'ઉરૈયુર' ને અશોકકાલીન 'ઑર્થુરા' તરીકે કનિંગહામ સાહેબે ઓળખાવેલું છે. આથી કરીને દક્ષિણદિશાનું 'ચોડ' રાજ્ય આ ઠરે છે. ઉત્તરદિશાનું રાજ્ય ક્યાં આવેલું હશે, એનો ખુલાસો પણ ટૉલેમીના એક કથનથી થઇ જાય છે. તેણે કહ્યું છે કે, બેટ્ટિગો પર્વતની અને ઍડિસેથ્રૉસની વચ્ચે 'સોરઇ' નામક ભટકતી જાતિ વસતી હતી, અને "આર્કૅટૉસનું પાટનગર સોર" તેમનું વસતિસ્થાન હતું.[2] "સોરનું પાટનગર આર્કૅટૉસ" એમ ન લખતાં ભૂલથી "આર્કૅટૉસનું પાટનગર સોર" એમ લખાઇ ગયું હશે, એવું મનાય છે. કૉલ્ડવેલ સાહેબે હાલના 'આર્કાડ' (આર્કૉટ) ને ટૉલેમીના 'આર્કૅટૉસ' તરીકે ઓળખાવ્યું છે. ઘણું કરીને 'સોરઇ' લોકો કાંઇ ભટકતી જાતિના લોકો ન હતા; પણ જંગલી જાતિઓને માટે આર્ય લોકોને જે તિરસ્કાર છૂટતો હતો તે દર્શાવવાના હેતુથી એ લોકોને ભટકતી જાતિના લોકો તરીકે ઓળખાવવામાં આવેલા લાગે છે. તેમનું 'ચોડ' (સોડ) નામ

---

૧. ઇં. ઍ., ૧૩, ૩૬૮.

૨. ઇં. ઍ., ૧૩, ૩૬૨.

'લૂટારા'ના અર્થમાં વપરાતું હતું, એ વાત આના સંબંધમાં ધ્યાનમાં લેવા જેવી છે.[1] એ રીતે જોતાં અશોકના વખતમાં બે ચોડ રાજ્યો હતાં, અને ઑર્થુરા (ઉરૈયુર) અને આર્કેટૉસ (આર્કોટ) તેમનાં પાટનગર હતાં. હવે 'પાંડ્ય'નો વિચાર આપણે કરશું. ટૉલેમીએ તેમને 'પૅંડિનોઇ' કહ્યા છે; અને " પૅંડિઓનનું રાજનગર 'મોદુરા' " હતું, એમ પણ તેણે કહ્યું છે. મદ્રાસ ઇલાકામાં આવેલું હાલનું 'મદુરા' ટૉલેમીના વખતનું 'મોદુરા' હોવું જોઇએ, એમાં તો કાંઇ શક નથી. ટૉલેમી કહે છે તેમ, પાંડય-દેશમાં દક્ષિણદિશાએ તિન્નેવલીનો સમાવેશ થતો હતો, અને ઉત્તરદિશાએ છેક કોઈબતુરની પર્વતરાજિની ઉચ્ચ ભૂમિ સુધી તે દેશ વિસ્તરેલો હતો. ટૉલેમીએ બે ચોડ રાજ્યોનો ઉલ્લેખ કરેલો છે તેમ બે પાંડય રાજ્યોનો ઉલ્લેખ કરેલો નથી, એ વાત ખરી છે; પણ તેથી અશોકના કાળમાં બે પાંડય રાજ્યો ન હતાં, એમ કાંઇ ઠરતું નથી. ઇસ્વીસનની છેક છઠ્ઠી સદીમાં પણ વરાહમિહિરે 'ઉત્તર-પાંડય'નો ઉલ્લેખ કરેલો છે;[2] અને તેથી એમ સાબીત થાય છે કે, એના વખતમાં બે પાંડયદેશ-ઉત્તરપાંડય અને દક્ષિણપાંડય-અસ્તિત્વ ધરાવતા હતા. અશોકે પોતાના શિલાલેખો કોતરાવ્યા તે કાળમાં પણ એ જ સ્થિતિ હશે. અશોકના વખતમાં માત્ર એક જ પાંડય રાજ્ય હતું, એમ ઘડીભર ધારી લેવામાં આવે તો પછી મહિષપુર (માઇસોર) રાજ્યના ભૂભાગની બાબતમાં કાંઇ ખુલાસો આપી શકાતો નથી. પરંતુ ઉત્તરપાંડય રાજ્યની હયાતી આપણે સ્વીકારીએ છીએ તો મહિષપુર (માઇસોર)-ની વાત બરાબર બંધ બેસે છે. હવે દક્ષિણદેશનાં બાકીનાં બે રાજ્યોનો -કેરલપુત્તનો અને સાતિયપુત્તનો-વિચાર કરવાનો રહે છે. આ નામોના અંતભાગમાં જે 'પુત્ત' શબ્દ છે તે પ્રાકૃતભાષાના 'ઓત' (સંસ્કૃત-ભાષાના 'पुत्र') શબ્દની યાદ આપે છે. 'ભારમલોત', 'ભૂચરોત',

---

૧. કા. લે., ૧૯૧૮, પૃ. ૮—૯.

૨. " બૃહત્સંહિતા " ૧૬, ૧૦.

'બાલ્લોત' વગેરે કેટલાંક રાજપૂત-નામોના અંતમાં એ 'ઓત' પ્રત્યય જોવામાં આવે છે.[૧] આથી કરીને એવું અનુમાન થાય છે કે, 'કેરળ' (ચેર) અને 'સાતિય' નામક જાતિઓ મૂળ ઉત્તરહિંદુસ્તાનમાં રહેતી હશે, અને ત્યાંથી સ્થાનાંતર કરીને તેમણે પોતાનાં વસાહતસ્થાનો દક્ષિણહિંદુસ્તાનમાં સ્થાપ્યાં હશે. વળી, એ જૂના કાળમાં એ સ્થાનો 'કેરળ' અને 'સાતિય' નહિ કહેવાતાં હોય, પણ 'કેરળપુત્ત' અને 'સાતિયપુત્ત' કહેવાતાં હશે, એવું અનુમાન પણ કરી શકાય છે. પોતાની મૂળ જાતિના નામની ઉપરથી જેમનું નામ પડયું હોય અને જેમણે સ્થલાંતર કર્યું હોય, એવા લોકોના નામની ઉપરથી જે પ્રાંતોનું નામ પડયું હોય એવા પ્રાંતો આજે પણ આપણા જોવામાં આવે છે.[૨] 'કેરલ' (ચેર) ની અને 'સાતિય' ની બાબતમાં પણ એમ જ બનેલું હોવું જોઇએ. "ઐતરેય-આરણ્યક" આપણને કહે છે[૩] કે, ચેર લોકોનું વસતિસ્થાન મગધથી બહુ દૂર ન હતું. સંયુક્ત પ્રાંતોના મિરઝાપુર જિલ્લાના 'ચેરો' લોકો જ આ 'ચેર' લોકો કદાચ હશે. એ લોકો મલબારમાં સ્થાયી થયા તેના પહેલાં તેમણે દક્ષિણદિશામાં સ્થાનાંતર કર્યું હોય, એમ લાગે છે; કારણ કે, ધોયિક કૃત "પવનદૂત"માં[૪] 'કેરલ' લોકોનો ઉલ્લેખ કરતાં એવું જણાવેલું છે કે, તેઓ યયાતિનગરમાં વસતા હતા. મધ્યપ્રાંતોના પૂર્વભાગમાંના સોનપુરની નજીકમાં નાનુંસરખું ગામ છે તેને પ્રાચીન કાળના 'યયાતિનગર' તરીકે ઓળખાવવામાં

---

૧. જ. એ. સો. બેં., ૧૯૦૯, પૃ. ૧૬૮ અને ટીકા ૪.

૨. રાજપૂતાનાના પશ્ચિમભાગમાં 'શેખાવાટી' અને 'બીદાવાટી' નામક જે પ્રદેશો છે તેમનાં નામ અનુક્રમે 'શેખા'ના અને 'બીદા'ના વંશજરૂપ 'શેખાવટ' અને 'બીદાવટ' લોકોનાં નામની ઉપરથી પડેલાં છે.

૩. ૨, ૧, ૧.

૪. જ. એ. સો. બેં. ૧૯૦૫, પૃ. ૪૪.

આવે છે.[૧] તે જ પ્રમાણે, ઉત્તરદિશામાં વસતા જે 'સેતેઇ' લોકોને મેગાસ્થેનીસે ઉલ્લેખેલા છે[૨]—અને "વિષ્ણુપુરાણુ" માં[૩] તથા "ભીષ્મપર્વ"માં[૪] ભૂલથી 'સતીપ' અથવા 'સનીય' તરીકે જેમને ગણુવામાં આવેલા છે—તે જ અશોકકાલીન 'સાતિય' લોકો તો નહિ હોય? દક્ષિણુહિંદુસ્તાનમાં તેમણે પોતાનું વસતિસ્થાન ક્યાં સ્થાપેલું, એ ચોક્કસ નથી. ટૅાલેમીએ અને "પેરિપ્લસ" ના લેખકે દક્ષિણુહિંદુસ્તાનના સંબંધમાં જે હકીકત લખી રાખેલી છે તેની બારીક તપાસ આપણે કરીએ તો કદાચ કોઇ કૂંચી આપણુને મળી આવે ખરી. એ લેખકોએ દક્ષિણુ-હિંદુસ્તાનમાંના ચાર પ્રદેશો ગણાવેલા છેઃ-(૧) લિમીરિકે; (૨) એઇઓઇ; (૩) પૅંડિઓનિ; અને (૪) સોરેતઈ. આપણે અગાઉ કહી ગયા છીએ તેમ, 'પૅંડિઓનિ' તો 'પાંડય' છે, અને 'સોરેતઇ' તો 'ચોડ' છે. 'લિમીરિકે'ને 'દમિર-ઇકે'ની બરોબર ગણવામાં આવે છે. એનો મોટો ભાગ 'કેરલપુત્ર'ના તાબામાં હતો. વારૂ. 'એઇઓઇ'નું શું? 'સૅંડ્રેકોટૅાસ'ના બદલામાં કોઇક પ્રસંગે 'ઍંડ્રેકોટૅાસ' લખાય છે, અને 'સેબિરિયા'ના બદલામાં કોઇક પ્રસંગે 'એબિરિયા' લખાય છે, તો 'એઇઓઇ' ખરૂં જોતાં 'સેઇઓઇ' (=સાતિય) હશે, એમ આપણે ન માની શકીએ? આ અનુમાન ખરૂં હોય તો હાલનું ત્રાવણકોર રાજ્ય અશોકકાલીન 'સાતિયપુત્ત'નું રાજ્ય કરે છે. 'દમિર-ઇકે' કેરલપુત્તના તાબામાં હોવાથી, કેરલપુત્તના પ્રદેશમાં દક્ષિણુ-કાનડાનો, કૂર્ગનો, મલબારનો,

---

૧. એ. ઇં., ૧૧. ૧૮૯: ડીસ્ક્રિપ્ટિવ લિસ્ટસ ઑાફ ઇંસ્ક્રિપ્શન્સ ઇન ધી સી. પી. ઍંડ બીરાર (મધ્ય પ્રાંતોમાંના અને વરાડમાંના શિલાલેખોની વર્ણનાત્મક યાદી) (લેખક રાયબહાદુર હીરાલાલ), પૃ. ૯૫ અને ટીકા.

૨. ઇં. ઍં, ૬, ૩૩૯.

૩. "વિષ્ણુપુરાણુ" (વિલ્સનકૃત), ૨, ૧૮૦.

૪. અધ્યાય ૯, શ્લોક ૬૩.

મહિષપુર( માઇસોર )ના વાયવ્યકોણના ભાગનો. અને કદાચ ત્રાવણકોરની છેક ઉત્તરદિશાના ભાગનો સમાવેશ થતો હોવો જોઇએ. "પેરિપ્લસ"ના લેખકના સમયમાં 'મૌઝિરિસ' (=મુયિરિ-કોડુ)—અથવા તો, હાલનું ક્રંગનુર[1]— કેરલપુત્તનું પાટનગર હતું. ટૉલેમીએ પોતાની નોંધ લખી તે કાળે 'કરૌર'- એટલે કે, કોઇમ્બતુર પ્રાંતમાંનું, કાવેરી નદીની બાજુમાં આવેલું 'કારૂર'- તેનું પાટનગર હતું.[2] અશોકે દક્ષિણહિંદુસ્તાનનાં જે રાજ્યોનો ઉલ્લેખ કરેલો છે તે રાજ્યોની ચોક્કસ સીમાઓ ઠરાવવાનું કામ બહુ જ અઘરૂં થઇ પડે છે: પરંતુ એટલું તો જણાય છે કે, મહિષપુર( માઇસોર )ના ચિતલદુર્ગ પ્રાંતની ઉત્તરદિશાએ એ રાજ્યો પરસ્પર લગોલગ તેમ જ અશોકના સામ્રાજ્યનાં બીજાં રાજ્યોની જોડાજોડ આવી રહેલાં હોવાં જોઇએ. અશોકના ગૌણ શિલાલેખોની ત્રણ નકલો આ જ પ્રદેશમાંથી મળી આવેલી છે, એ હકીકત આ અનુમાનનું સમર્થન કરે છે. એ ભાગમાંના અશોકના પ્રદેશને જોડીને જ દક્ષિણનાં રાજ્યો આવી રહેલાં ન હોત તો ત્યાં પોતાના ગૌણ શિલાલેખોની ત્રણ નકલો તદ્દન પાસેપાસે જ કોતરાવવાની જરૂર તેને શા માટે રહેત ? આથી કરીને 'ચોડ' તથા ( ઉત્તર )' પાંડય ' અને 'કેરલપુત્ર ' નામક રાજાઓનાં જ એ રાજ્યો હતાં, એમ હવે આપણે ખાત્રીથી કહી શકીએ છીએ.

અશોકે પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં જે 'અટવી'(અથવા 'આટવ્ય ') દેશનો ઉલ્લેખ કરેલો છે તેના સંબંધમાં અહીં વિચાર કરવો, એ યોગ્ય છે. તે પોતે એ લેખમાં કહે છે કે, "વળી, કોઇ (તેને) હાનિ કરે તો દેવોને લાડકાએ જેટલું શકય હોય તેટલું બધું ખમી લેવું જોઇએ. વળી, દેવોને લાડકાના મુલકમાંનાં જંગલો(ના લોકો)ને

---

૧. ઇ. ઍં., ૮, ૧૪૫.

૨. ઇ. ઍં., ૧૩, ૩૬૭-૩૬૮

૩. ધવલીના અને યાવગઢના લેખમાં અંતો (સરહદી રાજ્યોના રાજાઓ)ને

તે સમજાવે છે, અને તેઓ (ખોટા માર્ગે જતા) અટકે એમ ઇચ્છે છે. દેવોને લાડકો પશ્ચાત્તાપ કરે છે તો પણ બળવાન છે. (આથી કરીને) તેમને કહેવાનું કે, 'તેમણે શરમની લાગણી દર્શાવવી જોઇએ, અને તેમને હાનિ કરવી ન જોઇએ.'" આની ઉપરથી એમ જણાય છે કે, આટવ્યો (જંગલના પ્રદેશોમાં વસતા લોકો) સંપૂર્ણ રીતે અશોકના તાબામાં જ ન હતા, પણ તેઓ કાંઇક સ્વતંત્રતા ભોગવતા હતા. આમ ન હોત તો ઉપરના પ્રકારનું લખાણ કરવાનો કાંઇ અર્થ ન હતો. તેમણે તેને પોતાને (અશોકને) કાંઇ નુકસાન કર્યું નથી, અને તે સજા કરવાની શક્તિ ધરાવે છે તો પણ તે પોતે ધર્મનો ચુસ્ત અનુયાયી થએલો હોવાથી 'સામ'(સમજાવટ)થી તેમને પોતાની બાજુમાં મેળવી લેવાનો પ્રયત્ન કરે છે: એ જ એમ બતાવી આપે છે કે, આટવ્યો કાંઇક અંશે સ્વતંત્ર હતા. આ 'આટવ્યો' કોણ હશે? પુરાણોમાં પુલિંદોની તથા વિંધ્યામૂલીયોની અને વૈદર્ભોની સાથેસાથે જ તેમને ગણાવવામાં આવેલા છે. અમુક એક તામ્રપત્રમાં કહ્યું છે કે, પારિવ્રાજક રાજા હસ્તિન્ દભાલા રાજ્યનો તેમ જ અઢાર અટવી–રાજ્યોનો રાજા હતો.[૧] હાલના બુંદેલખંડના પ્રાચીન નામ 'દહાલા'નું જૂનું રૂપ 'દભાલા' હોવું જોઇએ. ગુપ્તવંશના રાજકાળમાં જે અટવી–દેશમાં અઢાર નાનાં રાજ્યોનો સમાવેશ થતો હતો તે અટવી–દેશ વાઘેલખંડથી માંડીને છેક ઉડિયા(ઓરિસ્સા)ના દરિયાકાંઠા સુધી પ્રસરેલો હોવો જોઇએ. રૂપનાથમાંથી અને સહાશ્રમ(સહસ્રામ)માંથી અશોકના પાંચ ગૌણ શિલાલેખોની નકલો શાથી મળી આવી હશે, એ હવે સમજાશે. એ બન્ને સ્થળો અટવી–દેશની પૂર્વદિશાની અને પશ્ચિમ-

---

ઉદ્દેશીને અશોકે '**खमिसति ने देवानं-पिये अफाकं ति पचकिये खमितवे**' એમ કહ્યું છે તેની સાથે આ લખાણ સરખાવો (ઇ. અ., પૃ. ૮૯–૯૦.)

૧. ગુ. ઇ., પૃ. ૧૧૪.

દિશાની સરહદની પાસે તે વખતે વસેલાં હતાં. ધવલીના અને યાવગઢના શિલાલેખમાં અશોકે પોતાના અમલદારોને કહ્યું છે કે, સરહદી પ્રદેશોના લોકોની પ્રત્યે અશોક સહાનુભૂતિ દર્શાવે છે અને તેમને તે પોતે ચાહે છે, એવી તેની પોતાની નીતિ તે લોકોને તેમણે જણાવી દેવી. અટવી સિવાયનું બીજું કોઇ પણ સ્વતંત્ર કે અર્ધસ્વતંત્ર રાજ્ય ઉડિયામાં અશોકના સામ્રાજ્યની લગોલગ હોઇ શકે નહિ.

અશોકના સામ્રાજ્યના વિસ્તારનો લગભગ ચોક્કસ ખ્યાલ આ રીતે આપણે મેળવ્યો છે. દ્વીપકલ્પના દક્ષિણભાગમાં ચોડ તથા પાંડય તેમ જ સાતિયપુત્ર અને કેરલપુત્ર રાજાઓના તાબામાં જે પ્રદેશ હતો તેને બાદ કરીએ તો બાકીનો લગભગ બધો હિંદુસ્તાન-દેશ અશોકના તાબામાં હતો. પૂર્વદિશામાં મદ્રાસની પાસેના પુલિકટ-થી માંડીને ઉત્તરદિશામાં ચિતલદુર્ગને (જે સ્થળેથી અશોકના પાંચ ગૌણ શિલાલેખોની ત્રણ નકલો મળી આવેલી છે તેને) જોડીને પશ્ચિમદિશાના છેક ઉત્તરબિંદુરૂપ દક્ષિણ-કાનડા પ્રાંત સુધી હિંદુસ્તાનના નકશામાં લીટી દોરી હોય તો તે અશોકના પોતાના સામ્રાજ્યની દક્ષિણદિશાની સરહદ દર્શાવે.

ગ્રીસના જે રાજાઓને અશોકે પોતાના સમકાલીન ગણ્યા છે તેમની ઓળખાણ હવે આપણે કરશું. અશોકના તેરમા મુખ્ય શિલાલેખમાં એ બધા રાજાઓનાં નામ આપેલાં છે. અંતિયોક રાજા અશોકનો પાડોસી હોવાથી તેને અલબત્ત પહેલો જ ગણાવવામાં આવેલો છે. તેની પેલી બાજુએ 'તુરમાય' તથા 'અંતેકિન' અથવા 'અંતિકિનિ' તેમ જ 'મગ' અને 'અલિકશુદ્ર' (અલિકસુંદર) નામક ચાર રાજાઓ રાજ્ય ભોગવતા હતા, એમ અશોકે કહ્યું છે. ઇ. સ. પૂર્વે ૨૬૧થી ઇ. સ. પૂર્વે ૨૪૬ સુધીમાં થઇ ગએલો સીરિયાનો રાજા બીજો ઍંટિયોકસ થીઑસ જ અશોકે કહેલો 'અંતિયોક' હતો. ઇ. સ. પૂર્વે ૨૮૫થી ઇ. સ. પૂર્વે ૨૪૭ સુધીમાં

થઇ ગએલો મીસરનો રાજા બીજો ટૉલેમી ફિલાડેલ્ફ્સ જ અશોકે ઉલ્લેખેલો ' તુરમાય ' હતો. બ્યુહ્લર સાહેબે કહ્યું છે તેમ, અશોકે જણાવેલો 'અંતેકિન' અથવા 'અંતિકિનિ' રાજા ગ્રીસનો 'ઍંટિગૉનસ' રાજા ન હતો, પણ 'ઍંટિજેનિસ' રાજા હતો.[1] પણ 'ઍંટિજેનિસ' નામક કોઇ પણ રાજા આપણા જાણવામાં આવેલો ન હોવાથી ઇ. સ. પૂર્વે ૨૭૬થી ઇ. સ. પૂર્વે ૨૩૯ સુધીમાં થઇ ગએલા મૅસિડોનિયાના રાજા ઍંટિગૉનસ ગોનેટસને અશોકે કહેલા 'અંતેકિનિ' તરીકે ઓળખાવવામાં આવેલો છે. આશરે ઇ. સ. પૂર્વ ૩૦૦થી આશરે ઇ. સ. પૂર્વે ૨૫૦ સુધીમાં થઇ ગએલો સીરીનનો મૅગાસ રાજા જ અશોકે ઉલ્લેખેલા ' મગ ' હશે, એ દેખીતું છે. પરંતુ ' અલિકશૂદ્ર '( અલિકસુંદર )ની બાબતમાં કાંઇક મતભેદ રહેલો છે. કેટલાક વિદ્વાનો કહે છે કે, ઇ. સ. પૂર્વે ૨૭૨થી આશરે ઇ. સ. પૂર્વે ૨૫૫ સુધીમાં થઈ ગએલો એપિરસનો રાજા ઍલેક્ઝાંડર જ અશોકે જણાવેલો ' અલિકશૂદ્ર ' ( અલિકસુંદર ) હોવો જોઇએ. બીજા કેટલાક વિદ્વાનો વળી એમ કહે છે કે, ઇ. સ. પૂર્વે ૨૫૨થી આશરે ઇ. સ. પૂર્વે ૨૪૪ સુધીમાં થઇ ગએલો કોરિંથનો રાજા ઍલેક્ઝાંડર જ અશોકે કહેલો 'અલિકશૂદ્ર' (અલિકસુંદર) હોવો જોઇએ.[2] અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના બીજા મુખ્ય શિલાલેખમાં માત્ર ' અંતિયોક ' નો જ ઉલ્લેખ કરેલો છે, અને બીજા રાજાઓને તેના ' સામંત ' ( સરહદી રાજ્યોના રાજાઓ ) કહ્યા છે. ગ્રીસના ઉક્ત રાજાઓ પૈકીના માત્ર ઍંટિયોકસ રાજાનો જ પ્રદેશ અશોકના સામ્રાજ્યની લગોલગ આવી રહેલો હતો, એમાં તો કાંઇ જ શક નથી. ચંદ્રગુપ્તના સમયથી સેલ્યુકસના કુટુંબની અને મૌર્યવંશની વચ્ચે મૈત્રીનો સંબંધ અને એલચીઓ મોકલવાનો વ્યવહાર ચાલૂ થયો હતો, એ તો આપણે જાણીએ છીએ. પરંતુ બીજા યવનરાજાઓની

---

૧. સા. ડૅા. મૅા. ગે., ૪૦, ૧૩૭.

૨. જ. રૅા. એ. સો., ૧૯૧૪, ૯૪૫.

સાથે અશોક કાંઇ પણ મૈત્રીનો સંબંધ બાંધ્યો હતો કે કેમ ? એ રાજાઓની સાથે તેણે કાંઇ પણ રાજકીય અંતર્વ્યવહાર ચાલૂ કર્યો હતો કે કેમ ? એ રાજાઓના પ્રદેશની અને અશોકના સામ્રાજ્યની વચ્ચે ઘણું જ અંતર હોવું જોઇએ; અને તેથી દેખીતી રીતે એવું અનુમાન થઇ શકે છે કે, સીરિયાની પેલી બાજુએ તો હિંદુસ્તાનની અને યવનરાજ્યોની વચ્ચે કાંઇ પણ રાજકીય અંતર્વ્યવહાર નહિ હોય. પણ અશોકનો તેરમો મુખ્ય શિલાલેખ તો સ્પષ્ટ રીતે કહે છે કે, ગ્રીસના એ રાજાઓના દરબારમાં દૂતો (એલચીઓ) મોકલવાનો રિવાજ અશોકે રાખ્યો હતો. વળી, અશોકના સમકાલીન રાજા ટૉલેમી ફિલાડેલ્ફસે 'ડાયોનીસિયસ' નામક એલચીને મૌર્યરાજના દરબારમાં મોકલ્યો હતો, એ હકીકત પણ આપણા જાણવામાં છે.

પોતાના સમકાલીન ગ્રીસના રાજાઓનો જે ઉલ્લેખ અશોકે કરેલો છે તેનો આધાર લઇને અશોકના કાળની ગણત્રી વધારે ચોક્કસપણે કરવાનો પ્રયત્ન કરવામાં આવેલો છે. પરંતુ પ્રથમ તો એ યવનરાજેનો ઉલ્લેખ જે શિલાલેખોમાં કરેલો હોય તે શિલાલેખો અશોકના રાજકાળના કયા ચાલૂ વર્ષમાં કોતરાએલા હતા તે નક્કી કરીને તેના જ આધારે આપણે આપણી ગણત્રી કરી શકીએ. આપણે જોઇ ગયા છીએ કે, અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના બીજા અને તેરમા મુખ્ય શિલાલેખમાં અશોકે એ યવનરાજેનો ઉલ્લેખ કરેલો છે. પરંતુ અશોકના રાજકાળના કયા ચાલૂ વર્ષમાં તે શિલાલેખો કોતરાયા હશે ? સેનાર્ત સાહેબ એવું માને છે કે, અશોકે પોતાના રાજકાળના ચૌદમા વર્ષમાં પોતાના બધા શિલાલેખો કોતરાવેલા હતા; અને બધા યુરોપીય વિદ્વાનોએ આ મતનું સમર્થન કર્યું છે. પરંતુ શ્રીયુત હરિત કૃષ્ણ દેવ નામક બંગાળી યુવકે "અશોકઝ ધમ્મલિપિઝ" (અશોકની ધર્મલિપિઓ) નામક પોતાના અંગ્રેજી ગ્રંથમાં ઉપરના મતની યોગ્યતાની બાબતમાં શંકા ઊઠાવી છે; અને એ લેખકનું કહેવું યોગ્ય લાગે છે. કારણો બતાવીને તેણે એમ બતાવી આપ્યું છે કે,

અશોકનો નિદાન બીજો અને તેરમો મુખ્ય શિલાલેખ તો તેના રાજકાળના સત્તાવીસમા ચાલૂ વર્ષના પહેલાં કોતરાયો નહિ હોય.[૧] ઉક્ત બન્ને શિલાલેખો અશોકના રાજકાળના અઠ્ઠાવીસમા વર્ષમાં કોતરાયા હતા, એમ આપણે ધારીએ તો જે વર્ષમાં ગ્રીસના પૂર્વોક્ત પાંચ રાજાઓ જીવતા હોય તે વર્ષની સાથે ઉક્ત અઠ્ઠાવીસમા વર્ષનો મેળ મળવો જોઇએ. તેરમા મુખ્ય શિલાલેખમાં ઉલ્લેખેલો અલિકશુદ્ર (અલિકસુંદર) અને એપિરસનો ઍલેક્ઝાંડર એક જ વ્યક્તિ હોય તો ઇ. સ. પૂર્વે ૨૭૨ની અને ઇ. સ. પૂર્વે ૨૫૫ની વચ્ચે અશોકના રાજકાળનું અઠ્ઠાવીસમું વર્ષ આવવું જોઇએ; પણ કોરિંથનો ઍલેક્ઝાંડર જ અશોકકાલીન અલિકશુદ્ર (અલિકસુંદર) હોય તો ઇ. સ. પૂર્વે ૨૫૨ની અને ઇ. સ. પૂર્વે ૨૫૦ની વચ્ચે અશોકના રાજકાળનું અઠ્ઠાવીસમું વર્ષ આવવું જોઇએ. ઉપરનાં બે અનુમાનો પૈકીનું બીજું અનુમાન વધારે માન્ય થાય તેવું છે;[૨] એટલે કે, કોરિંથનો ઍલેક્ઝાંડર જ અશોકકાલીન અલિકશુદ્ર (અલિકસુંદર) હોવો જોઇએ. આવું

---

૧ એ લેખકની દલીલ આવી છેઃ-અશોકનો સાતમો સ્તંભલેખ તેના રાજકાળના સત્તાવીસમા વર્ષમાં કોતરાયો હતો. ધર્મનો પ્રચાર કરવાના હેતુથી અશોકે પોતે એ વર્ષ સુધીમાં જે અનેક અને વિવિધ ઉપાયો યોજ્યા હતા તેમનું સિંહાવલોકન ઉક્ત સ્તંભલેખમાં તેણે કરેલું છે, એવું સૌ વિદ્વાનો સ્વીકારે છે. ગ્રીસના રાજાઓનાં રાજ્યોમાં પરોપકારનાં કામો કરવાં (જુઓ બીજો મુખ્ય શિલાલેખ) અને ધર્મનો પ્રચાર કરવો (જુઓ તેરમો મુખ્ય શિલાલેખ)ઃ એ એટલાં બધાં મહત્ત્વનાં કામો હતાં કે, એ પરદેશોમાં એ કામો કાંઇક અંશે ફતેહમંદ નીવડયાં છે એવું તેના જાણવામાં આવ્યું હોત તો તેનો પોતાનો સાતમો સ્તંભલેખ કોતરાયો તે વખતે એ વાતનો ઉલ્લેખ તેણે તેમાં જરૂર કર્યો હોત. પરંતુ તેવું કાંઇ થયું નથી, એ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે; અને તેથી આપણે એમ કહી શકીએ છીએ કે, અશોકનો સાતમો સ્તંભલેખ કોતરાયો તેના પહેલાં-એટલે કે, અશોકના રાજકાળના સત્તાવીસમા ચાલૂ વર્ષના પહેલાં-તેનો બીજો અને તેરમો મુખ્ય શિલાલેખ કોતરાયો નહિ હોય.

૨. જ. રૉ. એ. સો., ૧૯૧૪, પૃ. ૯૪૫.

હોઈને આપણે એવું અનુમાન કરી શકીએ કે, 'ઇ. સ. પૂર્વે ૨૫૧', એ અશોકના રાજકાળનું અઠ્ઠાવીસમું વર્ષ હશે. આ ગણત્રી ખરી હોય તો આપણે એમ કહી શકીએ કે, આશરે ઇ. સ. પૂર્વે ૨૭૯માં અશોક ગાદીએ બેઠો હોવો જોઇએ. આવી ગણત્રીનું પરિણામ ગમે તે આવે; પરંતુ તે પરિણામનો આધાર બે મુખ્ય બાબતોની ઉપર રહે છેઃ—(૧) અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના બીજા અને તેરમા શિલાલેખનું વર્ષ; અને (૨) તેરમા મુખ્ય શિલાલેખમાં જણાવેલા અલિકશુદ્ર( અલિકસુંદર )ની ખરેખરી ઓળખાણ. આ બન્ને બાબતોમાં અનિશ્ચિતતાનો ઘણો અંશ રહેલો હોવાથી, 'અશોક કયા વર્ષમાં ગાદીએ આવ્યો ?' એ ચોક્કસપણે નક્કી થઇ શકે તેમ નથી.

અશોકના સામ્રાજ્યના વિસ્તારની બાબતમાં આપણે ઘણો સારો ખ્યાલ બાંધી ગયા. તેના ઉપર કેવા પ્રકારનો અમલ ચાલતો હતો, એનો ખ્યાલ બાંધવાનો પ્રયત્ન હવે આપણે કરશું. મૌર્યવંશના રાજાઓની રાજ્યપદ્ધતિ સામાન્યતઃ કેવા પ્રકારની હતી, એનો ખ્યાલ તો કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર" અને મેગાસ્થેનીસની નોંધ વાંચતાં આપણને આવી શકે છે. પરંતુ આપણે તો અશોકના પોતાના શિલાલેખોમાંથી જ તેની રાજ્યપદ્ધતિની માહિતી મેળવવા ધારીએ છીએ. આ જાતની તપાસ કાંઇ ઉપરછલ્લી નહિ નીવડે. અગાઉ આપણા જાણવામાં ન આવી હોય એવી અનેક બાબતો પરત્વે ઘણું નવું જાણવાનું એ રીતે આપણને જરૂર મળી શકશે.

અશોકનું સામ્રાજ્ય બહુ વિસ્તૃત હતું, એમાં તો કાંઇ જ શક નથી. એક જ વ્યક્તિ એકલા હાથે આવા વિસ્તૃત રાજ્યના ઉપર સફળતાપૂર્વક અમલ ચલાવી શકે નહિ, એમ પણ સૌ કોઇ કબૂલ કરશે. આથી કરીને એવું અનુમાન થઇ શકે છે કે, અશોકે પોતાના સામ્રાજ્યના અમુક વિભાગ પાડયા હશે, અને મુગલકાળના સુબાઓના જેવા સુબાઓ એ પૈકીના દરેક વિભાગની ઉપર તેણે નીમ્યા હશે.

અશોકના રાજકાળમાં 'પ્રાંતિક સરકાર'ની રાજ્યપદ્ધતિ અસ્તિત્વ ધરાવતી હતી, એમ તેના પોતાના લેખો સ્પષ્ટપણે બતાવી આપે છે. પરંતુ તેની પછીના શાહી ગુપ્તવંશના કાળની માફક તેના પોતાના કાળમાં પણ પ્રાંતિક હાકેમો બે પ્રકારના હતા. રાજકીય દૃષ્ટિએ જે પ્રાંતો મહત્ત્વના લાગતા–અને તેથી કરીને જેમની વ્યવસ્થા વફાદારીથી અને યુક્તિપુરઃસર કરવાની જરૂર જણાતી – તે પ્રાંતો રાજવંશના પુત્રોને સોંપવામાં આવતા, અને તેઓ 'કુમારો' કહેવાતા. જે ચાર પ્રાંતોના સુબા તરીકે ચાર કુમારોની નીમણુક થએલી તે ચાર પ્રાંતોનો ઉલ્લેખ અશોકની ધર્મલિપિઓમાં થએલો છે. ગંધારના મુખ્ય સ્થળ(તક્ષશિલા)માં એવો એક કુમાર નીમાયો હતો; કારણ કે, તે સરહદી પ્રાંત હતો તેથી તેની વ્યવસ્થા સંભાળ-પૂર્વક કરે તેવા વિશ્વાસુ હાકેમને ત્યાં નીમવાની જરૂર અશોકને જણાઇ હતી. સુવર્ણગિરિમાં એવો જ બીજો કુમાર નીમાયો હતો. એ સ્થળ કયું હશે? એ પ્રશ્નનો સંતોષકારક ખુલાસો હજી સુધી થયો નથી. તેમ છતાં પણ છેક દક્ષિણદિશામાં ચોલ તથા પાંડય અને કેરલપુત્ર નામક રાજાઓના સ્વતંત્ર પ્રદેશોને જોડીને આવી રહેલા સરહદી પ્રાંતનું તે પાટનગર હતું, એમાં તો કાંઇ શક હોઇ શકે નહિ. ત્રીજા કુમારને કલિંગદેશ સોંપાયો હતો, અને તેનું પાટનગર 'તોસલી' હતું. ધવલી ગામમાંથી અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની એક નકલ મળી આવેલી હોવાથી તે જ અશોકકાલીન 'તોસલી' બેશક હોવું જોઇએ. એ પ્રાંત તુરતમાં જ જીતી લેવામાં આવ્યો હતો તેથી કોઇક વિશ્વાસપાત્ર અને ચાલાક હાકેમને તેની સોંપણી કરવાની જરૂર અશોકને જણાઇ હતી; અને તેથી જ અશોકે પોતાના કુમારને તેની સુબાગીરી સોંપી હતી. ચોથો કુમાર જે પ્રાંતનો સુબો નીમાયો હતો તે પ્રાંતનું પાટનગર 'ઉજ્જયિની' હતું. તે કાંઇ સરહદી પ્રાંત ન હતો. વળી તે કાંઇ તાજેતરમાં જ જીતાયો ન હતો. તેમ છતાં પણ રાજકીય દૃષ્ટિએ અશોકને તે પ્રાંત બહુ

મહત્ત્વનો લાગ્યો હશે તેથી જ તેણે રાજવંશના કુમારને તેની સોંપણી કરવાનું યોગ્ય ધાર્યું હશે. અશોકના રાજકાળમાં કાંઇ આટલા જ પ્રાંતિક હાકેમો નહિ હોય. જેવી રીતે કેટલાક પ્રાંતોની ઉપર કુમારો અમલ ભોગવતા હતા તેવી જ રીતે રાજકુટુંબની સાથે કાંઇ પણ સગપણ ન ધરાવનારા હાકેમોના અમલની નીચે રહેલા બીજા પણ કેટલાક પ્રાંતો અશોકના વખતમાં હોવા જોઇએ. અશોકનાં પોતાનાં લખાણોમાંથી આવા પ્રકારના હાકેમનો એક પણ દાખલો મળી આવતો નથી, એ વાત ખરી છે. તેમ છતાં પણ જૂનાગઢની પાસેના ગિરનાર પર્વતની બાજુમાં જ રુદ્રદામાનો જે શિલાલેખ છે તેમાંથી આ પ્રકારના હાકેમનો એક દાખલો આપણને મળે છે. રુદ્રદામાના શિલાલેખમાં એવું લખેલું છે કે, ચંદ્રગુપ્તના કાળમાં સુરાષ્ટ્ર-(કાઠિયાવાડ)નો હાકેમ 'વૈશ્ય પુષ્યગુપ્ત' હતો, અને અશોકના રાજકાળમાં યવનરાજ તુષાસ્પ તેનો હાકેમ હતો.[૧] રાજાને-અને તેમાં પણ યવનરાજને-પ્રાંતિક હાકેમ તરીકે નીમવામાં આવેલો, એ જાણીને નવાઈ પામવાની જરૂર નથી. અમેરના રાજા 'રાજા માનસિંહ'ને બંગાળાના હાકેમ તરીકે અકબરે નીમ્યો હતો, એ આપણે ક્યાં નથી જાણતા? ગુપ્તકાળમાં પણ કેટલાક પ્રાંતિક હાકેમો 'મહારાજા' કહેવાતા, એમ ઇતિહાસ આપણને કહે છે.[૨]

દામોદરપુરના તામ્રપત્રો[૩] આપણને ચોખ્ખેચોખ્ખું જણાવે છે કે, ગુપ્તકાળમાં દરેક પ્રાંત(भुक्ति)માં અનેક મહાલ(विषय)નો સમાવેશ થતો હતો, અને પ્રાંતના સુબાની નીમણુક રાજાના હાથે થતી ત્યારે મહાલના વહીવટદારની નીમણુક પ્રાંતના સુબાના હાથે થતી હતી. અશોકના કાળમાં દેશના વિભાગને માટે અને

---

૧. એ. ઇ., ૮, ૪૩ અને ૪૬-૪૭.

૨. એ. ઇ., ૧૫, ૧૩૬ અને ૧૩૮

૩. એ. ઇ., ૧૫, ૧૨૭ અને આગળ.

ઉપવિભાગને માટે કયા શબ્દો વપરાતા હતા, એ આપણે જાણતા નથી; પણ એટલું તો જણાય છે કે, મહાલના વહીવટદારની નીમણુક રાજાના હાથે થતી ન હતી, પણ પ્રાંતના સુબાના હાથે થતી હતી. સિદ્ધપુર( સિદ્દાપુર )માંથી અશોકના પાંચ ગૌણુ શિલાલેખોની જે નકલો મળી આવેલી છે તે આ વાતને પુષ્ટિ આપે છે. એમાં અશોકે ઇસિલના મહામાત્રોને બારોબાર સંબોધન કરેલું નથી; પણ પોતાના આર્યપુત્ર( કુમાર )ની મારફતે અને દક્ષિણના જે પ્રાંતનું પાટનગર ' સુવર્ણગિરિ ' હતું તે પ્રાંતના ઉપરિ મહામાત્રોની મારફતે તેણે ઇસિલના મહામાત્રોને સંબોધન કરેલું છે. આનો અર્થ એવો થાય છે કે, સુવર્ણગિરિ પ્રાંતમાં અનેક મહાલોનો સમાવેશ થતો હતો, અને એ મહાલો પૈકીના એક મહાલનું મુખ્ય સ્થળ ' ઇસિલ ' હતું. સિદ્ધપુર( સિદ્દાપુર )વાળા શિલાલેખો એમાં જ કોતરાયા હતા. વળી, કૌશાંબીના અને સારનાથના મહામાત્રોને અશોકે બારોબાર હુકમો છોડેલા તેમ ઇસિલના મહામાત્રોને બારોબાર હુકમ ન મોકલતાં કુમાર( આર્યપુત્ર )ની મારફતે અશોકે પોતાના હુકમ મોકલેલા તેથી કરીને આપણે એવો જ નિર્ણય કરી શકીએ છીએ કે, પ્રાંતિક હાકેમોને–નિદાન કુમારોને–પોતાના મહાલોના વહીવટદારોની નીમણુક કરવાનો અધિકાર આપવામાં આવેલો હતો. ગુપ્તકાળમાં પણ એ જ રિવાજ ચાલૂ હતો. તુરતમાં જ તાબે કરેલા કલિંગદેશના કસ્બારૂપ ' સમાપા ' ની બાબતમાં પણ એવું જ કહી શકાય છે. યાવગઢ–( જૌગડા )ના લેખમાં અશોકે સમાપાના મહામાત્રોને સીધેસીધા હુકમો છોડયા નથી, પણ એ હુકમો એ મહામાત્રોને પહોંચાડવાની આજ્ઞા કરેલી છે. દેખીતી રીતે, તોસલીના કુમારની મારફતે એ હુકમો સમાપાના મહામાત્રોને અશોકે પહોંચડાવ્યા હશે.

કુમારો પોતપોતાના પ્રાંતોમાં સંપૂર્ણ અધિકાર ભોગવતા હતા કે કેમ ? એ પ્રશ્નનો ઉત્તર ખાત્રીપૂર્વક આપી શકાતો નથી. પૂરેપૂરો અને ઉપરના દાબ વગરનો અધિકાર તેમને આપવામાં આવેલો નહિ,

એમ જણાય છે; કારણ કે, જ્યાં જ્યાં પ્રાંતિક સરકારને અશોકે સંબોધન કરેલું છે ત્યાં ત્યાં માત્ર કુમારને ઉદ્દેશીને જ કાંઇ કહ્યું નથી, પણ કુમારને અને તેના મહામાત્રોને સાથેસાથે જ ઉદ્દેશીને કહ્યું છે. ધવલીનો અને યાવગઢનો બીજો લેખ આ વાતની સાક્ષી પૂરે છે. તે જ પ્રમાણે સ્થાનિક સરકાર પોતાના તાબાના મહાલના વહીવટદારોને હુકમ છોડવા માગતી ત્યારેત્યારે કુમાર (આર્યપુત્ર) તેમ કરતો નહિ, પણ કુમાર અને તેના મહામાત્રો સાથે મળીને તેમ કરતા. સિદ્ધપુર (સિદ્દાપુર)નો લેખ આ વાતની સાક્ષી પૂરે છે. આમ થાય તે કુદરતી જ છે; કારણ કે, પ્રાંતના સુબાની ઉપર કોઇ પણ જાતનો દાબ ન રહે તો તે સ્વતંત્ર રાજા થઇ બેસે, એવો ભય રહે છે. ટૂંકામાં કહીએ તો, અશોકના કાળમાં આર્યપુત્રની સત્તા કુમાર અને તેના મહામાત્રો મળીને જે મંત્રીમંડળ બનતું તેની સત્તા ખરૂં જોતાં હતી.

પોતાના ત્રીજા મુખ્ય શિલાલેખમાં અશોકે ત્રણ પ્રકારના અધિકારીઓ ગણાવેલા છેઃ—(૧) પ્રાદેશિકો; (૨) રાજુકો; અને (૩) યુક્તો. અશોકે 'યુક્ત' શબ્દનો જે અર્થ કરેલો તે જ અર્થવાળો એ જ શબ્દ કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર" માં પણ વપરાએલો છે એ હકીકતની તરફ શ્રીયુત એફ. ડબલ્યુ. ટૅામસ સાહેબે આપણું ધ્યાન પ્રથમ ખેંચ્યું હતું.[1] 'તાબાનો અમલદાર,' એવો તેનો અર્થ ટૅામસ સાહેબે કરેલો છે; પરંતુ કૌટિલ્યના કથનના આધારે આપણે 'યુક્ત' નામક અધિકારીનો વધારે ચોક્કસ ખ્યાલ બાંધી શકીએ છીએ. કૌટિલ્યે 'યુક્તો'નો તેમ જ તેમના મદદનીશ 'ઉપયુક્તો'નો ઉલ્લેખ કરેલો છે. તેમની ફરજો એક જ પ્રકારની હતી. કૌટિલ્યે બે પ્રકરણોમાં એમની ફરજોનું વર્ણન કરેલું છે. એ બે પ્રકરણો કાળજીપૂર્વક વાંચી જતાં આપણને ખાત્રી થાય છે કે, તેઓ ખાસ કરીને મહાલના વહીવટદારો હતા. તેઓ રાજાની મિલ્કતની વ્યવસ્થા

---

૧. જ. રૉ. એ. સો., ૧૯૦૯, પૃ. ૪૬૬–૪૬૭; ૧૯૧૪, પૃ. ૩૮૭–૩૯૧

કરતા તેમ જ મહેસુલ ઊઘરાવતા અને તેનો હિસાબ રાખતા, અને મહેસુલમાં વધારો થવાનો સંભવ લાગતો ત્યારેત્યારે ખર્ચ કરવાની સત્તા ધરાવતા. થૅામસ સાહેબે "માનવ-ધર્મ-શાસ્ત્ર"માંથી જે શ્લોક ઉદ્ધૃત કરેલો છે તે આ વાતને ટેકો આપે છે. મનુ ભગવાને કહ્યું છે કે, ખોવાઇ ગએલી મિલ્કત પાછી જડે ત્યારેત્યારે યુક્તોના કબજામાં રહેવી જોઇએ. આથી કરીને એમ કહી શકાય છે કે, રાજાનું મહેસુલ ઊઘરાવવાનું અને રાજાની મિલ્કત સંભાળવાનું કામ એ અધિકારીઓને સોંપવામાં આવેલું હતું. ત્યારપછીના કાળમાં પણ 'યુક્ત' અને 'ઉપયુક્ત' ચાલૂ રહ્યા હતા, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. શક ૮૫૩-(ઇ. સ. ૯૩૦) ની સાલમાં રાષ્ટ્રકૂટ વંશનો રાજા ચોથો ગોવિંદ પોતાના એક તામ્રપત્રમાં 'રાષ્ટ્રપતિ' તથા 'ગ્રામકૂટ' અને 'મહત્તર' નામક અધિકારીઓની સાથે સાથે 'યુક્ત'નો અને 'ઉપયુક્ત'નો ઉલ્લેખ કરે છે.[૧] 'યુક્ત'ના અને 'ઉપયુક્ત'ના બદલામાં કોઇક પ્રસંગે અનુક્રમે 'આયુક્ત' અને 'વિનિયુક્ત' પણ આપણી નજરે ચઢે છે. અલ્લાહાબાદમાં સમુદ્ર-ગુપ્તનો જે સ્તંભલેખ છે તેમાં 'આયુક્તો'નો ઉલ્લેખ કરેલો છે. તેઓ "પોતાના બાહુબળથી જીતી લીધેલી, અનેક રાજાઓની મિલ્કત પાછી મેળવતા,"[૨] એવું એ સ્તંભલેખમાં કહેલું છે. બુધગુપ્તના એક તામ્રપત્રમાં પણ 'વિષયપતિ' (મહાલ-વહીવટદાર) તરીકે 'આયુક્ત'નો ઉલ્લેખ થએલો છે.[૩]

કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં 'પ્રદેષ્ટુ' નામક જે અધિકારીનો ઉલ્લેખ થએલો છે તે જ અશોકકાલીન 'પ્રાદેશિક' હોવો જોઇએ, એવું અનુમાન થૅામસ સાહેબે કરેલું છે; અને એ યોગ્ય જ લાગે છે. થૅામસ સાહેબે "અર્થશાસ્ત્ર"માંથી અનેક ફકરાઓ ટાંકીને સ્પષ્ટપણે

૧. એ. ઇ., ૭, ૩૯—૪૦.
૨. એ. ઇ., ૧૫, ૧૩૮.
૩. કૉ. ઇ. ઇ., ૩, ૧૪.

એમ બતાવી આપ્યું છે કે, પ્રદેષ્ટ્રને "મહેસુલ ઊઘરાવવું, અને શહેરની ચોકી ભરવી: એ કારોબારી ફરજો સોંપાએલી હતી."[1] પરંતુ એટલાથી જ બસ ન હતું. બે પ્રસંગે તેને 'ધર્મસ્થ' કહ્યો છે તેથી એમ જણાય છે કે, ન્યાયાધીશનું કામ પણ તેને સોંપવામાં આવેલું હતું. વળી, અમાત્ય( મંત્રી )ની સાથેસાથે જ તેની નોંધ થએલી હોવાથી તે મોટો અધિકારી હોવો જોઇએ, એમ પણ કહી શકાય છે. રાજ્યના અધિકારીઓના પગારના અને મહેનતાણાના સંબંધમાં "અર્થશાસ્ત્ર"માં જે પ્રકરણ આપેલું છે તેમાં કહ્યું છે કે, અધ્યક્ષ-(સુપરિંટેંડંટ)ના પગારના કરતાં પ્રદેષ્ટ્રનો પગાર વધારે હોવો જોઇએ.[2] આ હકીકત ઉપરની વાતને સબળ ટેકો આપે છે.

'રાજુકો'નો કાંઇક ખુલાસો બ્યુહલર સાહેબે આપણને આપેલો છે.[3] "કુરુધમ્મ-જાતક"માંથી ઊતારા આપીને તેમણે એમ બતાવી આપ્યું છે કે, એ ગ્રંથમાં જેને વિસ્તારપૂર્વક 'રજ્જુક' અથવા 'રજ્જુ-ગ્રાહક' કહ્યો છે તે જ અશોકકાલીન 'રાજુક' હોવો જોઇએ. 'રજ્જુ'નો (દોરડાનો) ઉપયોગ કરીને જમીનની માપણી કરવી, અને એ રીતે જમીનની સરહદો નક્કી કરવી: એ તેની ફરજ હતી. એમ "કુરુ-ધમ્મ-જાતક"માં કહ્યું છે. તેને '**अमच्छ**' કહ્યો છે તેથી બ્યુહલર સાહેબ એમ માને છે કે, પ્રદેષ્ટ્રના જેવો જ તે મોટો અમલદાર હોવો જોઇએ, અને હાલના મુલ્કીખાતાના મહેસુલી અધિકારીને મળતો તે હોવો જોઇએ. વળી, સેંકડો અને હજારો મનુષ્યોની ઉપર રજ્જુકોને નીમવામાં આવેલા હતા, એમ અશોકે પોતે જ કહ્યું છે તેથી પણ એવી ખાત્રી થાય છે કે, રજ્જુક મોટો અધિકારી હોવો જોઇએ.

---

૧. જ. રૉ. એ. સો., ૧૯૧૪, પૃ. ૩૮૩ અને આગળ; ૧૯૧૫, પૃ. ૧૧૨.

૨. પૃ. ૨૪૫.

૩. સા. ડૅ. મૉ. ગે., ૪૭, પૃ. ૪૬૬ અને આગળ; ફિકફ્ત "સોશિયલ ઑર્ગેનિઝેશન્સ, એટ સેટેરા" (સામાજિક સંસ્થાઓ, વગેરે) (ભાષાંતર), પૃ. ૧૪૮—૧૪૯.

અશોકના કાળમાં રજ્જુકને ‘વ્યવહાર’નું અને ‘દંડ’નું કામ સોંપાયું હતું; એટલે કે, મોંબદલો આપવાની તેમ જ સજા કરવાની સત્તા ધરાવનારો ન્યાયાધીશ તે હતો. સ્ટ્રૅબોએ આવા જ પ્રકારના ન્યાયાધીશોની નોંધ લેતાં કહ્યું છે કે, નદીઓની સંભાળ તેઓ રાખે છે તથા મીસરમાં જમીનની માપણી થાય છે તેવી જ રીતે તેઓ જમીનની માપણી કરે છે અને “જેને જેમ યોગ્ય હોય તેને તેમ ઇનામ આપવાની કે શિક્ષા કરવાની સત્તા ધરાવે છે.”[૧] આમ લખતી વેળાએ સ્ટ્રૅબોને અશોકકાલીન ‘રજ્જુકો’ યાદ આવ્યા હોય, એ બનવાજોગ છે; અને તેથી એમ પણ કહી શકાય છે કે, રજ્જુકો ન્યાયાધીશનું કામ કરતા એટલું જ નહિ, પણ મહેસુલી અધિકારીનું કામ પણ કરતા.

આના સંબંધમાં બીજા એક અધિકારીનો વિચાર કરવાનો રહે છે. ધવલીના અને યાવગઢના જૂદા જૂદા લેખો પૈકીના પહેલા લેખમાં અશોકે તેને **‘नगल–वियोहालक’** (નગર–વ્યવહારક) કહ્યો છે. “અર્થશાસ્ત્ર”માં[૨] જેને ‘પૌર–વ્યાવહારક’ કહ્યો છે તે જ અશોકકાલીન ‘નગર–વ્યવહારક’ હોવો જોઇએ. માત્ર મહાલનાં મુખ્ય સ્થળોએ જ ન્યાયાધીશનું કામ તે કરતો હશે, એમ લાગે છે. તેને જે પગાર મળતો તેનો વિચાર આપણે કરીએ તો તો કુમારનો મોભો અને તેનો મોભો એકસરખો હતો. પ્રદેષ્ટૃ (પ્રાદેશિક)ની પાયરીથી ચઢતી પાયરીનો તે હતો, એટલું તો ચોક્કસ છે.

---

૧. “પોલિટિકલ હિસ્ટરી ઑફ એન્સ્યંટ ઇંડિયા ફ્રૅામ ધી ઍક્સેશન ઑફ પરીક્ષિત ટુ ધી એક્સ્ટિંક્શન ઑફ ધી ગુપ્ત ડીનેસ્ટી” (પરીક્ષિતના રાજ્યાભિષેકથી માંડીને ગુપ્તવંશના વિનાશ પર્યંતનો પ્રાચીન હિંદુસ્તાનનો રાજકીય ઈતિહાસ) નામક પોતાના અંગ્રેજી ગ્રંથમાં શ્રીયુત હેમચંદ્ર રાયચૌધરીએ આ વાતની તરફ પ્રથમ આપણું ધ્યાન ખેંચ્યું હતું.

૨. પૃ. ૨૦ અને ૨૪૫.

અન્ય પ્રકારના ચારેક અધિકારીઓનો ઉલ્લેખ અશોકે પોતાની ધર્મલિપિઓમાં કરેલો છે. તે પૈકીના ત્રણ અધિકારીઓનાં નામ અશોકના બારમા મુખ્ય શિલાલેખમાં જોવામાં આવે છે. **'धंम-महामात'** તથા **'इथिझख-महामात'** અને **'व्रचभूमिक'**: એ એમનાં નામ છે. **'धंम-महामात'**ની ઓળખાણ થોડા વખતમાં આપણે કરી લેવાના છીએ. **'इथिझख-महामात'** ખરૂં જોતાં **'स्त्र्यध्यक्ष-महामात्र'** [સ્ત્રીઓના અધ્યક્ષ (સુપરિંટેંડંટ) રૂપ મહામાત્ર] હોવો જોઇએ. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માંથી આ અધિકારીનું નામ મળી આવતું નથી. તેમ છતાં પણ તેની ફરજનું અનુમાન સહેલાઇથી થઇ શકે તેમ છે. જેણે કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"નો બારીક અભ્યાસ કર્યો હશે તે એટલું તો જાણતો જ હશે કે, કૌટિલ્યે પોતાના એ ગ્રંથમાંના 'ધર્મસ્થીય' નામક પ્રકરણમાં સ્ત્રીઓને લગતા જૂદા જુદા અઘરા પ્રશ્નો-સ્ત્રીઓનું ભરણપોષણ, સ્ત્રીઓનો સ્વછંદ, સ્ત્રીઓનું હરણ, વગેરે વગેરે પ્રશ્નો-ચર્ચેલા છે. નિરાધાર સ્ત્રીઓ ગર્ભવતી હોય ત્યારે અને તેઓ બાળકને જન્મ આપે ત્યારે તેમનું ભરણપોષણ કરવું, એ સરકારની પોતાની ફરજ છે: એમ સરકાર પોતે સમજતી હતી. અશોકના કાળમાં ખાસ આ જ કામે અધિકારી નીમાયો હોય, અને તે 'સ્ત્ર્યધ્યક્ષ' કહેવાતો હોય: એમ માની શકાય છે. પરંતુ અશોકે જેમને **'व्रचभूमिक'** કહ્યા છે તે કેવા પ્રકારના અધિકારી હશે? એ સમજવું જરા અઘરૂં થઇ પડે છે. સદરહુ અધિકારીના ઉક્ત નામના પહેલા બે અક્ષર **'व्रज'** હશે, એવું અનુમાન કરવામાં આવે છે. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં ત્રણ સ્થળે **'व्रज'** શબ્દ વપરાએલો છે. "ગાયો, ભેંસો, બકરા, ઘેટાં, ગધેડા, ઊંટો, ઘોડા અને ખચ્ચરો: એ સૌનાં ધણ": એવો તેનો અર્થ "અર્થશાસ્ત્ર"માં કરેલો છે. આ સાધનોને લઇને રાજ્યને મહેસુલ મળતું હતું. એ જ ગ્રંથના અમુક એક પ્રકરણમાં તો **'गोऽध्यक्ष'**નો પણ ઉલ્લેખ કરેલો છે. એ **'गोऽध्यक्ष'** [ગાયોનો અધ્યક્ષ (સુપરિંટેંડંટ)] રાજાના **'व्रज'**ની

વ્યવસ્થા રાખતો તથા ઢોરને ઊછેરતો અને રાજકુટુંબનું દુગ્ધાલય (ડેરી) સંભાળતો.[૧] આથી કરીને એવું અનુમાન થઇ શકે છે કે, રાજાનાં પોતાનાં અથવા તો ખાનગી વ્યક્તિનાં તેમ જ રાજકુટુંબને માલ પૂરો પાડતાં અથવા રાજ્યને નાણાંનું ઉત્પન્ન કરાવતાં ઢોરોના અધિકારીઓને 'વ્રજભૂમિકો' તરીકે અશોકે ઓળખાવ્યા હશે.

અહીં હવે માત્ર એક જ અધિકારીનો વિચાર કરવાનો રહે છે. તેનું નામ 'अंत-म ामात' (અંત-મહામાત્ર) છે. 'સરહદી પ્રદેશોના મહામાત્રો': એવો એનો અર્થ કરવામાં આવેલો છે. અશોકે પોતાના પહેલા સ્તંભલેખમાં તેમનો ઉલ્લેખ કરેલો છે. અશોકના પોતાના પ્રદેશમાં વસતા, અસ્થિર મનના લોકોને ધર્મને અનુસરવાની બાબતમાં સમજાવવાનું કામ ગમે તે પ્રકારના તેના અધિકારીઓ કરતા હતા તેવી જ રીતે દેખીતી રીતે રાજ્યની હદની બહાર વસતા લોકોને તે પ્રમાણે સમજાવવાનું કામ અંત-મહામાત્રો કરતા હતા, એમ કહેવાનો અશોકનો હેતુ હોવો જોઇએ. આથી એમ જણાય છે કે, અશોકના સામ્રાજ્યના સરહદી પ્રાંતોના અધિકારી તરીકે અંત-મહામાત્રો નીમાયા ન હતા, પણ અશોકના પોતાના ધર્મપ્રચારના કામને ઊપાડી લેવાના હેતુથી પાડોસનાં રાજ્યોમાં તેઓ નીમાયા હતા. એ જ સ્તંભલેખમાં અશોકે અંત-મહામાત્રોને '**पुरुष**'થી (પોતાના રાજ્યના અધિકારીથી) જૂદા ગણ્યા છે, એ આ વાતનું સમર્થન કરે છે. વળી, અશોકે પોતાની ધર્મલિપિઓમાં જ્યાંજ્યાં 'અંત' શબ્દ વાપર્યો છે ત્યાંત્યાં 'સરહદનો રાજા' અથવા 'સરહદી રાજ્યના લોકો' એવો તેનો અર્થ થાય છે, એ વાત પણ આપણા ઉપલા કથનને પુષ્ટિ આપે છે.

છેલ્લા ચાર પ્રકારના અધિકારીઓની ફરજો જૂદી જૂદી હતી તો પણ અશોકે તે સૌને 'મહામાત્રો' કહ્યા છે, એમ વાચકે જોઇ

૧. પૃ. ૬૦ અને પૃ. ૧૨૮ તથા આગળ.

લીધું હશે. આથી કરીને એવું અનુમાન થઇ શકે છે કે, 'મહામાત્ર' શબ્દનો અર્થ 'મોટો અધિકારી' અથવા 'મોભાદાર અમલદાર' જ હોઇ શકે.[1] ધવલીના અને યાવગઢના જૂદા જૂદા લેખો પૈકીના પહેલા લેખમાં અશોકે નગર–વ્યાવહારિકોને પણ મહામાત્રો કહ્યા છે, એ વાતથી પણ ઉપલો અર્થ વધારે સ્પષ્ટ થાય છે. વળી, બીજો સામાન્ય શબ્દ પણ અશોકની ધર્મલિપિઓમાં જોવામાં આવે છે. તે શબ્દ '**પુરુષ**' છે. એ શબ્દ તો ઉપલા શબ્દથી પણ વધારે સામાન્ય અર્થવાળો છે. ગમે તે પ્રકારનો અધિકારી તે વખતે 'પુરુષ' કહેવાતો હતો. આનો ખુલાસો અશોકના પહેલા સ્તંભલેખમાંથી મળી આવે છે. તેમાં અશોકે 'પુરુષો' ના ત્રણ વર્ગ પાડેલા છેઃ– (૧) ઉત્કર્ષ (ઊંચા વર્ણના) અધિકારીઓ; (૨) ગેવય (હલકા વર્ણના) અધિકારીઓ; અને (૩) મધ્યમ વર્ણના અધિકારીઓ.

આ મહામાત્રોની સાથેનો રાજાનો સંબંધ કેવા પ્રકારનો હતો? એ સવાલ હવે ઊભો થાય છે. અશોકનું સામ્રાજ્ય બહુ વિસ્તૃત હતું, અને તેથી અનેક મહામાત્રોની નીમણુક થએલી હોવી જોઇએ. એક જ રાજા આ બધા અધિકારીઓની સાથે સીધો સંબંધ કેવી રીતે રાખી શકે? એક બાજુએ રાજાની સાથે અને બીજી બાજુએ અધિકારીઓની સાથે ગાઢ સંબંધ ધરાવતા કોઇ મધ્યસ્થ મંડળનો ઉલ્લેખ અશોકની ધર્મલિપિઓમાં કરેલો છે ખરો? હા. 'પરિષદ' તે જાતની સંસ્થા હતી. અશોકના બે લેખોમાં તેનો ઉલ્લેખ થએલો છે. કૌટિલ્યે પોતાના "અર્થશાસ્ત્ર"માં જેને 'મંત્રી–પરિષંદ' કહી છે તે જ અશોકે કહેલી 'પરિષદ' હોવી જોઇએ, એ દેખીતું છે. તે મંત્રીમંડળ હતું. જે કામ શરૂ થયું ન હોય તે કામ શરૂ કરવું તથા જે કામ શરૂ થયું હોય તે કામ પૂરું કરવું તેમ જ જે કામ થયું હોય તે કામ સુધારવું અને હુકમોનો બરાબર અમલ

---

૧. જ. રૉ. એ. સો., ૧૯૧૪, પૃ. ૩૮૬–૩૮૭.

કરાવવો : એ મંત્રીમંડળનું કામ હતું, એમ કૌટિલ્યનું કહેવું છે. જે અધિકારીઓ પોતાની પાસે હોય તે અધિકારીઓની સાથે સહકાર કરીને અને જે અધિકારીઓ પોતાથી દૂર હોય તે અધિકારીઓની સાથે પત્રવ્યવહાર કરીને કામનો નિકાલ કરવો : એ પણ તેનું કામ હતું. કાંઇ પણ અતિ મહત્ત્વનું કામ ઉપસ્થિત થતું ત્યારે રાજા પોતાના સલાહકારોને ભેગા કરતો એટલું જ નહિ, પણ પોતાના મંત્રીમંડળના સભ્યોને પણ બોલાવતો; અને એ સભ્યો જે કાંઇ સૂચના બહુમતીથી કરતા તે સૂચનાના અનુસારે તે અમલ કરતો, અથવા તો ફતેહ મેળવી આપે એવો જે કોઇ માર્ગ તેઓ બતાવી આપતા તે માર્ગે તે પોતે જતો. કૌટિલ્યે આમ કહ્યું છે. અશોકની ધર્મલિપિઓમાં પરિષદની બાબતમાં જે કહ્યું છે તેની સાથે આનો મેળ પણ મળે છે. અશોક પોતાના ત્રીજા મુખ્ય શિલાલેખમાં કહે છે કે, ' થોડો ખર્ચ ' ( અપવ્યયતા ) અને " થોડી બચત ' ( અપભાંડતા ) ધર્મનાં બે અંગો છે. એ સદ્‌ગુણોને લોકોમાં જાગૃત કરીને પોષવાનું કામ 'યુકતો'ને અશોકે સોંપ્યું હશે, એમ દેખીતી રીતે લાગે છે. પરંતુ કોઇ પણ બે કુટુંબની જીંદગીની જરૂરિયાતો એકસરખી ન હોઇ શકે તેથી, કુટુંબોએ કેટલું બચાવવું અને કેટલું ખર્ચવું, એ બાબતનો સર્વસાધારણ ચોક્કસ નિયમ ઠરાવી ન શકાય. આથી કરીને પોતાના હુકમનો જે હેતુ હોય તેને જ અનુસરીને પોતાન હુકમનો અમલ કરવાની બાબતમાં ' યુકતો 'ને સલાહ આપવાનો હુકમ પરિષદને અશોકે કર્યો છે. આથી કરીને પ્રથમ તો એમ જણાય છે કે, રાજાના દરેક હુકમનો અમલ થાય, એ જોવાનું કામ પરિષદને સોંપાએલું હતું. વળી, ( કૌટિલ્યકૃત " અર્થશાસ્ત્રમાં "માં કહ્યું છે તેમ ) અધિકારીઓના કામની ઉપર દાબ રાખવાનું અને એમને મદદ કરવાનું કામ પણ પરિષદને સોંપવામાં આવ્યું હતું. અતિ મહત્ત્વનું કામકાજ ઉપસ્થિત થાય તેના સંબંધમાં પરિષદની ફરજની વિગત કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં આપેલી છે; અને રાજ્યવ્યવસ્થા-

ની હકીકત પૂરી પાડતા છઠ્ઠા મુખ્ય શિલાલેખમાં પણ આ બાબતમાં ભાર દઇને કહેવામાં આવેલુ છે. એ શિલાલેખમાં અશોક કહે છે કે, "(હુકમ) આપવાની કે સંભળાવવાની બાબતમાં હું જે કાંઇ મોઢેથી ફરમાવું તેના સંબંધમાં, અથવા તો વળી મહામાત્રોના ઉપર કાંઇ મહત્ત્વનું કામ આવી પડે તેના સંબંધમાં મંત્રીમંડળમાં કાંઇ મતભેદ પડે કે તે રદબાતલ થાય તો સર્વત્ર અને સર્વ સમયે તેના સમાચાર મને તુરત પહોંચાડવા, એવું ફરમાન મેં કર્યું છે." આ બાબતમાં અશોક એવું કહેવા માગે છે કે, તે પોતે મોઢેથી કાંઇ હુકમ કરે ત્યારે અથવા તો કાંઇ અતિ મહત્ત્વનું કામ મહામાત્રોના ઉપર આવી પડે ત્યારે પરિષદે મળવું જોઇએ અને એ બાબતની ચર્ચા કરવી જોઇએ. પરિષદના સૌ સભ્યો સર્વાનુમતે નિર્ણય કરે તો હુકમનો અમલ કરવાની અથવા અતિ મહત્ત્વનું કામ કરવાની બાબતમાં કાંઇ પણ સવાલ ન રહે. પરંતુ એ બાબતમાં કાંઇ મતભેદ થાય અથવા તો સર્વાનુમતે તેનો વિરોધ થાય, અને એ બાબત થોડા વખતને માટે આઘી મુકાય, તો એ મતભેદની અને વિરોધની તપાસ કરવાનું તેમ જ એ બે પૈકીની કયી જાતની સલાહ સૌથી વધારે ફળદાયક નીવડશે તે નક્કી કરવાનું કામ રાજાનું છે. પણ તે પોતે કાંઇ નિર્ણય કરે તેના પહેલાં પરિષદના અભિપ્રાયનો લાભ તેને મળવો જોઇએ. નિર્ણય કરવાની બાબતમાં કાંઇ પણ ઢીલ ન થાય તેટલા માટે તેણે પ્રતિવેદકો(બાતમીદારો)ને એવો હુકમ કરેલો કે, તે પોતે ગમે તે વખતે ગમે તે સ્થળે હોય તો પણ પરિષદનો અભિપ્રાય બંધાય એટલે તુરત જ તેમણે તે અભિપ્રાય તેને પોતાને કહી જણાવવો. આ બધું જોતાં એમ જણાય છે કે, હાલના મંત્રીમંડળના જેવી તે કાળની પરિષદ હતી. રાજાની અને તેના મહામાત્રોની વચ્ચે રહીને તે મધ્યસ્થ મંડળ તરીકેનું કામ કરતી. રાજા પોતાના હુકમની બાબતમાં ફરીથી વિચાર કરી શકે તેટલા માટે રાજાના હુકમનો અમલ કરતા પહેલાં

તે હુકમનો પૂર્ણ વિચાર કરવાની સત્તા પરિષદને હતી. વળી, મહામાત્રનો અને પરિષદના સભ્યોનો અભિપ્રાય એક જ થતો તો રાજાને પૂછ્યા વગર પણ કાંઇ અતિ મહત્ત્વના કામની બાબતમાં તે પરિષદ મહામાત્રને સલાહ આપી શકતી. પરંતુ મહામાત્રની અને પરિષદના સભ્યોની વચ્ચે કાંઇ મતભેદ પડતો, અથવા તો રાજાના કે મહામાત્રના નિર્ણયથી વિરુદ્ધ જતો નિર્ણય પરિષદના સભ્યો સર્વાનુમતે કરતા, તો એ આખું પ્રકરણ રાજાને રજૂ કરવામાં આવતું: કારણ કે, રાજા જ છેવટના લવાદનું કામ કરતો.

અશોકની રાજ્યપદ્ધતિના સંબંધમાં બીજી પણ મહત્ત્વની વાત નોંધવાલાયક છે. તે એ કે, પોતાના કામનો નિકાલ કરવાને માટે મુસાફરીઓ કરવાની ફરજ તેના અમલદારોને પડતી હતી. તેઓ સાધારણ રીતે '**वियुथ**' કે '**व्युठ**' ( સંસ્કૃતભાષામાં **व्युष्ट** ) તરીકે ઓળખાતા હતા. અશોકનો સારનાથનો લેખ આ વાત સ્પષ્ટ કરે છે. પોતપોતાના પ્રાંતની હદની અંદર મુસાફરી કરવાની બાબતમાં અશોકે પોતે પોતાના મહામાત્રોને સૂચના કરી હતી, એવું એ લેખમાં જણાવેલું છે. પોતાના રૂપનાથના લેખમાં પણ એ જ સૂચના અશોકે કરેલી છે; પરંતુ ફેર માત્ર એટલો જ છે કે, તેમાં તેણે વ્યુષ્ટોને આ સૂચના કરેલી છે. અશોકના સાતમા સ્તંભલેખમાં વ્યુષ્ટોને 'પુરુષો' (અમલદારો) કહ્યા છે. અસંખ્ય લોકોના ઉપરિ તરીકે તેમની નીમણુક કરેલી હતી તેથી એમ લાગે છે કે, તેઓ મોટો હોદ્દો ભોગવતા હશે. અશોકના ત્રીજા મુખ્ય શિલાલેખમાં કહ્યું છે કે, પ્રાદેશિકો તથા રજ્જુકો અને યુકતો પોતાના દરરોજના કામકાજને માટે મુસાફરીએ નીકળતા હતા. તેઓ ઊંચી પાયરીના અમલદારો હતા, એ તો આપણે જોઇ ગયા છીએ. સારનાથનો લેખ વાંચીને આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે, મુસાફરી કરતા મહામાત્રોએ (અમલદારોએ) વારાફરતી ઉપવાસ(**उपोसथ**)ના દિવસોએ પોતપોતાના મહાલના મુખ્ય સ્થળમાં પાછા આવી

પહોંચવું પડતું. વળી, ધવલીના અને યાવગઢના જૂદા જૂદા લેખો પૈકીનો પહેલો લેખ વાંચતાં એવું જણાઇ આવે છે કે, તિષ્ય નક્ષત્રના દિવસે–એટલે કે, રાજાના જન્મદિવસે[1]–એ સૌ મહામાત્રોએ સદર સ્થળે હાજર રહેવું પડતું.

રાજા તરીકે અશોક કેવો હતો ? એ હવે આપણે જોશું. પ્રથમ તો, તે પોતાની પ્રજાની પ્રત્યે કેવો ભાવ રાખતો, એ જોવું રસભર્યું થઇ પડે તેમ છે. ધવલીના અને યાવગઢના જૂદા જૂદા લેખોમાં તેણે પોતાના મનના ઊંડાણુનાં દર્શન આપણુને કરાવેલાં છે. તેમાં તે કહે છે કે. " સર્વ મનુષ્યો મારાં સંતાનો છે. જેવી રીતે મારાં સંતાનોની બાબતમાં હું ઇચ્છું છું કે આ લોકના તેમ જ પરલોકના સંબંધનાં સર્વ હિતસુખ તેઓ મેળવે તેવી જ રીતે સર્વ મનુષ્યોની બાબતમાં પણ હું એવું ઇચ્છું છું. " આથી કરીને એમ સ્પષ્ટ થાય છે કે, ' રાજા પિતાના જેવો છે, ' એમ અશોક માનતો હતો. મૌર્યકાળની અનિયંત્રિત રાજસત્તાની તરફ એ રીતે તેણે આપણું ધ્યાન ખેંચ્યું છે. [2] બાળકો માત્ર પોતાનાં માબાપના ઉપર આધાર રાખે છે, અને માબાપો તેમની સાથે ગમે તેમ વર્તી શકે છે. તે જ પ્રમાણે પ્રાચીન કાળમાં પ્રજા માત્ર રાજાના ઉપર આધાર રાખી રહેતી, અને રાજા અનિયંત્રિત સત્તા ભોગવતો. મૌર્યકાળની પહેલાંના કાળની વસ્તુસ્થિતિ તદ્દન ઊંધી હતી. તે કાળમાં રાજા તો રાજ્યનો માત્ર નોકર જ મનાતો, અને પોતાની નોકરીના બદલામાં પોતાને

---

૧. જુઓ પૃ. ૧૧.

૨. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં બે સ્થળે ( પૃ. ૪૭ માં અને પૃ. ૨૦૮ માં) આવો જ મુદ્દો જોવામાં આવે છે. બાપની અને છોકરાંની વચ્ચેના સંબંધના જેવો રાજાની અને પ્રજાની વચ્ચેનો સંબંધ છે, એમ એમાં કહ્યું છે. " કલકત્તા રીવ્યુ" ૧૯૨૨, પૃ. ૩૯૩ આ મુદ્દાની તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે.

પગાર મળી શકે તેટલા માટે અમુક અમુક કર નાખવાની પરવાનગી તેને મળેલી હતી.

પોતાના રાજ્યમાં અશોકે કેવા સુધારા દાખલ કરેલા? એનો વિચાર હવે આપણે કરશું. ન્યાય આપવાની બાબતમાં તો અશોક ખાસ ધ્યાન આપતો, અને તે બાબતમાં તો તેનું મન ખાસ વ્યગ્ર રહેતું. તુરતમાં જ જીતી લીધેલા કલિંગદેશને પોતાના સામ્રાજ્યની સાથે તેણે જોડી દીધો અને મંત્રીમંડળસહિત કુમારના તાબામાં તેને સોંપ્યો તે વખતે તે એ પ્રાંતના ઉપર ખાસ નજર રાખતો હતો, એ જાણીને આપણને કાંઇ પણ નવાઇ લાગવી ન જોઇએ. ધવલીમાંથી અને યાવગઢમાં મળી આવેલા જૂદા લેખમાં તેણે નગર–વ્યાવહારિકોને સખ્ત ઠપકો આપેલો છે; કારણ કે, મહાલના મુખ્ય સ્થળ રૂપ તોસલીમાં અને સમાપામાં વસતા કેટલાક લોકોને જોરજુલમથી કેદમાં નાખવામાં આવ્યા હતા અથવા તો નાહક સતાવવામાં આવતા હતા, એવું તેના જાણવામાં આવ્યું હતું. સર્વે મનુષ્યો તેનાં પોતાનાં સંતાનો છે, અને સૌ મનુષ્યો તેમ જ તેનાં પોતાનાં સંતાનો ભૌતિક તથા આધ્યાત્મિક હિતસુખ મેળવે એમ તે પોતે ઇચ્છે છે, એવું પોતે કહેલું છે તેનો અર્થ તેઓ બરાબર સમજ્યા લાગતા નથી; એમ અશોક તેમને સ્પષ્ટ રીતે કહી દે છે. સાધકબાધક કારણોની સાથે પોતાના વિચારો દર્શાવીને પછી તે તેમને સંગીન સલાહ આપે છે. "ઇર્ષા, ખંતની ખામી, કડકપણું, અધીરાઇ, અભ્યાસની ખામી, આળસ અને થાક" "એ દુર્ગુણોથી સંભાળપૂર્વક દૂર રહેવાની બાબતમાં તથા "ખંત અને ધીરજ" રાખવાની ટેવ પાડવાની બાબતમાં તે ખરા અંતઃકરણથી તેમને આગ્રહ કરે છે. તેઓ પોતાની ફરજ ખંતથી અદા કરશે તો તેઓ સ્વર્ગે પહોંચશે નહિ તેમ જ રાજાના ઋણમાંથી પણ મુક્ત થશે નહિ, એમ તે તેમને કહી દે છે. તેણે પોતે આ બધી સલાહ આપેલી. તેમ છતાં પણ વસ્તુસ્થિતિ કદાચ ન સુધરે, અને લોકોને જોરજુલમથી કેદમાં નાખવાનું તેમ જ નાહક કનડગત

કરવાનું ચાલૂ રહે, એવી બીક તેને રહેતી હશે તેથી કરીને તે તેમને ચેતવણી આપે છે કે, રાજાની જે આજ્ઞા હોય તેને જ અનુસરીને તેઓ વર્તે છે કે કેમ, એ જોવાને તે પોતે દર પાંચ વર્ષે પોતાના કોઇ મહામાત્રને તપાસ કરવાના કામે મોકલી આપશે. બીજા પ્રાંતોમાં પણ એવી ગેરવ્યવસ્થા ચાલવા દેવી અને પાછળથી તેના ઉપાયો યોજવા, એ ઠીક નહિ: એમ ધારીને તેણે તક્ષશિલાના તથા ઉજ્જયિનીના કુમારોને એવો હુકમ કર્યો છે કે, તેમણે એ જ હેતુથી એવા મહામાત્રોને પોતપોતાના પ્રાંતની હદમાં તપાસ કરવાના કામે મોકલવા.

મહાલોમાં વસતા લોકોને જોરજુલમથી કેદમાં નાખવામાં આવે છે કે કેમ, તથા તેમને નાહક કનડગત થાય છે કે કેમ : એની તપાસ કરવાના કામે મોકલાતા મહામાત્રો કોણ હશે? એ સવાલ અહીં ઊભો થાય છે. એમની બાબતમાં એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, પોતાના રોજના કામકાજની બાબતમાં બેદરકાર રહ્યા વગર આ નવાં ફરજ અદા કરવાનું તેમને કહેવામાં આવેલું છે. અશોકના પાંચમા મુખ્ય શિલાલેખમાં પ્રથમ નજરે પડતા 'ધર્મમહામાત્રો' જ ઉક્ત મહામાત્રો હોવા જોઇએ. એ શિલાલેખમાં અશોક કહે છે કે, એ પ્રકારના અમલદારોની નીમણૂક કરવાની બાબતમાં તેણે પોતે જ પહેલ કરી હતી. તેમની ફરજો પણ તેણે પોતાના ઉક્ત શિલાલેખમાં ગણાવેલી છે. પ્રજાના ઐહિક તેમ જ પારલૌકિક હિતસુખની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય, એ જ અશોકના 'ધર્મ'નો હેતુ હતો તેથી કરીને ધર્મમહામાત્રોની ફરજો પણ એ પ્રકારની રહેતી હતી. પ્રજાના આધ્યાત્મિક હિતસુખને સાધવાની તથા વધારવાની બાબતમાં અશોકે તેમને જે પ્રકારની આજ્ઞા કરેલી તેનો વિચાર તો "ધર્મોપદેશક અશોક" નામક પ્રકરણમાં આપણે કરવાના છીએ. અહીં તો પ્રજાના ઐહિક હિતસુખના સંબંધમાં તેમની જે ફરજો હતી તેમનો જ વિચાર આપણે કરશું. જે લોકોને કેદમાં પૂર્યા હોય

તેમના ઉપર દેખરેખ રાખવી અને તે પૈકીનો કોઇ કેદી બહુ મોટા કુટુંબવાળો હોય તો તેને નાણાંની મદદ કરવી તેમ જ કોઇ કેદીને દુઃખ થતું હોય તો તેની હાથકડી કાઢી લેવી અને કોઇ કેદી બહુ જ ઘરડો હોય તો તેને છોડી પણ મુકવો: એ ધર્મમહામાત્રની ફરજો પૈકીની એક ફરજ હતી. આથી કરીને એટલું તો સ્પષ્ટ થાય છે કે, પ્રાંતનાં શહેરોમાં ન્યાય અપાય તેના ઉપર દેખરેખ રાખવાનું જે કામ મુસાફરી કરતા મહામાત્રોને સોંપવામાં આવ્યું હતું એમ અશોકે ધવલીના અને યાવગઢના જૂદા જૂદા લેખોમાં કહ્યું છે તે કામ ખરી રીતે ધર્મમહામાત્રોને જ સોંપાયું હતું. એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, જે કેદીને દુઃખ થતું હોય તેની હાથકડી કાઢી લઇને અન્યાય દૂર કરવાનો અધિકાર તેને આપવામાં આવ્યો હતો એટલું જ નહિ, પણ કોઇ કેદીનું બહોળું કુટુંબ નિરાધાર હોય તો તેને નાણાંની મદદ આપીને અથવા કોઇ કેદી ઘરડો થઇ ગએલો હોવાથી કેદખાનાની કોટડીમાં રહી શકે તેવો ન હોય તો તેને છોડી મુકીને પણ ન્યાયમાં દયાનો અંશ દાખલ કરવાનો અધિકાર તેને આપવામાં આવ્યો હતો. વળી, અશોકના સામ્રાજ્યના જે ભાગમાં યવનોના તથા કંબોજોના તેમ જ ગંધારોના અને રાષ્ટ્રિકોના તથા અન્ય અપરાંતોના પ્રદેશો આવેલા હતા તે ભાગમાં જીવદયાનું કામ કરવું : એ પણ તેમની ફરજ હતી. બ્રાહ્મણવર્ગ અને ગૃહપતિવર્ગ પૈકીના જે લોકોની દયાજનક સ્થિતિ થઇ ગઇ હોય તે લોકોના હિતસુખની તરફ ધ્યાન આપવું તેમ જ સામાન્ય રીતે નિરાધાર અને ઘરડા લોકોનાં કામ કરવાં : એ પણ તેમની ફરજ હતી. નિરાધાર અને વૃદ્ધ લોકોને રાજ્ય પોતે મદદ આપે : એ વિચાર કાંઇ નવીન નથી. અશોકના કાળના પહેલાં પણ એ રિવાજ પ્રચલિત હતો. કૌટિલ્ય પોતાના "અર્થશાસ્ત્ર"માં કહે છે[૧] કે, "અનાથ તેમ જ વૃદ્ધ તથા અપંગ તેમ જ માંદાં અને નિરાધાર માણસોને રાજાએ પાળવાંપોષવાં

૧. પૃ. ૪૭.

જોઈએ." અશોકના કાળના પહેલાં રાજ્ય પોતાની ઉક્ત ફરજ અદા ન કરતું હોય, એ બનવાજોગ છે; અને તેથી કરીને એ રિવાજને ફરીથી ચાલૂ કરવાના હેતુથી તથા તે ચાલૂ જ રહે તેટલા માટે તેણે પોતાના સર્જેલા 'ધર્મમહામાત્રો'ને એ કામ સોંપ્યું હતું. જીવદયાનો એ સિદ્ધાંત અશોકે પોતાના જ ભેજામાંથી પેદા કર્યો ન હતો, એમ આપણે માની લઈએ તો પણ, અન્યાય થતો ત્યારે તેને દૂર કરીને ન્યાય ચૂકવવાની પદ્ધતિ તેમ જ થએલી સજાથી ગુનેગારને દુ:ખ થતું તો તેવી સખ્ત સજાની બાબતમાં રાહત આપવાની પદ્ધતિ તેણે દાખલ કરેલી, એ કાંઈ નાનીસૂની વાત ન હતી. રાજા તરીકે અશોક કેવો હતો, એનો એક પ્રકારનો ખ્યાલ આ રીતે આપણે બાંધ્યો.

ધર્મમહામાત્રોની નીમણુક કરવાનો વિચાર તો અશોકને જ પહેલવહેલો સૂઝેલો. તેણે પોતાના પાંચમા મુખ્ય શિલાલેખમાં કહ્યું છે કે, પોતાના રાજકાળના તેરમા વર્ષમાં તેણે પ્રથમ તેમની નીમણુક કરી હતી. એ જ અરસામાં તેણે પોતાની રાજ્યવ્યવસ્થામાં બીજો સુધારો દાખલ કરેલો, એમ લાગે છે. છઠ્ઠા મુખ્ય શિલાલેખમાં એ સુધારાનું વર્ણન તેણે કરેલું છે. કામનો નિકાલ ઝડપથી કરવો જોઈએ, એવું તેણે ઠરાવ્યું હતું. પ્રજા પોતાના રાજાને મળી શકે, એ તો પૌર્વાત્ય દેશોનું—અને તેમાં પણ ખાસ કરીને પ્રાચીન હિંદુસ્તાનનું—ખાસ મહત્ત્વનું લક્ષણ ગણાય છે. પરંતુ આ બાબતમાં અશોકે જે સરળતા કરી આપેલી તેને તો બીજો કોઈ રાજા ભાગ્યે જ ટપી જઈ શકે. પોતાના છઠ્ઠા મુખ્ય શિલાલેખમાં તેણે જણાવી દીધું છે તેમ, તે પોતે ભોજન કરતો હોય કે ઝનાનામાં હોય કે શયનગૃહમાં હોય કે તબેલામાં હોય કે ઘોડે બેઠો હોય કે બગીચામાં હોય તો પણ સર્વ કાળે અને સ્થળે સર્વ સમાચાર મેળવવાને તે ખુશી હતો. આના સંબંધમાં જ તેણે પ્રતિવેદકો (બાતમી-દારો)નો અને ઉપર આપણે ચર્ચી ગયા તે પરિષદનો ઉલ્લેખ કરેલો

છે. તેણે જે શબ્દો વાપરેલા છે તેમાં તેની આતુરતાનાં અને ધગશનાં બરાબર દર્શન થઇ શકે છે. તે કહે છે કે, "(મારી) જહેમતથી અને (મારા) કામના નિકાલથી મને કદિ પણ સંતોષ થતો નથી; કારણ કે, આખી દુનિયાનું હિત મારા મતે માનભરી ફરજ છે. વળી, તેના મૂળમાં જહેમત અને કામનો નિકાલ રહેલાં છે. આખી દુનિયાના હિતથી વધારે ઉમદા ફરજ બીજી કોઇ નથી. વળી, જે કાંઇ જહેમત હું ઊઠાવું છું તે એવા હેતુથી કે, ભૂતોની પ્રત્યેના ઋણમાંથી હું મુક્ત થાઉં, તેઓમાંના કેટલાકને અહીં સુખી કરૂં અને તેઓ પરલોકમાં સ્વર્ગે પહોંચે. આ ધર્મલિપિ એવા હેતુથી મેં લખાવી છે કે, તે લાંબા વખત સુધી ટકી રહે, અને મારા પુત્રો અને પૌત્રો આખી દુનિયાના હિતને માટે જહેમત ઊઠાવે. પણ અતિશય પરાક્રમ વગર આમ કરવું અઘરૂં છે."

પોતાની રાજ્યપદ્ધતિને લગતા કોઇ મહત્ત્વના સુધારા આશરે તેર વર્ષ સુધી તો અશોકે હાથમાં લીધેલા નહિ, એમ જણાય છે. પરંતુ પોતાના રાજકાળના છવીસમા વર્ષમાં તેણે ખાસ કરીને પોતાના પ્રાંતોમાં ન્યાયનો અમલ યોગ્ય રીતે કરવાની બાબતમાં મહત્ત્વનું પગલું ભર્યું. તેના ચોથા મુખ્ય સ્તંભલેખમાં કહ્યું છે કે, એ વર્ષમાં તેણે રજ્જુકોને નીમ્યા હતા. તે પોતે કહે છે કે, "ન્યાયની અને દંડની બાબતમાં મેં તેમને સ્વતંત્ર બનાવ્યા છે. કેમ? રજ્જુકો વિશ્વાસપૂર્વક અને બીક વગર પોતાની ફરજો બજાવે, પ્રાંતોના લોકોનું હિતસુખ સાધે અને (તેમનો) અનુગ્રહ કરે તેટલા માટે." એ જ સ્તંભલેખમાં વધારામાં એમ પણ કહ્યું છે કે, "જે સુખ કે દુઃખ આપે છે તેને તેઓ ઓળખશે અને ધર્મયુક્તોની સાથેસાથે પ્રાંતોના લોકોને ઉપદેશ આપશે. કેમ? આ લોકમાં તથા પરલોકમાં તેઓ સુખ મેળવે તેટલા માટે." આથી કરીને એટલું તો સ્પષ્ટ થાય છે કે, અશોકના રાજકાળના છવીસમા વર્ષમાં રજ્જુકોની ફરજ એવડી હતી. પ્રાંતોના લોકોનું ઐહિક તેમ જ પારલૌકિક હિતસુખ

સધાય તેમ કરવું, એ તેમની મુખ્ય ફરજ હતી. આ હેતુ કેવી રીતે તેમણે સાધવાનો હતો, એનું દિગ્દર્શન તો "ધર્મોપદેશક અશોક" નામક પ્રકરણમાં આપણે કરશું. રાજ્યવ્યવસ્થાને લગતા કયા પ્રકારના સુધારાથી રજ્જુકોએ લોકોનું ઐહિક હિતસુખ સાધવાનું હતું, એ જ અહીં તો આપણે જોઇ લેશું. આપણને કહેવામાં આવ્યું છે કે, ન્યાયની તપાસ કરવાની બાબતમાં તેમ જ યોગ્ય પ્રમાણમાં દંડ કરવાની બાબતમાં તેમને સર્વોપરિ સત્તા આપવામાં આવેલી હતી. આથી કરીને અહીં બે સવાલો ઉપસ્થિત થાય છે. "તેમને આ બાબતમાં સર્વોપરિ સત્તા શા કારણે આપવામાં આવેલી?" એ પહેલો સવાલ છે. આના જવાબમાં અશોક કહે છે કે, ન્યાય ચૂકવવામાં સમાનતા સચવાય અને દંડ પણ યોગ્ય પ્રમાણમાં અને સમાનતા સાચવીને કરવામાં આવે, એ હેતુથી જ તેણે તેમને સર્વોપરિ સત્તા આપી હતી. "અહીં 'સમાનતા' શબ્દ કયા અર્થમાં અશોકે વાપર્યો હશે?" એ બીજો સવાલ છે. આ સવાલનો જવાબ આપવાનું કામ જરા અઘરૂં થઇ પડે તેમ છે. પરંતુ ઘણું કરીને તેનો મુદ્દો આવો કાંઇક હોવો જોઇએ:—ન્યાય ચૂકવવાના કામે માત્ર રજ્જુકો જ નીમાયા ન હતા. નગર–વ્યાવહારિકો અને પ્રાદેશિકો પણ ન્યાયાધીશનું કામ કરતા હતા. ન્યાયને લગતું તેમ જ ઇતર કામ સંભાળી લેનારા ત્રણ અમલદારો એક જ પ્રાંતમાં નીમાએલા હતા તેથી કરીને ન્યાયની નજરે તપાસનું કામકાજ કરવામાં તેમ જ દંડ કરવામાં સમાનતા રહે, એ શકય ન હતું. આથી કરીને એક જ પ્રાંતના લોકોની બાબતમાં પણ ન્યાયની સમાનતા જાળવવાનું બની શકે નહિ, એ બનવાજોગ છે. આ તો અયોગ્ય જ ગણાય; અને તેથી જ અશોકે આનો ઉપાય લેવાના હેતુથી રજ્જુકોને ન્યાય-ખાતાની ઉપર સર્વોપરિ સત્તા આપી હતી, અને બાકીના બે અમલદારોને આ ફરજમાંથી મુક્ત કર્યા હતા. અશોકે પોતાના ચોથા મુખ્ય સ્તંભલેખમાં યોગ્ય જ કહ્યું છે કે, "ખરેખર, 'હુશિયાર

આયા મારા સંતાનને ઊછેરવા ઇચ્છે છે ' ( એમ પોતાના મનથી વિચારીને મનુષ્ય ) પોતાના સંતાનને હુશિયાર આયાને સોંપીને જેવી રીતે વિશ્વાસ રાખે છે તેવી જ રીતે બીક વગર, વિશ્વાસપૂર્વક અને ગૂંચવણ વિના રજ્જુકો પોતાની ફરજો બજાવી શકે તેટલા માટે પ્રાંતોના લોકોના હિતસુખને માટે મેં તેમને નીમ્યા છે. " [૧]

ન્યાય ચૂકવવાની બાબતમાં ઉપલો સુધારો અશોકે જે વર્ષે દાખલ કર્યો હતો તે જ વર્ષે તેણે ફોજદારી કાયદાની સખ્તાઇ કાંઇક ઓછી કરવાનો પ્રયત્ન કર્યો હતો. એ જ સ્તંભલેખમાં ( ચોથા મુખ્ય સ્તંભલેખમાં ) તેણે કહ્યું છે કે, જે લોકોને દેહાંતદંડ થયો હોય તે લોકોને ત્રણ દિવસની મહેતલ આપવામાં આવતી હતી. તેઓ પોતે ફાંસીના લાકડે ચઢે તેના પહેલાં પરલોકનો વિચાર કરવાની તેમ જ પરલોકને માટે લાયક બનવાની તક તેમને મળે : એ જ એનો મુખ્ય હેતુ હતો.

---

૧. આ ફકરો વાંચતાં એમ જણાય છે કે, ન્યાયનું કામ બજાવવાની બાબતમાં અશોકે રજ્જુકોને સર્વોપરિ સત્તા આપી દીધી હતી, અને વિવાદ કરવાની પદ્ધતિ કાઢી નાખી હતી. વળી, એમ પણ જણાય છે કે, અશોકે પોતાના રાજકાળના છવીસમા વર્ષમાં માત્ર રજ્જુકોને જ ન્યાય ચૂકવવાની ફરજ સોંપી દીધી ત્યારે ધર્મમહામાત્રોના હાથે ન્યાયની ફેરતપાસ કરાવવાની ચાલતી પદ્ધતિ કાઢી નાખી હોવી જોઇએ.

# ત્રીજું પ્રકરણ.

## બૌદ્ધપંથી અશોક.

ધર્મપ્રચાર કરવો, એ અશોકનો મુખ્ય હેતુ હતો; અને તે હેતુને સાધવાને માટે તે તનતોડ મહેનત કરતો હતો. 'ધર્મ'ના ઉલ્લેખ વગરનો કે એક અથવા બીજી રીતે ધર્મની સાથે સંબંધ ન ધરાવતો અશોકનો એક પણ શિલાલેખ કે સ્તંભલેખ કે ગુહાલેખ ભાગ્યે જ મળી આવશે. પોતાના શિલાલેખોને અને સ્તંભલેખોને તેણે 'ધર્મલિપિ' નામ આપેલું છે. 'ધર્મ'નો શો અર્થ અશોક કરતો હતો, એનો વિચાર આવતા પ્રકરણમાં આપણે કરશું. અહીં તો અશોકના પોતાના ધર્મનો અને એ ધર્મની સાથેના તેના પોતાના સંબંધનો વિચાર આપણે કરશું.

અશોક પોતે બૌદ્ધપંથનો અનુયાયી હતો, એ કહેવાની જરૂર તો ભાગ્યે જ રહે છે. તેણે બૌદ્ધપંથનો સ્વીકાર કર્યો હતો, એમ સૌ બૌદ્ધલેખો જણાવે છે. બીજા કોઇ પણ પંથનો અનુયાયી તે બન્યો હોવાનું કોઇ પણ સાહિત્યવિષયક કે ધાર્મિક પુસ્તકમાં નોંધાએલું નથી. અશોકનાં પોતાનાં શાસનો આપણને શો બોધ કરે છે? આપણે એ જ પ્રશ્નનો જવાબ આપવા માગીએ છીએ. અશોકના લેખોનો અભ્યાસ થવા લાગ્યો અને તેના માત્ર ગણ્યાગાંઠયા લેખો જ જાણવામાં આવ્યા હતા ત્યારે શ્રીયુત એચ. એચ. વિલ્સન સાહેબે એવી શંકા ઊઠાવેલી કે, અશોક બૌદ્ધપંથી હશે ખરો? તે જ પ્રમાણે શ્રીયુત એડવર્ડ ટૉમસ સાહેબ વળી એમ માનતા હતા કે, અશોક પ્રથમ તો જૈનપંથી હતો, પરંતુ તે પાછળથી બૌદ્ધપંથી બન્યો હતો. [૧] પરંતુ અશોક બૌદ્ધપંથી હતો કે કેમ, એ બાબતમાં

૧. જ. રૉ. એ. સો. (નવીન આવૃત્તિ), પુ. ૯. પૃ. ૧૫૫ અને ૧૮૭.

એવી શંકા જ ઊઠાવી શકાય તેમ નથી. વૈરાટનો બીજો (ભાબ્રાનો) શિલાલેખ આ બાબતની બધી શંકાને નિર્મૂળ કરી નાખે છે. એ લેખની શરૂઆતના ભાગમાં અશોકે "બુદ્ધ, ધર્મ અને સંઘ" ઉલ્લેખીને તેમના પ્રત્યેનું પોતાનું સન્માન દર્શાવેલું છે. બૌદ્ધપંથનું એ જ ત્રિશાબ્દિક સૂત્ર છે. અશોકના બીજા કેટલાક લેખો પણ એમ સાબીત કરી આપે છે કે, તે બૌદ્ધપંથી જ હતો. વિશ્વાસપાત્ર ન ગણી શકાય તેવા પાઠ માની લઈને અને બિનચોક્કસ અર્થ ઘટાવીને વિલ્સન સાહેબે તેમ જ ટૉમસ સાહેબે પોતપોતાના અભિપ્રાય બાંધ્યા હતા. આજે તો કોઈ પણ વિદ્વાન તેમના અભિપ્રાયને માન્ય રાખતો નથી. અશોકે બૌદ્ધપંથ ક્યારે સ્વીકાર્યો? એ જ સવાલની બાબતમાં આજે મતભેદ હોઈ શકે છે. છેલ્લે-છેલ્લે સ્વર્ગસ્થ શ્રીયુત જૉન ફેઇથફુલ ફ્લીટ સાહેબે આ સવાલની ચર્ચા કરેલી છે. તેઓ એવું માનતા હતા કે, અશોકના શિલાલેખોમાં અને સ્તંભલેખોમાં જે ધર્મનો ઉલ્લેખ કરેલો છે તે કાંઈ બૌદ્ધપંથીઓનો ધર્મ ન હતો; કારણ કે, એ લેખોમાં બુદ્ધનો ઉલ્લેખ થએલો જ નથી; અને માત્ર એક જ પ્રસંગે સંઘનો ઉલ્લેખ થએલો છે; અને તે પણ એવી રીતે કે, બીજા પંથોની હરોલમાં તેને મુકી શકાય. ફ્લીટ સાહેબ કહી ગયા છે કે, અશોકના લેખોનો હેતુ "બૌદ્ધપંથનો કે બીજા કોઈ વિશિષ્ટ ધર્મનો પ્રચાર કરવાનો નથી, પણ ધર્મપરાયણ રાજાઓની ફરજને અનુસરીને પોતાના રાજ્યને ધાર્મિકપણે અને દયાથી ભોગવવાને લગતો અશોકનો પોતાનો દૃઢ નિશ્ચય જાહેર કરવાનો છે." [૧] બીજી રીતે કહેતાં, અશોકના શિલાલેખોમાં અને સ્તંભલેખોમાં જે 'ધંમ' શબ્દ વપરાયો છે તેને ફ્લીટ સાહેબે રાજાઓના સામાન્ય 'ધર્મ' તરીકે માન્યો છે. "'માનવધર્મશાસ્ત્ર' ૧, ૧૧૪માં એ ગ્રંથના એક વિષય તરીકે રાજાઓનો જે સામાન્ય 'ધર્મ' જણાવ્યો છે" તે જ અશોકના 'ધંમ' શબ્દથી સૂચવાય

---

૧. જ. રૉ. એ. સો. (નવીન આવૃત્તિ), ૧૯૦૮, પૃ. ૪૯૧-૪૯૨.

છે, એમ તેઓ કહી ગયા છે. તેમણે એમ કહ્યું છે કે, અશોકે પોતાના રાજ્યાભિષેકથી માંડીને ત્રીસમા વર્ષે –એટલે કે, તેના પોતાના સ્તંભલેખો કોતરાયા તેના પછી બે વર્ષે –બૌદ્ધપંથ સ્વીકાર્યો હતો. પરંતુ અશોકે પોતાના શિલાલેખોમાં અને સ્તંભલેખોમાં જે ધર્મનો ઉલ્લેખ કરેલો છે તેનો અમલ અશોકે પોતે કે તેના અમલદારોએ કરવાનો ન હતો, પણ તેની પ્રજાએ કરવાનો હતો : એ વાત ફ્લીટ સાહેબ ભૂલી ગયા છે, એ દેખીતું છે. અશોકનો ધર્મ કાંઇ 'રાજધર્મ' ન કહેવાય. રાજાએ અને તેના અમલદારોએ જે ધર્મ પાળવો જોઇએ તે જ 'રાજધર્મ' કહેવાય. પ્રજાએ પાળવાના ધર્મને 'રાજધર્મ' કહી શકાય નહિ. લુંબિનિ( રૂમ્મિનીદેઇ )નો લેખ આપણને કહી જણાવે છે કે, જે સ્થળે બુદ્ધ ભગવાનનો જન્મ થએલો તે સ્થળની મુલાકાત અશોકે પોતાના રાજકાળના વીસમા વર્ષમાં લીધેલી, અને ત્યાં તેણે પૂજાવિધિ પણ કરેલો. આની ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે, પોતાના રાજકાળના વીસમા વર્ષમાં તો અશોક બૌદ્ધપંથી હતો. ઉક્ત લેખના શબ્દોનો સ્પષ્ટાર્થ એટલો જ છે કે, અશોકે પોતે બુદ્ધ ભગવાનના જન્મસ્થાનની મુલાકાત લીધી હતી, અને ત્યાં તેણે પૂજાવિધિ પણ કર્યો હતો. ફ્લીટ સાહેબે તો એનો એવો અર્થ કર્યો છે કે, અશોકે જાતે એ સ્થળને પોતાની મુલાકાતનું માન આપ્યું હતું. પરંતુ એવો અર્થ કોઇ રીતે એ લેખમાંથી નીકળતો નથી. વળી, પોતાના આઠમા મુખ્ય શિલાલેખમાં અશોકે પોતે કહ્યું છે કે, પોતાના રાજકાળના દસમા વર્ષે તે પોતે '**संबोधि**'ના પંથે નીકળી પડયો હતો. '**संबोधि**'ના બદલામાં '**संबोध**' શબ્દ વાંચીને કેટલાક વિદ્વાનો 'સર્વોત્તમ જ્ઞાન' એવો કાંઇક તેનો અર્થ કરે છે. 'જે સ્થળે બુદ્ધ ભગવાનને બોધ થયો તે સ્થળ': એવો તેનો અર્થ શ્રીયુત દે. રા. ભાંડારકરે કરેલો છે. એ શબ્દનો ગમે તે અર્થ લેવામાં આવે તો પણ, એટલું તો સૌ કોઇ કબૂલ કરે છે કે, બૌદ્ધપંથી સાહિત્યમાં એ પારિભાષિક શબ્દ ખાસ વારંવાર

જોવામાં આવે છે. ફ્લીટ સાહેબે 'संबोध' શબ્દ વાંચ્યો છે તે તો અયોગ્ય જ છે, એમ શ્રીયુત દે. રા. ભાંડારકર કહે છે. આમ અશોકનો ઉક્ત આઠમો મુખ્ય શિલાલેખ એવું સાબીત કરી આપે છે કે, પોતાના રાજકાળના દસમા વર્ષમાં પણ અશોક બૌદ્ધપંથી હતો. આ અભિપ્રાય શ્રીયુત દે. રા. ભાંડારકરનો છે.

એનાથી પણ નિદાન બે વર્ષના પહેલાં અશોકે બૌદ્ધપંથ સ્વીકાર્યો હતો, એનો પૂરાવો પણ મળી આવે છે: એમ શ્રીયુત દે. રા. ભાંડારકર કહે છે. જૂદાં જૂદાં છ સ્થળેથી જેની નકલ મળી આવેલી છે એવા પહેલા ગૌણ શિલાલેખમાંથી ઉક્ત પુરાવો મળી આવે છે. એ લેખની શરૂઆતના ભાગમાં અશોક કહે છે કે, "અઢીના કરતાં વધારે વર્ષ સુધી હું ઉપાસક હતો; પણ મેં ખૂબ પરાક્રમ કરેલું નહિ. એક વરસ—ખરેખર, એક વરસના કરતાં વધારે વરસ—થી હું સંઘની સાથે રહ્યો છું અને મેં પરાક્રમ કરેલું છે." આનો અર્થ એ થયો કે, ઉક્ત શિલાલેખ કોતરાયો તેની પહેલાંનાં પોણાચાર વર્ષથી તે પોતે બૌદ્ધપંથી હતો. વળી, ઉક્ત લેખમાં ધર્મઝનુની અશોકનું કાર્ય એવા શબ્દોથી વર્ણવ્યું છે કે, તેથી કરીને આપણને તેનો ચોથો મુખ્ય શિલાલેખ એકદમ યાદ આવી જાય છે. એ બન્ને લેખોને જરાક સરખાવી જોતાં આપણી ખાત્રી થાય છે કે, એ બન્ને લેખોમાં ધર્મોપદેશક તરીકેનાં પોતાનાં કામોનો જ ઉલ્લેખ અશોકે કરેલો છે. અશોકનો ચોથો મુખ્ય શિલાલેખ તેના રાજકાળના બારમા વર્ષમાં કોતરાએલો, એટલું તો આપણે જાણીએ છીએ. આથી કરીને આપણે એમ કહી શકીએ છીએ કે, પોતાના રાજકાળના બારમા વર્ષના પહેલાં આશરે પોણાચાર વર્ષના અગાઉ— એટલે કે, પોતાના રાજકાળના આઠમા વર્ષમાં— અશોકે બૌદ્ધપંથનો સ્વીકાર કર્યો હોવો જોઇએ. અશોકના જીવનના એ કાળના મુખ્ય બનાવોની ટૂંકી નોંધ આમ આપી શકાય:— પોતાના રાજકાળના આઠમા વર્ષમાં અશોક બૌદ્ધપંથી બન્યો, લગભગ અઢી વર્ષ સુધી તે માત્ર ઉપાસક

હતો. તેનામાં ઓછી જ ધગશ હતી, અને તેથી બૌદ્ધપંથના પ્રચારનું થોડું જ કામ તેણે કરેલું. ત્યારપછી એક વર્ષના કરતાં વધારે વર્ષ સુધી તે સંઘની સાથે રહ્યો હતો. ધર્મોપદેશક તરીકે તેણે એટલી બધી પ્રવૃત્તિ કરી કે, એ કાળના અંતે– એટલે કે, તેના રાજકાળના બારમા વર્ષમાં– તે છાતી ઠોકીને એમ કહી શકતો કે, "અગાઉ કદિ નહિ સધાએલી એવી લોકોની ધર્મપ્રગતિ મેં સાધી છે."

એ રીતે આપણે જોઈ ગયા કે, અશોક તેના પોતાના રાજકાળના આઠમા વર્ષમાં બૌદ્ધપંથી બન્યો હતો. એ જ વર્ષમાં તેણે કલિંગદેશને કબજે કર્યો હતો. આથી કરીને કલિંગની લડાઇના પરિણામમાં તે બૌદ્ધપંથી બન્યો હતો, એમ વિદ્વાનો માને છે. એ લડાઇમાં થએલ ખુનરેજી વગેરેથી અશોકને એટલો બધો પશ્ચાત્તાપ થયો કે, તેના પરિણામમાં તેની ધાર્મિક વૃત્તિ જાગૃત થઈ, અને તેણે બૌદ્ધપંથનો સ્વીકાર કર્યો: એવું સૌ વિદ્વાનો કહે છે. પરંતુ અશોકનો તેરમો મુખ્ય શિલાલેખ વાંચતાં આ નિર્ણયને ટેકો મળતો નથી. એ જ શિલાલેખમાં કલિંગની લડાઇનો ઉલ્લેખ અશોકે કરેલો છે. કલિંગના લોકોને જે દુ:ખ થયું તેનું તેમ જ અશોકના પોતાના મનને જે અપૂર્વ પશ્ચાત્તાપ થયો તેનું અચ્છું બયાન એ શિલાલેખમાં કરવામાં આવેલું છે. "ત્યારપછીથી હવે એ મેળવેલા કલિંગ (દેશ)માં દેવોને લાડકાનાં તીવ્ર ધર્મપાલન, ધર્મેચ્છા અને ધર્મોપદેશ થઇ પડયાં છે." આમ ઉક્ત શિલાલેખમાં કહ્યું છે ખરૂં; પરંતુ કલિંગની લડાઇથી અશોકના જીવનક્રમમાં કાંઇક ફેરફાર થયા તેથી તે ધર્મ ઇચ્છવા લાગ્યો કે ધર્મનું પાલન કરવા લાગ્યો કે ધર્મનો ઉપદેશ કરવા લાગ્યો, એવો એનો અર્થ કાંઇ થઇ શકતો નથી. અશોકે જે કાળે કલિંગદેશને પોતાના સામ્રાજ્યની સાથે જોડી દીધો તે કાળને ઉદ્દેશીને તેણે કલિંગની લડાઇનાં ભયાનક પરિણામોની બાબતમાં પશ્ચાત્તાપ તથા તીવ્ર ધર્મપાલન અને ધર્મોપદેશ કરેલાં નથી, પણ

જે કાળે તેનો તેરમો મુખ્ય શિલાલેખ કોતરાયો તે કાળને ઉદ્દેશીને તેણે તેમ કરેલું છે. કલિંગની લડાઇનાં ભયાનક પરિણામોથી તે પોતે ગંભીર બન્યો અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો તેમ જ બૌદ્ધપંથનો અનુયાયી બન્યો, એવું ઉક્ત શિલાલેખમાં તેણે કહ્યું નથી; પણ તે કાળના પહેલાંથી જ તે પોતે બૌદ્ધપંથી હતો તેથી કરીને કલિંગની લડાઇની બાબતમાં તેને પોતાને શરમ લાગતી હતી, અને જે કાળે ઉક્ત શિલાલેખ કોતરવામાં આવેલો તે કાળે તેને ધર્મની બાબતમાં તીવ્ર ઇચ્છા થઇ હતી, એમ જ તે પોતાના ઉક્ત શિલાલેખમાં સ્પષ્ટ રીતે કહે છે. કલિંગદેશની જીત અને બૌદ્ધપંથનો સ્વીકાર તેના પોતાના રાજકાળના આઠમા વર્ષમાં થયાં, એ વાત તો ખરી; પણ અશોકે બૌદ્ધપંથનો સ્વીકાર કર્યો તેના કારણ તરીકે કલિંગદેશની જીતને ન ગણાવી શકાય. અશોકે કલિંગની લડાઇના પરિણામમાં જ બૌદ્ધપંથનો સ્વીકાર કરેલો, એમ ઘડીભર આપણે માની લઇએ તો પછી, (તેરમા મુખ્ય શિલાલેખમાં કહ્યું છે તેમ) કલિંગદેશ જીતાયો અને અશોક પોતે બૌદ્ધપંથી બન્યો ત્યારપછી તુરત જ તે તીવ્રતાથી ( ઝનુનથી ) ધર્મપાલન અને ધર્મોપદેશ કરી રહ્યો હતો, એમ પણ આપણે માની લેવું પડે. પરંતુ અશોકે પોતાના પહેલા ગૌણ શિલાલેખમાં જે કહ્યું છે તેની સાથે આનો મેળ મળતો નથી. તેમાં તે પોતે જ કહે છે કે, પહેલાં અઢી વર્ષ સુધી તો તે માત્ર ઉપાસક હતો, અને તે વખતે તે ધર્મઝનુની ન હતો.

આપણે જોઇ ગયા તેમ, અશોક પોતે કહે છે કે, અઢી વર્ષના કરતાં વધારે વખત સુધી તે પોતે માત્ર ઉપાસક હતો, અને ત્યારપછીથી તે સંઘમાં જોડાએલો અને તેની સાથે એક વર્ષના કરતાં વધારે વખત લગી રહેલો. ' સંઘમાં જોડાયો અને તેની સાથે રહ્યો' એમ કહેવામાં અશોકનો શો હેતુ રહેલો હશે? વિદ્વાનોને આ કૂટપ્રશ્ન થઇ પડેલો છે. સેનાર્ત સાહેબ એવું માને છે કે, સિંહલદ્વીપના

" મહાવંશ " નામક ઇતિહાસ સંગ્રહમાં કહ્યું છે[1] તેમ અશોકે પોતે સંઘની દરબારી મુલાકાત લીધી હતી અને તેની વચમાં બેસીને બૌદ્ધપંથનો પોતાનો સ્વીકાર જાહેર કર્યો હતો તેનો ઉલ્લેખ ઉક્ત વાકયોમાં અશોકે કરેલો છે. એ જ પ્રસંગે પોતાના પુત્રને તથા પોતાની પુત્રીને બૌદ્ધપંથી બનાવીને અશોકે પોતાના ખરેખરા બૌદ્ધપંથીપણાની સાબીતી કરી આપી હતી, એમ સેનાર્ત સાહેબ માને છે. પરંતુ એમનો આ અર્થ સ્વીકારી શકાતો નથી; કારણ કે, કર્ન સાહેબે અને બ્યુહ્લર સાહેબે બતાવી આપ્યું છે તેમ, જે કાળના દરમ્યાનમાં તે પોતે સંઘમાં હતો તે કાળની સાથે જે કાળના દરમ્યાનમાં તે પોતે ઉપાસક હતો તે કાળને તે પોતે સરખાવતો નથી, અને તેણે સંઘની દરબારી મુલાકાત લીધેલી તે વખતે તે ઉપાસક રહ્યો ન હતો, એવું "મહાવંશ"માં કોઇ પણ સ્થળે જણાવેલું નથી. [2] આથી કરીને કર્ન સાહેબ અને બ્યુહ્લર સાહેબ એવું માને છે કે પોતે સંઘમાં દાખલ થયો અને એ રીતે સાધુ બન્યો, એવું કહેવાનો અશોકનો આશય હોવો જોઇએ. સેનાર્ત સાહેબે કરેલા અર્થની સામે ઉક્ત બે વિદ્વાનોએ ઊઠાવેલા વાંધો સબળ છે ખરો; તેમ છતાં પણ તેમણે પોતે કરેલા એ અર્થની સામે પણ વાંધો ઉઠાવી શકાય તેમ છે. અશોક પોતાના શિલાલેખમાં આ શબ્દો વાપર્યા છેઃ-**मया संघे उपयीते** (**उपेते** અથવા **उपयाते** અથવા **उपगते** ). ' **उपयीते** ' શબ્દનો કે તેને મળતા અર્થના જે અન્ય શબ્દો કૌંસમાં અહીં આપ્યા છે તે શબ્દોનો અર્થ ( સંઘમાં ) 'દાખલ થવુ" કે ' જોડાવું ' થતો નથી, પણ ( સંઘની પ્રત્યે ) ' પ્રયાણ કરવું ' અથવા ( સંઘની સાથે ) ' સમાગમ કરવો'

૧. ઇં. ઍં., ૧૮૯૧, પૃ. ૨૩૩-૨૩૪.

૨. કર્નકૃત " મૅન્યુઅલ ઑફ ઇંડિયન બુદ્ધીઝમ " ( હિંદી બૌદ્ધ-પંથનો લઘુગ્રંથ ), પૃ. ૧૧૪ અને ટીકા ૫; એ. ઇં., પુ. ૩, પૃ. ૧૪૧ અને ટીકા ૫.

થાય છે. વળી, શરૂઆતના કાળમાં આવશ્યક્તાને લઇને કે સામાન્ય હેતુના કારણે પણ બૌદ્ધપંથના ધર્માધ્યક્ષો પોતાના પંથના નિયમોની સખ્તાઇને ઓછી તીવ્ર કરે જ નહિ તેવા વખતે એ ને એ જ વ્યક્તિ સાધુ તેમ જ રાજા બની શકે કે કેમ, એ પણ શંકાસ્પદ છે. ચીન દેશના કોઇ રાજાએ કોઇક બૌદ્ધ સાધુનાં કૃત્યોને સાર્વભૌમ રાજાનાં કૃત્યોને યોગ્ય ગણેલાં તેનો દાખલો સ્મિથ સાહેબે આપેલો છે.[1] પરંતુ એ દાખલો તો પરદેશી રાજાને લગતો છે, અને વળી પાછળના કાળનો છે. આ મુશ્કેલીમાંથી એક જ રસ્તો નીકળી શકે છે. અશોક '**भिक्षु**' થયો ન હતો, પણ '**भिक्षुगतिक**' થયો હતો: એમ આપણે કહીએ તો આ મુશ્કેલીનો નિકાલ થાય છે. "વિનય-પીટક"ના 'મહાવગ્ગ'માં '**भिक्षुगतिक**' શબ્દ વપરાએલો છે.[2] "ભિક્ષુઓની સાથે એ ને એ જ વિહારમાં રહેતી વ્યક્તિ" એવો એનો અર્થ બુદ્ધઘોષે પોતાના ભાષ્યમાં કરેલો છે. અહીં '**भिक्षुगतिक**'ને '**भिक्षु**'થી જૂદો ગણ્યો છે. અશોક ભિક્ષુ થયો ન હતો, પણ ભિક્ષુગતિક થયો હતો; એમ આપણે ગણીએ તો પછી રાજાનાં અને સાધુનાં કૃત્યોનો મેળ બેસાડવાને લગતી મુશ્કેલીઓ ઊભી થતી જ નથી. વળી, એ ને એ જ વિહારમાં ભિક્ષુઓની સાથે જ ભિક્ષુગતિકો રહેતા તેથી તેમને ઉપાસકો ન કહી શકાય; કારણ કે, ઉપાસકો તો ગૃહસ્થાશ્રમી હોય છે, '**संघे उपयीते**' એ વાક્ય સૂચવે છે તેમ, અશોકે સંઘનો સમાગમ કર્યો હતો, અને તે તેની સાથે રહેતો હતો. 'ભિક્ષુઓની સાથે એ ને એ જ વિહારમાં ભિક્ષુગતિકો રહેતા' એ વાક્યની સાથે ઉપરના વાક્યનો મેળ બરાબર બેસે છે. બૌદ્ધપંથના શરૂઆતના કાળમાં શા હેતુથી કોઇ પણ

---

૧. "અશોક", પૃ. ૩૭.

૨. ૩, ૭ ૮; સે. બુ. ઇ., પુ. ૧૩, પૃ. ૩૧૨, ટીકા ૧. શ્રીયુત ચરણદાસ ચેટરજીએ શ્રીયુત દે. રા. ભાંડારકરનું ધ્યાન આ ઉલ્લેખની તરફ ખેંચ્યું હતું.

વ્યક્તિને ભિક્ષુગતિકની જીંદગી ગાળવાની છૂટ આપવામાં આવતી હતી, એ બરાબર સમજાતું નથી. પરંતુ એમ જણાય છે કે, જે વ્યક્તિ ધર્મપરાયણ હોય અને સંસારસુખથી વિમુખ હોય તો પણ પોતાનાં ખાનગી પરંતુ મહત્ત્વનાં કારણોને લઇને ગૃહસ્થાશ્રમનો ત્યાગ ન કરી શકે તે વ્યક્તિને ભિક્ષુગતિકનું જીવન બરાબર યોગ્ય થઇ પડે છે. આવી સ્થિતિમાં કોઇ પણ વ્યક્તિ સંસારત્યાગ કર્યા વગર પણ પોતાની ધર્મપરાયણતાને પોષી શકે તેટલા માટે ભિક્ષુગતિકનું જીવન ગાળવાની પરવાનગી બૌદ્ધપંથે તેને આપી હોય, એમ લાગે છે. ભિક્ષુઓની સાથે એ ને એ જ વિહારમાં રહેતો ભિક્ષુગતિક ભિક્ષુનો વેશ પહેરે, એ કાંઇ અસ્વાભાવિક નથી; અને તેથી જ ઈસ્વી સનના સાતમા સૈકામાં ચીની મુસાફર ઇ-ત્સિંગે ભિક્ષુનો વેશ ધરાવતા અશોકની મૂર્તિ જોઇ હોય તો તેથી કાંઇ નવાઇ પામવાની જરૂર નથી.

અશોકે ભિક્ષુગતિકના જીવનની શરૂઆત કરી તે જ વખતે બીજું મહત્ત્વનું કામ પણ ચાલૂ કર્યું હતું. અશોકના આઠમા મુખ્ય શિલાલેખમાં કહ્યું છે કે, "લાંબા કાળના દરમ્યાનમાં રાજાઓ વિહારયાત્રા કરવા જતા. અહીં શિકાર અને એવા જ બીજા અભિરામ થતા. હવે દેવોને લાડકો પ્રિયદર્શી રાજા પોતાના રાજ્યાભિષેકને દસ વર્ષો વીત્યાં ત્યારે સંબોધિ(બોધિવૃક્ષ)ની કને ગયો. આમ આ ધર્મયાત્રા (સ્થાપિત થઇ)."

અહીં અશોક એમ કહે છે કે, પોતાના રાજકાળના દસમા વર્ષ સુધી તો પોતાની પહેલાંના રાજાઓની માફક તે પોતે પણ વિહારયાત્રાએ જતો અને શિકાર કરતો તથા આનંદોત્સવ ઊજવતો. પરંતુ તે વર્ષે તેણે વિહારયાત્રાએ નીકળી પડવાના રિવાજનો હંમેશને માટે ત્યાગ કર્યો, અને તેનાં બદલામાં ધર્મયાત્રાએ નીકળી પડવાની શરૂઆત તેણે કરી. ઉક્ત ધર્મયાત્રાઓના પ્રસંગે તે શું કરતો ? વળી, તે પોતાનામાં તેમ જ પોતાની પ્રજામાં કેવી રીતે ધર્મને પોષી

શકતો ? એ બાબતોનો વિચાર પાછળથી એકાદ પ્રકરણમાં આપણે કરવાના છીએ. અહીં તો આપણે એટલું જ ધ્યાનમાં રાખવાનું છે કે, પોતાના રાજકાળના દસમા વર્ષમાં તેણે બોધિવૃક્ષની મુલાકાત લીધી હતી, અને તે તેની ધર્મયાત્રાઓ પૈકીની પહેલી ધર્મયાત્રા હતી. તે ભિક્ષુગતિક બન્યો તે જ કાળે તેણે પોતાની ધર્મયાત્રાની શરૂઆત કરી તેથી કરીને આપણે એવો જ નિર્ણય કરી શકીએ છીએ કે, ભિક્ષુઓના સંઘની સાથે જઇને બોધિવૃક્ષની મુલાકાત લઇને તેણે ભિક્ષુગતિક તરીકેના પોતાના જીવનની શરૂઆત કરી; અને તેને પોતાને તેમ જ તેની પ્રજાને જે અનેક આધ્યાત્મિક ફાયદા થયા તેમને લઇને તેણે ફરીફરીને ધર્મયાત્રાએ નીકળી પડવાનું ચાલૂ રાખ્યું, અને તેના પરિણામમાં તે તેનો હંમેશનો નિયમિત કાર્યક્રમ થઇ પડયો. નેપાળમાંથી અશોકના જે બે સ્તંભલેખો મળી આવેલા છે તેમાં તેની પાછળની કોઇ ધર્મયાત્રાંની યાદગીરી નોંધાઇ રહેલી છે. તે બે સ્તંભલેખો પૈકીનો એક સ્તંભલેખ લુંબિની-(રૂમ્મિનીદેઇ)માંથી મળી આવેલો છે, અને બીજો સ્તંભલેખ તેના વાયવ્યખૂણે સાતેક ગાઉ દૂર આવેલા નિગ્લીવમાંથી મળી આવેલો છે. લુંબિનીના લેખમાં કહ્યું છે કે, એ લેખવાળો થાંભલો જ્યાં ઊભેલો છે ત્યાં અશોક પોતાના રાજકાળના વીસમા વર્ષમાં ગએલો અને ત્યાં તેણે પૂજાવિધિ કરેલો તેમ જ શાકયમુનિ બુદ્ધનું એ જન્મસ્થાન હોવાથી તેણે પથ્થરની મોટી દિવાલ ચણાવેલી અને પોતાના લેખવાળો થાંભલો દટાવેલો. એ લેખમાં એમ પણ જણાવેલું છે કે, ભગવાન (બુદ્ધ) ત્યાં જન્મેલા તેથી કરીને અશોકે લુંબિની ગામને બધા ધાર્મિક કર(बलि)માંથી મુક્ત કર્યું હતું, અને ઉત્પન્નનો માત્ર એકઅષ્ટમાંશ જ મહેસુલ (भाग) તરીકે આપવાની પરવાનગી આપવામાં આવી હતી. આ લેખનો અર્થ એવો થાય છે કે, બૌદ્ધ સાહિત્યમાં કહ્યું છે તેમ જે લુંબિની-ઉદ્યાનમાં બૌદ્ધપંથના સ્થાપક સિદ્ધાર્થકુમારનો જન્મ થયો હતો તેની મુલાકાત અશોકે

પોતાના રાજકાળના વીસમા વર્ષમાં લીધી હતી; અને ત્યાં માત્ર પૂજાવિધિ કરીને જ તેણે સંતોષ માન્યો નહિ, પણ જે સ્થળે બુદ્ધ ભગવાનનો જન્મ થએલો તે સ્થળની આસપાસ તેણે પથ્થરની દિવાલ ચણાવી લીધી અને તે જ સ્થળે થાંભલો પણ ઊભો કરાવ્યો. પરંતુ એટલું જ બસ ન હતું. આજે પણ દ્વારકાના જેવાં કેટલાંક યાત્રાધામમાં યાત્રાળુઓએ ધાર્મિક કર ભરવા પડે છે. લુંબિની ગામમાં બૌદ્ધપંથના સ્થાપકનો જન્મ થએલો તેથી તે પણ યાત્રાનું ધામ થઇ પડેલું હશે, અને અશોકના સમયના પહેલાંના કાળમાં પણ અનેક બૌદ્ધપંથી યાત્રાળુઓ તેની મુલાકાત લેવા જતા હશે. વળી, તેના ઉપર પણ ધાર્મિક કર નાખવામાં આવ્યો હશે, એમ લાગે છે. અશોક પોતે બૌદ્ધપંથી હતો તેથી, પોતાના પંથનો સ્થાપક જે સ્થળે જન્મેલો તે જ સ્થળે પોતાનાં સહધર્મી યાત્રાળુઓએ કર ભરવો પડે, એ વિચાર સ્વાભાવિક રીતે તેને રુચ્યો નહિ; અને તેથી એ કર તેણે કાઢી નાખ્યો. પરંતુ લુંબિની ગામના ઉપર એટલી જ મહેરબાની બતાવીને તે અટક્યો નહિ. આપણા દેશનું જે ગામ જે રાજાના રાજ્યમાં હોય તે ગામે તે રાજાને પ્રાચીન કાળમાં પોતાના ઉત્પન્નનો એકચતુર્થાંશ કે એકષષ્ઠાંશ મહેસુલ તરીકે આપવો પડતો. લુંબિની ગામ અશોકના તાબામાં હતું તેથી તેણે પોતાના ઉત્પન્નનો અમુક અંશ મહેસુલ તરીકે અશોકને આપવો પડતો. અશોકને લુંબિની ગામના ઉત્પન્નનો કેટલો ભાગ મળતો, એ આપણે જાણતા નથી; પણ નિદાન તેનો એકષષ્ઠાંશ તો તેને મળતો જ હશે. પરંતુ અશોકે ખાસ કરીને લુંબિની ગામના ઉત્પન્નનો એકઅષ્ટમાંશ જ લેવાનું ઠરાવ્યું, અને એ રીતે પોતાની મહેરબાની તેના ઉપર બતાવી. નેપાળમાં આવી રહેલા 'નિગ્લીવ' મુકામે અશોકનો બીજો થાંભલો જોવામાં આવે છે. તેના ઉપર કોતરવામાં આવેલા લેખમાં એમ કહ્યું છે કે, પોતાના રાજકાળના ચૌદમા વર્ષમાં અશોકે બુદ્ધ કોનાગમનના (કનકમુનિના ?) સ્તૂપને બીજી વેળાએ વધાર્યો; અને પોતાના

રાજકાળના વીસમા વર્ષમાં તેણે જાતે જ એ સ્થળની મુલાકાત લીધી, અને ત્યાં તેણે પૂજાવિધિ કર્યો. આથી કરીને એટલું તો સ્પષ્ટ થાય છે કે, અશોકે પોતાના રાજકાળના વીસમા વર્ષમાં નેપાળની ધર્મયાત્રા કરેલી. અહીં કદાચ કોઇ પૂછશે કે, અશોકે બૌદ્ધપંથ સ્વીકાર્યો ત્યારપછી છેક છ વર્ષે બુદ્ધ ભગવાનના જન્મ-સ્થાનની મુલાકાત લેવાનું તેને કેમ સૂઝયું હશે ? બૌદ્ધ સાહિત્યમાં કહ્યું છે તેમ બુદ્ધ ભગવાનનો જન્મ લુંબિની ગામમાં જ થયો હતો તો પછી અશોકે પ્રથમ નેપાળના પ્રદેશમાં જ જવું જોઇતું હતું, અને ત્યાં જે સ્થળે પોતાના પંથના સ્થાપકનો જન્મ થએલો તે સ્થળે તેણે પૂજાવિધિ કરવો જોઇતો હતો : એમ દરેક વાચક કહી શકે. પરંતુ અહીં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, નરી આંખે નહિ પણ આત્માના ઊંડાણમાંથી પ્રકાશનાં દર્શન જે સ્થળે સિદ્ધાર્થકુમાર-ને થયાં તે જ સ્થળ બૌદ્ધપંથી લોકોના મનને પવિત્રમાં પવિત્ર છે. બૌદ્ધપંથની પ્રત્યેની, ઉપાસક તરીકેની પોતાની બેદરકારી અશોકે છોડી દીધી અને ભિક્ષુગતિક તરીકેનું પ્રવૃત્તિમય જીવન તેણે સ્વીકાર્યું તે જ વખતે તેણે સંબોધિની—જે સ્થળે બૌદ્ધપંથના સ્થાપકને પ્રકાશનું દર્શન થતાં બોધ થયો તે સ્થળની—ધર્મયાત્રા કરી, એવું આપણા જોવામાં આવે છે તેનું કારણ આ જ છે.

આ બધું જોતાં આપણને એમ જણાય છે કે, પોતાના રાજકાળના આઠમા વર્ષમાં અશોકે બૌદ્ધપંથ સ્વીકાર્યો હતો. અઢી વર્ષના કરતાં વધારે વખત સુધી તે માત્ર ઉપાસક જ રહ્યો હતો, અને પોતાના પંથની બાબતમાં તેણે કાંઇ પણ પ્રવૃત્તિ કરેલી નહિ. પોતાના રાજકાળના દસમા વર્ષમાં તે ભિક્ષુગતિક બન્યો હતો; પણ રાજા તરીકેના તેના પોતાના કાર્યને ભિક્ષુગતિક તરીકેના તેના પોતાના જીવનથી કાંઇ બાધ આવતો ન હતો. ભિક્ષુગતિક તરીકેના જીવનની શરૂઆત કરતાંની સાથે જ તેણે બાધિવૃક્ષની ધર્મયાત્રા કરી હતી. ધર્મપ્રચાર કરવાની બાબતમાં તેને એટલી બધી ચિંતા રહેતી

હતી તથા એટલો બધો ઉત્સાહ રહેતો હતો કે, ત્યારપછીથી પૂરું એક વર્ષ પણ વીત્યું નહિ ત્યાં તો પોતે સાધેલા કામની બાબતમાં તેને પોતાને જ નવાઇ લાગવા માંડી હતી. ધર્મનો પ્રચાર કરવો, એ જ તેનું કામ હતું. તેનો ધર્મ કેવા પ્રકારનો હતો? એનો વિચાર તો આવતા પ્રકરણમાં આપણે કરવાના છીએ. વળી, (કેટલાક વિદ્વાનો માને છે તેમ) અશોકનો ધર્મ બધા ધર્મોની બાબતમાં સર્વસામાન્ય ગણી શકાય તેવા નીતિનિયમોનો સંગ્રહ ન હતો, પણ (બૌદ્ધપંથી તરીકે અશોકે પોતે જે ધર્મોપદેશ કરેલો તેના આધારે આપણે કહી શકીએ છીએ તેમ) સામાન્ય પ્રજાને બૌદ્ધપંથે બોધેલા નીતિનિયમોનો સંગ્રહ હતો: એમ પણ આવતા પ્રકરણમાં આપણે જોવાના છીએ. આ પ્રકરણમાં તો આપણે બૌદ્ધપથી અશોકનો વિચાર કરીએ છીએ તેથી જે લેખોમાં અશોક પોતાના બૌદ્ધપંથીપણાનું દર્શન આપણને કરાવે છે તે લેખોનો જ વિચાર આપણે કરવાનો છે.

આના સંબંધમાં અશોકનો 'વૈરાટનો બીજો (ભાબ્રાનો) શિલાલેખ' આપણું ધ્યાન પ્રથમ ખેંચે છે. રાજપૂતાનામાંના જયપુર રાજ્યની ઉત્તરદિશાએ 'વૈરાટ' નામનું ગામ છે તેની પાસે ટેકરી છે તેના ઉપર જૂના કાળના બૌદ્ધવિહારનાં ખંડેરો છે તેમાંથી અશોકનો ઉક્ત લેખ મળી આવેલો છે. બૌદ્ધસંઘને ઉદ્દેશીને પોતાનો ઉક્ત લેખ અશોકે કોતરાવેલો છે. તે કાળમાં મહત્ત્વના મનાતા દરેક બૌદ્ધવિહારમાં પોતાનો એ લેખ અશોકે કોતરાવ્યો હશે, એમ માની શકાય છે; પરંતુ અત્યારે તો માત્ર ભાબ્રાના વિહારમાંનો જ લેખ જડી આવેલો છે. બૌદ્ધપંથનું સુપ્રસિદ્ધ ત્રિશાબ્દિક સૂત્ર "બુદ્ધ, ધર્મ અને સંઘ" છે. એ જ અનુક્રમ જાળવીને અશોક પોતાના ઉક્ત લેખની શરૂઆતના ભાગમાં કહે છે કે, "બુદ્ધને માટે તથા ધર્મને માટે અને સંઘને માટે મને કેટલું બધું માન અને (કેટલો બધો) આનંદ છે, એ તમે જાણો છો." વળી, "ભગવાન

બુદ્ધે જે કાંઇ ભાખ્યું છે તે સઘળું સારૂં જ ભાખેલું છે," એમ પણ તે એમાં કહી જણાવે છે. અશોકનો ઉક્ત શિલાલેખ તેના બૌદ્ધપંથીપણાને ઉદ્દેશીને લખાએલો છે, એમાં તો કાંઇ જ શક નથી. અમુક ધર્મપર્યાયો (ધાર્મિક સૂક્તો) ગણાવવાના હેતુથી અશોકે પોતાનો ઉક્ત લેખ કોતરાવેલો છે. સદ્ધર્મ ચિરસ્થાયી થાય તેટલા માટે અનેક ભિક્ષુકો અને ભિક્ષુકીઓ તેમ જ ઉપાસકો અને ઉપાસિકાઓ એ ધર્મપર્યાયો સાંભળે અને યાદ રાખે, એમ તે ઇચ્છતો હતો. અશોકે જે ધર્મપર્યાયોનો ઉલ્લેખ કરેલો છે તે નીચે આપ્યાં છેઃ—

(૧) **विनय-समुकसे**;

(૨) **अलिय-वसानि = अरिय-वंसा** (અંગુત્તરનિકાય, ૨, ૨૭);

(૩) **अनागत-भयानि** (અંગુત્તરનિકાય, ૩, ૧૦૩);

(૪) **मुनि-गाथा = मुनि-सुत्त** (સુત્તનિપાત, પૃ. ૩૬);

(૫) **मोनेय-सुते = नालक-सुत्त** (સુત્તનિપાત, પૃ. ૧૩૧-૧૩૪);

(૬) **उपतिस-पसिन = रथविनीत-सुत्त** (મજ્ઝિમનિકાય, ૧, ૧૪૬-૧૫૧)

(૭) **लाघुलोवाद = राहुलोवाद-सुत्त** (મજ્ઝિમનિકાય, પૃ. ૪૧૪).

ઉપર ગણાવેલાં સાત સૂક્તો પૈકીના પહેલા સૂક્તનો કાંઇ પત્તો હજી સુધી લાગ્યો નથી; પણ બાકીનાં ૭ સૂક્તોનો પત્તો તો લાગેલો છે. બુદ્ધઘોષે પોતાના "**[illegible]मग्ग**"માં એવી મતલબની કથા આપી છે કે, કોઇ એક ભિક્ષુ પોતાની માતાના ઘરમાં ત્રણ મહિના સુધી જમ્યો. તેમ છતાં પણ 'હું તારો પુત્ર છું અને તું મારી માતા છે' એવું કદિ પણ તેણે કહેલું નહિ. આથી કરીને એમ સ્પષ્ટ થાય છે, કે, સાચા દિલના ભિક્ષુને માતાપિતા અંતરાયરૂપ નીવડતાં નથી. [૧]

---

૧. વૉરનકૃત "બુદ્ધીઝમ ઇન ટ્રાન્સ્લેશન્સ" (બૌદ્ધપંથનાં ભાષાંતરો), પૃ. ૪૩૪-૪૩૬.

એ યુવાન ભિક્ષુએ આદર્શ જીવન ગાળ્યું; કારણ કે, બુદ્ધ ભગવાને રથવિનીતસુત્તમાં તથા નાલકસુત્તમાં તેમ જ તુવટ્ટકમાં અને મહા-અરિયવંસમાં જે આચારશ્રેણીનો બોધ કરેલો તેને અનુસરીને તેણે પોતાનું જીવન ગાળ્યું હતું. જે સૂત્રોમાં બુદ્ધ ભગવાને ભિક્ષુઓને બોધ કરેલો છે તે સૂત્રોની સંખ્યા તો મોટી છે; પણ ઉપર કહેલી વાર્તામાં માત્ર ચાર સૂત્રોની બાબતમાં ભાર દઈને કહેવામાં આવેલું છે તેથી કરીને આપણે એવું અનુમાન કરી શકીએ કે, બુદ્ધઘોષના સમય સુધી તો એ ચાર સૂત્રો જ બૌદ્ધભિક્ષુને માટે મહત્ત્વનાં મનાતાં હતાં. અશોકે ઉલ્લેખેલ '**अलिय-वसानि**' તથા '**मोनेय-सुते**' અને '**उपतिस-पसिन**' બુદ્ધઘોષે ઉક્ત વાર્તામાં ઉલ્લેખેલ (અનુક્રમે) '**महा-अरियवंस**' તથા '**नालक-सुत्त**' અને '**रथविनीत-सुत**' જ છે, એમ હવે સૌ વિદ્વાનો કબૂલ કરે છે.[1] બુદ્ધઘોષે ગણાવેલાં ચાર સૂત્રો પૈકીનાં ત્રણ સૂત્રોનો મેળ અશોકે ઉલ્લેખેલાં ધર્મપર્યાયો પૈકીનાં ત્રણ ધર્મ-પર્યાયોની સાથે બરાબર મળે છે. તેમ છતાં પણ બુદ્ધઘોષે જણાવેલું 'તુવટ્ટક-સુત્ત' અશોકે ગણાવેલાં સૂત્રોમાં કોઈ સ્થળે દેખાતું નથી, એ જરા નવાઈભરેલું છે. એ સૂત્રનો સાતમો શ્લોક વાંચતાં એમ સમજાય છે કે, તેમાં બુદ્ધદેવ '**पटिपदा**' (ધાર્મિક ક્રિયાઓ) તથા '**पातिमोक्ख**' (ઉપદેશ) અને '**समाधि**' (ધ્યાન) ઉપદેશે છે.[2] અહીં '**पटिपदा**' અને '**पातिमोक्ख**' શબ્દ વપરાએલા છે તેથી કરીને એવું અનુમાન થઈ શકે છે કે, બુદ્ધઘોષે ભાખેલું 'તુવટ્ટક-સુત્ત' જ અશોકે ગણાવેલું '**विनय-समुकसे**' (સમુત્કૃષ્ટ વિનય) હશે.

અશોકે ગણાવેલાં ધર્મપર્યાયોનો જે ખુલાસો ઉપર આપણે આપી ગયા તે જોતાં એમ જણાય છે કે, કોઈક પ્રસંગે એક જ સૂત્ર અનેક

---

૧. ઇ. ઍ. ૧૯૧૨, પૃ. ૩૭ અને આગળ; ન્યુમૅનકૃત "બુદ્ધિસ્ટ રૅડન," પુ. ૧, પૃ. ૧૫૨.

૨. "સુત્તનિપાત", પૃ. ૧૭૧; સે. બુ. ઈ., પુ. ૧૦, ભાગ ૧.૧., પૃ. ૧૬૮.

નામે ઓળખાતું હતું. દાખલા તરીકે, 'મોનેય-સુત્તે'નું બીજું નામ **'नालक-सुत्त'** પણ છે. પરંતુ અશોકે ગણાવેલાં ધર્મપર્યાયોનું જ આ ખાસ લક્ષણ નથી. બીજા અનેક દાખલાઓ મોજુદ છે, અને તે અન્યત્ર બતાવવામાં આવેલા છે.[1] વળી, અશોકે આટલાં સૂત્રો ગણાવ્યાં છે તેથી તેના કાળમાં આખું "તિપિટક" હયાતીમાં ન હતું કે તેનો કોઇ ભાગ પણ અસ્તિત્વમાં ન હતો એમ કાંઇ સાબીત થતું નથી; કારણ કે, પોતાના શિલાલેખમાં તો ગણ્યાંગાંઠયાં સૂત્રો જ અશોકે ગણાવેલાં છે; અને તેણે જે કહ્યું નથી તે તેના કાળમાં હયાત જ ન હતું, એમ કાંઇ કહી શકાય નહિ.

અશોક કેવા પ્રકારનો બૌદ્ધપંથી હતો ? એનો ઉત્તર તો તેણે પસંદ કરેલાં સૂત્રો જોઇને આપી શકાય છે. બૌદ્ધપંથના કર્મકાંડથી કે આધ્યાત્મિક ભાગથી તેનું મન આકર્ષાયું ન હતું, પણ તેના સર્વસામાન્ય સિદ્ધાંતોથી જ તેનું મન તેની તરફ આકર્ષાયું હતું. માત્ર બહારનો દેખાવ કરવાના હેતુથી યંત્રવત્ પાળવાના નિયમો વગેરેથી તે મોહ પામ્યો ન હતો, પણ ખરેખરો આંતરિક વિકાસ સાધે તેવાં તત્ત્વોથી જ તેને બૌદ્ધપંથનો મોહ થયો હતો. અશોકે ઉલ્લેખેલા **'अरिय-वंसा'**નો જ દાખલો આપણે લેશું. તેમાં ભિક્ષુના ચાર આચારધર્મ ગણાવેલા છેઃ-(૧) તેણે સાદાં કપડાંથી સંતોષ માનવો જોઇએ; (૨) યોગ્ય રીતે મેળવેલા સાદા ખોરાકથી તેણે સંતોષ માનવો જોઇએ; (૩) નાનામાં નાના ઝૂંપડાથી પણ તેણે સંતોષ માનવો જોઇએ; અને (૪) ધ્યાનમાં તેણે આનંદ માનવો જોઇએ. ભિક્ષુ કેવો હોવો જોઇએ ? તેણે કેવું જીવન ગાળવું જોઇએ ? એ બાબતનો ખ્યાલ ટૂંકાણમાં અહીં આપવામાં આવેલો છે. **'मुनि-गाथा'**માં તથા **'मोनेयसुत्त'**માં અને એવાં બીજાં ત્રણેક સૂત્રોમાં પણ

---

૧. ઇ. ઍ. ૧૯૧૨, પૃ. ૪૦

આવું જ કહેલું છે. ધર્મની જે બાહ્ય ક્રિયાઓનું–એટલે કે, ધર્મના જે આચારનિયમોનું–પાલન કરી કોઇ ભિક્ષુ માત્ર બહારથી શુદ્ધ સાધુ જણાતો હોય પણ અંદર ખાનેથી સાધુ ન પણ નીવડયો હોય તે ક્રિયાઓની (આચારનિયમોની) સાથે સંબંધ ધરાવતા કોઇ પણ સૂત્રનો ઉલ્લેખ અશોકે કરેલો નથી. અશોકે ગણાવેલાં બધાં સૂત્રો આત્માના ઉત્કર્ષને ઉદ્દેશે છે, અને ભિક્ષુઓને તેમ જ ઉપાસકોને એકસરખા પ્રમાણમાં તે લાગૂ પડી શકે છે. આ જ કારણથી તે આગ્રહપૂર્વક કહે છે કે, ભિક્ષુઓએ અને ભિક્ષુણીઓએ તેમ જ ઉપાસકોએ અને ઉપાસિકાઓએ તેણે પોતે ગણાવેલાં સૂત્રોનું શ્રવણ અને મનન કરવું જોઇએ. વળી ઉચ્ચ પ્રકારના જીવનનું ભાન કરાવતાં અથવા તો ઉચ્ચ અને શુદ્ધ શીલ વર્ણવતાં સૂત્રોનો સમાવેશ અશોકે પોતે પસંદ કરેલાં સૂત્રોમાં કરેલો છે એટલું જ નહિ, પણ આત્માના વિકાસના માર્ગમાં મદદરૂપ અને માર્ગદર્શક થઇ પડે તેવાં સૂત્રો પણ તેણે કાળજીપૂર્વક ગણાવેલાં છે. '**अनागत-भयानि**' નામક સૂત્ર આવા પ્રકારનું છે. ભવિષ્યમાં ગમે તે ઘડીએ ઉપસ્થિત થઇને જે ભય મનુષ્યના ધાર્મિક જીવનના આદર્શની સિદ્ધિનાં ફનાંફાતિયાં કરી મુકે તે ' ભાવિ ભય 'નું વર્ણન ઉક્ત સૂત્રમાં કરેલું છે. ઘડપણ અથવા રોગ કે દુકાળ અથવા લડાઇ કે ધર્મધ્વંસ અથવા એવાં બીજાં વિરોધી તત્ત્વો ભવિષ્યમાં ઉપસ્થિત થાય તેમને ધ્યાનમાં રાખીને પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ કરીને મનુષ્યે ધ્યાનમય અને પ્રવૃત્તિમય જીવન ગાળવું જોઇએ, એવો ઉપદેશ ઉક્ત સૂત્રમાં આપેલો છે. આ રીતે જોતાં ઉચ્ચ પ્રકારનું જીવન વર્ણવતા સૂત્રને ટાંકીને જ અશોકે સંતોષ માન્યો નથી; પણ મનુષ્ય હંમેશાં ચેતતો ન રહે તો તેના પોતાનાં આદર્શની સિદ્ધિમાં જે અનેક ભય અંતરાયરૂપ નીવડે છે તે ભયની બાબતમાં તેને પોતાને ચેતવણી આપતા સૂત્રના ઉપર પણ ખાસ ભાર મુકીને તે કહે છે. પરંતુ આખરે તો આ બધા ભય માત્ર બાહ્ય છે. હંમેશાં ચેતતા રહીને આપણે એ ભયને દૂર રાખવાની બાબતમાં તનતોડ

મહેનત કરવી જોઇએ, એ વાત ખરી; પરંતુ જે બાહ્ય પરિસ્થિતિના ઉપર આપણો કાબૂ રહી શકતો નથી તે બાહ્ય પરિસ્થિતિના ઉપર જ તે ભયનો આધાર રહેલો હોય છે. પરંતુ બીજા કેટલાક આંતરિક ભય પણ અસ્તિત્વ ધરાવતા હોય છે, અને તેઓ આત્મિક વિકાસની સિદ્ધિના માર્ગમાં લગભગ તેટલા જ અંતરાયરૂપ નીવડે છે. આથી કરીને **'राहुलोवाद-सुत्त'** નામક ધર્મસૂત્રની તરફ આપણું ધ્યાન ખેંચીને અશોકે ડહાપણ વાપર્યું છે. એ સૂત્રમાં બુદ્ધદેવે **'अंबलट्ठिक राहुल'** નામક વ્યક્તિને ઉપદેશ કરેલો છે. કાયાનું તથા વાચાનું અને મનનું દરેક કાર્ય થતું હોય ત્યારે અને થઇ રહ્યું હોય ત્યારે અતિશય ઝીણવટથી તેને તપાસવાની ખાસ જરૂર રહે છે, એવો ઉપદેશ એ સૂત્રમાં બુદ્ધ ભગવાને કરેલો છે. ગમે તે ધર્મ કે પંથ પાળતો આકાંક્ષી આત્મા વધારે ઉચ્ચ અને સાધુ જીવન ગાળવાને મથતો હોય તો અશોકે ગણાવેલાં ધર્મપર્યાયોનું વાચન અને મનન તેને ખરેખર શ્રદ્ધાજનક થઇ પડે તેમ છે.

સારનાથમાંથી તથા સાંચીમાંથી અને અલ્લાહાબાદમાંથી અશોકના જે ગૌણ સ્તંભલેખની નકલો મળી આવેલી છે તે પણ અશોકના બૌદ્ધપંથીપણાનું દર્શન આપણને કરાવે છે; અને તેથી અહીં આપણે તેમનો વિચાર કરશું. સારનાથમાંનો તથા સાંચીમાંનો થાંભલો તો મૂળથી જ ત્યાં હશે, એમ મનાય છે; પણ અલ્લાહાબાદમાંનો થાંભલો મૂળે કૌશાંબીમાં હશે, એમ ખાત્રીપૂર્વક લાગે છે. ધર્મમાં તડ પાડવાને લગતા બધા પ્રયત્નોને દાબી દઇને બૌદ્ધપંથની એકતા સાચવવાના હેતુથી અશોકે પોતાનું ઉક્ત શાસન કોતરાવેલું હતું. તે કહે છે કે, " જે કોઇ સંઘને ભગ્ન કરશે તે ભિક્ષુ હોય કે ભિક્ષુણી હોય તો પણ તેને ધોળાં કપડાં પહેરાવવામાં આવશે અને જે (ભિક્ષુઓનો) આવાસ ન હોય તેમાં તેને રાખવામાં આવશે. આમ ભિક્ષુકસંઘને અને ભિક્ષુકીસંઘને આ હુકમ જણાવવો જોઇએ." ઉક્ત ત્રણ સ્તંભલેખો પૈકીના બે સ્તંભલેખો જોતાં એમ જણાય છે કે, પોતાના મહામાત્રોને ઉદ્દેશીને

અશોકે પોતાનું આ શાસન જાહેર કર્યું હતું. વળી, એ ત્રણ સ્તંભલેખો પૈકીના એક સ્તંભલેખમાં (અલ્લાહાબાદવાળા સ્તંભલેખમાં) કૌશાંબીના મહામાત્રોનો ઉલ્લેખ કરેલો છે; અને તેથી આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે, આજે સારનાથનાં અને સાંચીનાં ખંડેરોથી સૂચવાતાં, તે કાળના બૌદ્ધ ધર્મગુરુઓનાં સ્થાનકો મૂળે જે મહાલોમાં આવી રહેલાં હશે તે મહાલોના મહામાત્રોને ઉદ્દેશીને અશોકે પોતાનો ઉક્ત સ્તંભલેખ કોતરાવેલો હશે. બૌદ્ધપંથમાં તડ પડે, એમ થતું અટકાવવાની ખાસ જરૂર હતી. તેથી કરીને એના સંબંધમાં મહાલોના મહામાત્રોને જ હુકમો કરીને અશોકે બેસી રહેવાનું ન હતું. તેથી જ પોતાના ઉક્ત સ્તંભ-લેખમાં વધારામાં અશોક કહે છે કે, “આવી એક લિપિ તમારા પાડોસમાં રહે તેટલા માટે કચેરીમાં ગોઠવાવી છે. વળી, બીજી એક લિપિ ઉપાસકોના પાડોસમાં ગોઠવાવી છે. ઉપાસકોએ દરેક ઉપવાસના દિવસે આવીને એવા એ હુકમની ખાત્રી કરી લેવી જોઇએ. વળી, ખરેખર ઉપવાસના દિવસોએ દરેક મહામાત્ર પોતાના વારાએ ( સદર સ્થળમાં ) આવે ત્યારે તેણે એવા એ હુકમની ખાત્રી કરી લેવી જોઇએ અને તેને સમજવો જોઈએ. વળી, જ્યાં સુધી તમારો પ્રાંત પહોંચતો હોય ત્યાં સુધી તમારે (હુકમના) આ શબ્દથી ફેરણીએ નીકળવું જોઇએ. તે જ પ્રમાણે બધાં કિલ્લેબંદીવાળાં શહેરોમાં અને મહાલના ઉપવિભાગોમાં તમારે બીજાઓને ( હુકમના ) આ શબ્દથી ફેરણીએ મોકલવા જોઇએ.”

આ સ્તંભલેખના ગમે તે વાચકની એટલી તો ખાત્રી થશે કે, બૌદ્ધપંથનો ત્યાગ કરવામાં આવે કે તેમાં તડ પડે, એ સ્થિતિને દૂર કરવાનો નિશ્ચય અશોકે કર્યો હતો. પોતાના હેતુને બર લાવવાને માટે તેણે ત્રણ પ્રકારના ઉપાયો લીધા હતા. તેણે એવો હુકમ કર્યો હતો કે, જે કોઇ સંઘને તોડવાનો પ્રયત્ન કરશે તેને ધોળાં કપડાં પહેરાવવામાં આવશે ( એટલે કે, ભિક્ષુનો ભગવો પહેરવેશ તેની પાસેથી લઇ લેવામાં આવશે ) અને જે જગ્યાએ ભિક્ષુઓ નહિ

રહેતા હોય તે જગ્યાએ રહેવાને તેને મોકલી આપવામાં આવશે. ટૂંકામાં કહેતાં, પોતાના સહધર્મી લોકોની સાથેનો તેવા માણુસનો બધો વ્યવહાર બંધ કરી દેવાનું અશોકે ઠરાવ્યું હતું. અશોકનો હુકમ દરેક બૌદ્ધસંઘને પહોંચાડવાનો હતો. તે એવા હેતુથી કે, કોઇ પણ વિરોધી ભિક્ષુ પોતાના સહધર્મી લોકોના મગજમાં પોતાના સ્વધર્મવિરોધી વિચારો ઠસાવતો અટકે. સંઘમાં તડ પડવાને લગતો પોણાભાગનો ભય તો આથી કરીને દૂર થતો. પણ ધર્મબહાર (સમાજબહાર) મુકાએલો એવો ધર્મવિરોધી ભિક્ષુ ઉપાસકોના કાન ભંભેરીને તેમને પોતાના અનુયાયી બનાવે, અને પોતાના એ અનુયાયીઓની મદદથી તે સમાજમાં તડ પાડવાનો પ્રયત્ન કરે: એ બનવાયોગ્ય હતું. આ ભય અશોકના ધ્યાનમાં હતો જ; અને તેથી આ વિષયના આ હુકમની નકલ ઉપાસકોના પાડોસમાં પણ રખાવવાનો હુકમ પોતાના મહામાત્રોને તેણે કર્યો હતો. તેમની જાણને માટે કયી જગ્યાએ એ હુકમ ગોઠવાયો હતો, એ આપણને કહેવામાં આવ્યું નથી. પરંતુ શિલાલેખોમાં તેમ જ સાહિત્યમાં[૧] જે 'નિગમ–સભા'(જાહેર સભામંડપ)નો ઉલ્લેખ થએલો ઘણુંખરૂં જોવામાં આવે છે તે નિગમ–સભામાં પોતાના હુકમની નકલ ગોઠવવાનો હુકમ અશોકે કર્યો હોય, એમ માની શકાય છે.

સારનાથના અને કૌશાંબીના તેમ જ સાંચીના સ્તંભલેખથી એટલી તો ખાત્રી થાય છે કે, બૌદ્ધપંથમાં તડ પાડવાને લગતા બધા પ્રયત્નોને દાબી દેવાનો દૃઢ નિશ્ચય અશોકે કરેલો હતો. એ સ્તંભલેખમાં જે અંતઃકરણપૂર્વક સખ્ત ભાષા વપરાએલી છે તે જોતાં તેમ જ મહત્ત્વના બધા બૌદ્ધ સંઘારામોમાંથી તેની નકલો મળી આવેલી છે તે જોતાં આપણે એવું અનુમાન ખુશીથી કરી શકીએ કે, અશોકના વખતમાં બૌદ્ધપંથમાં તડ પડવાને લગતો ભય ઊભો થયો હતો, અને તેમ થતું અટકાવવાને તે તનતોડ મહેનત કરી રહ્યો

૧. ઇં. ઍં; ૧૯૧૯, પૃ. ૮૨.

હતો. પરંતુ અશોકના સમયમાં બૌદ્ધપંથનાં તડ પડયાં હતાં ખરાં? તડ પડતાં અટકાવવાં, એ અશોકના ઉક્ત લેખનો હેતુ હતો ખરો; પણ સંઘમાં અનેક તડ પડી ગયાં હતાં, અને વધારે તડ પડતાં અટકાવવાને અશોક મથી રહ્યો હતો: એવું અનુમાન આપણે કરીએ તો કાંઇ હરકત નથી. સિંહલદ્વીપના ઇતિહાસસંગ્રહમાં જે પરંપરાગત બૌદ્ધસાહિત્ય સચવાઇ રહેલું છે તેમાં એમ કહ્યું છે કે, અશોકનો રાજ્યાભિષેક થયો ત્યારપછી અઢાર વર્ષે પાટલિપુત્રમાં બૌદ્ધપરિષદ ભરાઇ હતી. વળી, તેમાં એમ પણ કહ્યું છે કે, એ કાળે સંઘના બે મુખ્ય વિભાગ પડી ગયા હતા:–(૧) થેરવાદ; અને (૨) મહાસંઘિક. થેરવાદની બે શાખાઓ થઇ ગઇ હતી, અને મહાસંઘિકની ચાર શાખાઓ બની ગઇ હતી: એમ પણ એમાં કહ્યું છે.[૧] ઉપર્યુક્ત પરંપરાગત લોકકથાને આપણે માન્ય રાખીએ તો આપણે એટલું અનુમાન તો કરી શકીએ કે, અશોકના કાળમાં બૌદ્ધપંથમાં તડ તેમ જ પેટાતડ પડી ગયાં હોવાં જોઇએ. આમ હોય તો પછી તડ પડતાં અટકાવવાને કોતરાએલા અશોકના ઉક્ત લેખનો શો અર્થ થઇ શકે? એકંદરે બૌદ્ધપંથમાં પડતાં તડને અટકાવવાનો અશોકનો હેતુ નહિ હોય, પણ તેના જે તડમાં કે પેટાતડમાં તે પોતે હશે તે તડમાં કે પેટાતડમાં વધારાનાં તડ પડતાં અટકાવવાનો અશોકનો હેતુ હશે: એમ આપણે માનવું ખરું? અશોક પોતે બૌદ્ધપંથના જે તડનો હશે તેને પોતાના લેખમાં 'સંઘ' નામ તેણે આપ્યું હોય, એ બનવાજોગ છે. આ અભિપ્રાયને આપણે માન્ય રાખીએ તો પછી, અશોકે જ્યાં જ્યાં 'સંઘ' શબ્દ વાપર્યો છે ત્યાં ત્યાં તે પોતે બૌદ્ધપંથના જે તડનો સભ્ય હતો તે તડને ઉદ્દેશીને વાપર્યો છે, એમ આપણે માન્ય રાખવું જોઇએ. પણ આ વાત આપણા ગળે ઉતરી શકતી નથી; કારણ કે, ધર્મમહામાત્રોના ઉલ્લેખવાળા સાતમા મુખ્ય સ્તંભલેખમાં અશોકે આજીવકોની

૧. કર્નકૃત "મન્યુઅલ ઑફ ઇંડિયન બુદ્ધીઝમ" (હિંદી બૌદ્ધપંથનો લઘુગ્રંથ), પ. ૧૧૦-૧૧૧

અને નિર્ગ્રંથોની સાથે સાથે જ સંઘની ગણના કરેલી છે. આથી કરીને આપણે શું સમજવું? આજીવકો અને નિર્ગ્રંથો કયી જાતના કે કયા તડના છે, એનો વિચાર કર્યા વગર જ તેમના હિત-સુખની સંભાળ ધર્મમહામાત્રોએ રાખવી; પણ બૌદ્ધલોકોની બાબતમાં તો એકંદર બૌદ્ધપંથના સંબંધમાં પોતાની પ્રવૃત્તિ ન રાખતાં અશોક તેના જે તડનો અનુયાયી હતો તે જ તડના સંબંધમાં પોતાની પ્રવૃત્તિ જારી રાખવી: એવો આશય અશોકે રાખ્યો હશે? સંઘનાં બીજાં તડની અને પેટાતડની બાબતમાં અશોકે બેદરકારી રાખી હશે? વળી, આપણે અગાઉ વાંચી ગયા તેમ ભાબ્રાના લેખમાં તેણે કેટલાંક ધર્મસૂત્રો ગણાવ્યાં છે, અને સંઘને તે ફરીફરીને સંભળાવવાની ભલામણ તેણે કરેલી છે. એ સૂત્રોમાં બૌદ્ધતત્ત્વ એટલું બધું ઓછું છે કે, બૌદ્ધપંથી ન હોય તેવા ભિક્ષુઓને પણ તે સંભળાવી શકાય. આમ છે તો પછી, આપણે માત્ર બૌદ્ધલોકોનો વિચાર કરીએ તો સામાન્યતઃ સર્વ બૌદ્ધ ભિક્ષુઓને અને ભિક્ષુકીઓને એ ધર્મસૂત્રો ન સંભળાવવાં, પણ અશોક પોતે જે તડનો અનુયાયી હતો તે તડના ભિક્ષુઓને અને તે તડની ભિક્ષુકીઓને જ એ ધર્મસૂત્રો સંભળાવવાં: એમ કહેવાનો અશોકનો આશય હશે? આવાં અશક્ય અનુમાનો ન સ્વીકારવાં હોય તો આપણે એમ જ માનવું જોઇએ કે, અશોકના વખતમાં બૌદ્ધપંથનાં તડ પડી ગયાં ન હતાં. વળી, અશોકે જ્યાંજ્યાં 'સંઘ' શબ્દ વાપર્યો છે ત્યાં ત્યાં અવિભક્ત સમસ્ત બૌદ્ધ-પંથને ઉદ્દેશીને જ વાપર્યો છે, એમ પણ આપણે માનવું જોઇએ. આમ હોય તો પછી પેલા પરંપરાગત બૌદ્ધલોકસાહિત્યનું શું? બૌદ્ધપરિષદનો ઉલ્લેખ કરતા એ પરંપરાગત બૌદ્ધસાહિત્યને જે વિદ્વાનોએ છણી નાખ્યું છે તે વિદ્વાનોએ એની અશક્ય અને મેળ-વગરની વાતો તેમ જ મનમાની અને એકતરફી હકીકતો તેમાં જોઇ છે કે, એ લોકસાહિત્યમાં જે કાંઇ કહ્યું છે તેમાંનું થોડું જ

ઐતિહાસિક સત્ય તરીકે સ્વીકારી શકાય તેમ છે.[1] પાટલિપુત્રની પરિષદને સર્વસામાન્ય પરિષદ તરીકે ગણવામાં આવતી નથી, પણ અમુક પક્ષની સભા તરીકે તેને ગણવામાં આવે છે. વૈશાલીમાં ભરાએલી બીજી સામાન્ય પરિષદ બુદ્ધના મૃત્યુની પછી સો વર્ષે ભરાએલી નહિ, પણ ઘણું કરીને અશોકના જ વખતમાં-જે અશોક બૌદ્ધપંથી થતા પહેલાં ઉક્ત પરંપરાગત લોકસાહિત્યમાં 'કાલાશોક' તરીકે ઓળખાય છે[2] તે અશોકના વખતમાં- ભરાએલી હતી. અશોકના પોતાના લેખોની સાથે પણ આ અનુમાનનો મેળ બેસે છે. શિષ્ટિના સંબંધમાં વૃજન્ ભિક્ષુઓએ જે 'દસ પ્રશ્ન' ઉપસ્થિત કરેલા હતા[3] તેમને લઇને બૌદ્ધપંથમાં તડ પડવાને લગતો ભય ઊભો થયો હતો તો પણ, બીજી બૌદ્ધપરિષદ ભરાઇ તે વખતે તો બૌદ્ધપંથ અવિભક્ત જ રહ્યો હતો. વૃજન્ ભિક્ષુઓનો પરાજય થયો હતો, અને સંઘમાં તડ પડતાં અટક્યાં હતાં. અશોકના લેખોના આધારે હમણાં જ આપણે એવું અનુમાન કરી ગયા છીએ કે, સંઘના કોઇ તડને ઉદ્દેશીને અશોકે 'સંઘ' શબ્દ વાપર્યો નથી, પણ સમસ્ત અવિભક્ત બૌદ્ધસંઘને ઉદ્દેશીને તેણે એ શબ્દ વાપર્યો છે. વળી, તેના વખતમાં સંઘમાં તડ પાડવાનો કંઇક પ્રયત્ન થયો હોવો જોઇએ, એવું અનુમાન પણ આપણે કર્યું છે; કારણ કે, તેમ ન હોય તો

---

૧. કર્નકૃત " મૅન્યુઅલ ઑફ ઇંડિયન બુદ્ધીઝમ " ( હિંદી બૌદ્ધ-પંથનો લઘુગ્રંથ ), પૃ. ૧૧૦; એમાં સ્વ. કર્ન સાહેબનો આ વિષયને લગતો અભિપ્રાય દર્શાવેલો છે.

૨. કર્નકૃત " મૅન્યુઅલ ઑફ ઇંડિયન બુદ્ધીઝમ " ( હિંદી બૌદ્ધ-પંથનો લઘુગ્રંથ), પૃ, ૧૦૯; જ. રૉ. એ. સો., ૧૯૦૧, પૃ. ૮૫૫-૮૫૮.

૩. કર્નકૃત " મૅન્યુઅલ ઑફ ઇંડિયન બુદ્ધીઝમ " ( હિંદી બૌદ્ધ-પંથનો લઘુગ્રંથ ), પૃ. ૧૦૩.

ધર્મવિરોધી લોકોની પ્રવૃત્તિઓને દાબી દેવાની બાબતમાં અશોક જે સખ્ત પગલાં ભરતો હતો તેમનો કાંઇ અર્થ જ રહેતો નથી.

કેટલાક લોકો એવો સવાલ પૂછે છે કે, બૌદ્ધપંથની બાબતમાં અશોકનું વલણ કેવા પ્રકારનું હતું? બૌદ્ધપંથની સાથેના પોતાના વ્યવહારમાં તે પોતાનું ધાર્યું કરતો હતો કે તેને વશ વર્તી રહેતો હતો? માત્ર સારનાથનો લેખ અને ભાબ્રાનો લેખ આ સવાલનો ફડચો આણવાની બાબતમાં આપણને મદદરૂપ થઇ પડે છે. આપણે અગાઉ જોઇ ગયા છીએ તેમ, બૌદ્ધપંથમાં તડ પડવાને લગતો જે ભય ઊભો થયો હતો તેને શરૂઆતથી જ દાબી દેવાના હેતુથી અશોકે પોતાનો સારનાથનો લેખ કોતરાવ્યો હતો. કમનસીબે એ લેખનો શરૂઆતનો ભાગ છેક જ ઘસાઇ ગયો છે; અને તેથી, અમુક ભિક્ષુ કે ભિક્ષુણી ધર્મભ્રષ્ટ છે કે નહિ, એનો નિર્ણય મહામાત્રોએ કેવી રીતે કરવો: એ આપણે એ લેખમાંથી જાણી શકતા નથી. આ બાબતનો નિર્ણય બહુમતિથી સંઘ પોતે કરતો હશે? સંઘના નિયમને જ માન્ય રાખીને મહામાત્રો પોતાનું વર્તન રાખતા હશે? સારનાથના લેખમાંનો જે ભાગ ઘસાઇ ગયો છે તે જળવાઇ રહ્યો હોત તો આ બાબતનો ખુલાસો તેમાંથી આપણને કદાચ મળત. પરંતુ એટલું યાદ રાખવું જોઇએ કે, અશોકે પોતાના ઉક્ત લેખને 'શાસન' તરીકે ગણેલો છે, અને પોતાના સામ્રાજ્યમાં વસનાર ભિક્ષુઓના અને ભિક્ષુણીઓના દરેક સંઘને પોતાનું ઉક્ત શાસન પહોંચાડવાને લગતો હુકમ પોતાના મહામાત્રોને તેણે કરેલો છે. આખા બૌદ્ધસંઘે પૂર્ણ વિચાર કરીને કરેલા ઠરાવનો અમલ જ આ રીતે અશોક કરતો હોય તો તો તેની નાનીનાની સંસ્થાઓને ઉક્ત શાસન પહોંચાડવાનું કામ તદ્દન નિરર્થક થઇ પડે. આથી કરીને બૌદ્ધસંઘને પૂછ્યા વગર —તેની જાણની બહાર— જ અશોકે પોતાનું ઉક્ત શાસન પ્રસિદ્ધ કર્યું હશે, એમ લાગે છે. અમુક પ્રસંગે કેવા પ્રકારની ધર્મ-ભ્રષ્ટતા થવા પામી છે, એ બાબતની સલાહ આપનારા કેટલાક થેરો

ઉત્તમોત્તમ ભિક્ષુઓ) તેના પાટનગરમાં વસતા હોય, એ બનવા-જોગ છે; પરંતુ અશોક પોતે જ પોતાની રાજસત્તાનો અને પોતાના રાજબળનો ઉપયોગ કરીને એવી ધર્મભ્રષ્ટતાને નાબૂદ કરવાની ઇચ્છા રાખતો હતો. તેનો ભાબ્રાનો લેખ બારીકાઇથી વાંચતાં પણ એવું જ અનુમાન થઇ શકે છે. તેમાં તેણે ઉપાસકોને તેમ જ મુખ્યત: ભિક્ષુઓને અમુક ધર્મપર્યાયોની ભલામણ કરેલી છે. અશોક પોતે ઉપાસક હતો તો પણ એ ધર્મપર્યાયોનું માત્ર શ્રવણ કરવાનું જ ભિક્ષુઓને તેણે કહ્યું નથી, પણ તેમનું મનન કરવાનું પણ તેણે તેમને તેમાં કહ્યું છે. અશોક આ બધું શા હેતુથી કરતો? સદ્ધર્મ ચિરસ્થાયી થાય તેટલા માટે તે એમ કરતો હતો. તેણે જે ધર્મસૂત્રો પસંદ કરેલાં છે તેઓમાં કર્મકાંડનું કે આધ્યાત્મિક તત્ત્વોનું કાંઇ પણ કારણ નથી, અને આત્મિક વિકાસને પોષે એવા જ પ્રકારનાં તે ધર્મસૂત્રો છે: એ બાબતમાં અલબત્ત કાંઇ સવાલ રહેતો નથી. પરંતુ એટલું તો કહેવું જોઇએ કે, તેણે પોતે યોજી કાઢેલી પદ્ધતિથી તે એ રીતે સ્વાર્થને જ આગળ ધપાવતો હતો; અને ઉપાસકોએ તેમ જ ભિક્ષુઓએ એ પદ્ધતિને બરાબર અનુસરીને જ વર્તવું પડતું હતું. આ બધાનો વિચાર કરતાં આપણે એવો નિર્ણય કરી શકીએ છીએ કે, અશોક પોતાના સામ્રાજ્યનો સર્વોપરિ સત્તાધીશ હતો એટલું જ નહિ, પણ જે પંથનો તે પોતે અનુયાયી હતો તે પંથનો પણ તે સર્વોપરિ સત્તાધીશ હતો. ટૂંકામાં કહેતાં, તે જેટલા અંશે ધર્મ-રાજ હતો તેટલા જ અંશે સમ્રાટ્ પણ હતો. જે ધર્મસત્તા ખરી રીતે સંઘને મળવી જોઇતી હતી તે ધર્મસત્તાને અશોકે પચાવી પાડી હતી: એવો આરોપ અશોકના ઉપર મુકવો, એ યોગ્ય નથી; કારણ કે, રાજાની મરજીને અધીન થઇને ખુદ બુદ્ધ ભગવાને જ પોતાનાં સૂત્રોને અવગણાવા દીધેલાં છે અને રાજાઓનો હુકમ માનવાની આજ્ઞા ભિક્ષુઓને કરેલી છે.[1] પોતાના પંથને ખરા અંત:કરણથી

---

1. "મહાવગ્ગ", ૩, ૪.

માનનાર અને જગદ્ધર્મ તરીકેનું ઊંચું સ્થાન તેને આપવાને મથનાર અશોકના જેવો રાજા મળે એટલે પછી સંઘ કુદરતી રીતે અને ખુશીથી તેનું સર્વોપરિપણું કબૂલ રાખે જ.

---

## ચોથું પ્રકરણ.

### અશોકનો ધર્મ

પોતાની પ્રજાનું ઐહિક હિતસુખ સાધવાના હેતુથી અશોકે જે કાંઇ કર્યું હતું તે બીજા પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ; અને તેથી કરીને, રાજા તરીકે અશોક કેવા પ્રકારનો હતો, એનો ખ્યાલ આપણે બાંધી શકીએ છીએ. તેણે પોતાની પ્રજાનું ઐહિક હિત-સુખ સાધવાને તનતોડ મહેનત કરી હતી, એમાં તો કાંઇ જ શક નથી. પરંતુ તે જગપ્રસિદ્ધ થઇ શકયો તેનું કારણ એ કે, મનુષ્યનું આત્મિક સુખ સાધવાનો તેમ જ પોતાના પ્રદેશમાં તથા દૂરદૂરના પોતાના સ્વતંત્ર પાડોસીઓના પ્રદેશમાં પણ પોતાના ધર્મનો પ્રચાર કરવાનો સ્તુત્ય પ્રયત્ન તેણે કર્યો હતો. એ કામ તેની પોતાની સમક્ષ સતત રહેતુ હતું અને તેને સફળ કરવામાં તે પોતે મગરૂબી માનતો હતો. આથી કરીને પ્રથમ તો, અશોક પોતે 'ધર્મ'નો અર્થ કેવા પ્રકારનો કરતો હતો, એ આપણે નક્કી કરવાનું રહે છે. એ બાબતમાં તેણે બહુ સ્પષ્ટતાથી પોતાના વિચાર દર્શાવેલા છે. 'ધર્મ'માં કયા કયા ગુણોનો સમાવેશ થાય છે, એ બાબતમાં તેણે કહેલું છે એટલું જ નહિ, પણ તેમને કેવી રીતે અમલમાં મુકવા, એ પણ તેણે જણાવેલું છે; અને તે સૌનો અમલ

કરવાનો બાબતમાં પોતાની પ્રજાને ઉપરાછાપરી આગ્રહ કરતાં પણ તે કદિ થાકયો કે કંટાળ્યો નથી. કયા સદ્‌ગુણોને તે પોતે 'ધર્મ' માનતો. પોતાના બીજા અને સાતમા મુખ્ય સ્તંભલેખમાં તેણે જણાવેલુ છે (૧) '**साधवे**' અથવા '**बहु–कयाने**' (પુષ્કળ હિત); (२) '**अप–आसिनवे**' (ઓછું શૌચ); (૩) '**दया**'; (४) '**दाने**'; (५) '**सचे**' સત્ય); (६) '**सोचये**' (શુદ્ધિ); અને (७) '**मादवे**' (નમ્રતા) : આ સર્વ સદ્‌ગુણોને તે 'ધર્મ' તરીકે ગણાવે છે. પરંતુ એ ધર્મનો અમલ કેવી રીતે કરવો? આના સંબંધમાં પોતાની ઘણીખરી ધર્મલિપિઓમાં એકસરખી જ ફરજો અશોકે ગણાવેલી છે. એ ફરજો આ રહી :–(૧) **अनारंभो प्राणानं** (પ્રાણનો વધ ન કરવો તે); (२) **अविहिंसा भूतानं** (જીવની હિંસા ન કરવી તે); (૩) **मातरि पितरि सुश्रूसा** (માબાપની સેવા); (४) **थैर–सुश्रूसा** (મોટેરાની સેવા); (५) **गुरूनं अपचिति** (ગુરુને માન); (६) **मित–संस्तुत–नातिकानं बह्मणसमणानं दानं संपटिपति** (મિત્રોની અને સંબંધીઓની તથા સગાંની પ્રત્યે તેમ જ બ્રાહ્મણોની અને શ્રમણોની પ્રત્યે દાન તથા યોગ્ય વર્તણુક); (७) **दास–भटकम्हि सम्याप्रतिपत्ति** (દાસની અને નોકરની સાથે યોગ્ય વર્તણુક); અને (માત્ર ત્રીજા મુખ્ય શિલાલેખમાં જણાવ્યું છે તેમ) (८) **अपव्ययता** (થોડો ખર્ચ) અને **अपभांडता** (થોડો સંચય). સર્વ ઋતુઓને માટે અને સર્વ યુગોને માટે અશોકના જગસંદેશનો આ થોડોક ભાગ છે. પરમસત્ય કેટલું સ્પષ્ટ અને સાદું છે! દયા શીખવાનું તથા દાન કરવાનું તેમ જ નમ્રતા રાખવાનું અને એવું એવું બીજું ઘણું આપણને કહીને જ તે સંતોષ માનતો નથી. એ સદ્‌ગુણોને કેવી રીતે અમલમાં આણવા, એ પણ તે આપણને કહી બતાવે છે. **अनारंभो प्राणानं** (પ્રાણનો વધ ન કરવો) અને **अविहिंसा भूतानं** (જીવની હિંસા ન કરવી) એ '**दया**' છે.

મિત્રોની તથા સંબંધીઓની અને સગાંની પ્રત્યે તેમ જ બ્રાહ્મણોની અને શ્રમણોની પ્રત્યે ઉદારતા : એ '**દાન**' છે. માતાપિતાની તથા મોટેરાંની સેવા, અને સગાની કે બ્રાહ્મણોનો તથા શ્રમણોની સાથે તેમ જ દાસની અને નોકરોની સાથે યોગ્ય વર્તણૂક : એ '**માર્દવ**' છે.

પોતાના સંદેશાના આ ભાગને માટે અશોકને એટલો બધો શોખ છે કે, પોતાના લેખોમાં ફરીફરીને તેનો ઉલ્લેખ કરવામાં તે આનંદ માણે છે. પોતાના ચૌદમા મુખ્ય શિલાલેખમાં તે ખરા દિલથી કબૂલ કરે છે કે, કેટલાક શબ્દોમાં અર્થની મીઠાશ રહેલી હોવાથી તે શબ્દોને ફરીફરીને ઉલ્લેખવામાં આવેલા છે. 'ધર્મ' શબ્દ અને તેનો અર્થ તેને એટલા બધા મધુર લાગે છે કે, જે ફરજોના સંગ્રહને તે પોતે 'ધર્મ' તરીકે ગણે છે તે ફરજો ફરીફરીને તે પોતે ગણાવે છે એટલું જ નહિ, પણ જીવનના સામાન્ય આચારની સાથે 'ધર્મ'ની સરખામણી કરીને અને ' એ ધર્મ સદરહુ આચારથી ચઢિયાતો છે' એમ સાબીત કરી આપીને તે પોતાના 'ધર્મ'નાં વખાણ કરે છે. પોતાના નવમા મુખ્ય શિલાલેખમાં તેણે 'ધર્મમંગળ'નો ઉલ્લેખ કર્યો છે, અને આજની માફક તેના પોતાના સમયમાં પણ સારાં ફળ અપાવનારાં અને નરસાં ફળને દૂર રાખનારાં જે અસંખ્ય મંગળો હિંદુસમાજમાં હયાતી ધરાવતાં હતાં તે મંગળોની સાથેનો પોતાના 'ધર્મમંગળ'નો વિરોધ તેણે બતાવ્યો છે. તે કહે છે કે, "માંદગીમાં, લગ્નપ્રસંગે, પુત્રલાભના પ્રસંગે, અને મુસાફરીમાં લોકો અનેક (શુભ) મંગળો કરે છે...પરંતુ આ બાબતમાં સ્ત્રીજાતિ ઘણાં અને ઘણી જાતનાં, (પરંતુ) ક્ષુદ્ર અને અર્થહીન મંગળો કરે છે. અલબત્ત, મંગળો તો કરવાં જોઇએ. પણ આવી જાતનું મંગળ થોડું જ ફળ આપે છે. પરંતુ જે ધર્મમંગળ છે તે બહુ ફળ આપે છે." આનો અર્થ એ થયો કે, ધર્મપાલનરૂપી ધર્મમંગળ મહાફળદાયી નીવડે છે. ત્યારપછી, આપણે ઉપર ગણાવી ગયા તેવી ફરજો અશોકે તેમાં ગણાવી છે. તે જ પ્રમાણે પોતાના અગિયારમા મુખ્ય

શિલાલેખમાં તેણે 'દાન'( સામાન્ય દાન )ની અને 'ધર્મદાન'ની વચ્ચે રહેલો ભેદ બતાવેલો છે. તે કહે છે કે, ધર્મનો પરિચય કરવો તથા ધર્મમાં ભાગ લેવો અને ધર્મના સંબંધી બનવું : એના જેવું બીજું કાંઇ નથી. પોતાના 'ધર્મ'ની સમજુતી આપવાના હેતુથી તે પોતે પ્રથમ ગણાવેલી ફરજો ફરીથી એમાં ગણાવે છે; અને છેવટે તે કહે છે કે, પિતા પોતાના પુત્રને તથા પુત્ર પોતાના પિતાને અને ભાઇઓ પરસ્પરને તેમ જ સગાં પરસ્પરને અને દરેક જણ પોતાના પાડોસીને –એમ ગમે તે વ્યક્તિ ગમે તે વ્યક્તિને– આ ધર્મદાન કરી શકે છે. તે જ પ્રમાણે પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં અશોકે 'વિજય'– (સામાન્ય જીત)ની સાથે 'ધર્મવિજય'ની સરખામણી કરેલી છે. ધર્મ–વિજય ચઢિયાતો છે, એમ એમાં તેણે બતાવી આપ્યું છે. આના સંબંધમાં તેણે કલિંગ દેશના વિજયનો ઉલ્લેખ કરેલો છે, અને પોતે કરેલી લડવૈયાની કતલનો અને તેમનાં સગાંસંબંધીને પોતે કરેલા તીવ્ર દુ:ખનો તથા તેમનામાં પોતે ઉત્પન્ન કરેલી શોકની લાગણીનો ઉલ્લેખ ભરાએલા હૈયે તેમ જ કાંઇક અંશે શરમાઇ જઇને તેણે તેમાં કરેલો છે. કોઇ દેશના ઉપર વિજય મેળવવા જતાં અનેક ભયંકર પરિણામો આવે છે. પરંતુ ધર્મવિજય તો 'પ્રીતિરસ'-થી ભરેલો છે, અને ગમે ત્યાં તે મેળવી શકાય છે. પોતાના સરહદી પ્રાંતો સુધીના પોતાના આખા સામ્રાજ્યમાં તેમ જ પોતાના સ્વતંત્ર પાડોસીઓના રાજ્યમાં–હિંદુસ્તાનની અંદર તેમ જ તેના વાયવ્ય-કોણની સરહદની પાસે જ્યાં ઍંટિયોકસ થીઑસ તથા ટૉલેમી ફિલાડેલ્ફસ અને અન્ય યવનરાજો રાજ્ય ભોગવતા હોય ત્યાં–પણ એ જાતનો ધર્મ વિજય મેળવી શકાય છે.

કેવા પ્રકારના સદ્દગુણો અને કયી જાતની ફરજો મળીને અશોકનો 'ધર્મ' બનતો હતો, એ એ રીતે આપણે જોઇ ગયા. પણ એટલામાં જ અશોકના 'ધર્મ'ની પરિસમાપ્તિ થઇ જતી નથી. જેમ 'ધનવિદ્યુત' અને 'ઋણવિદ્યુત' હોય છે તેમ તેના 'ધર્મ'ની

બાબતમાં પણ છે. આ સદ્‌ગુણો અને ફરજો 'ધનવિદ્યુત્'ના જેવાં છે; પણ 'ઋણવિદ્યુત્'ની સાથે સરખાવાય એવા દુર્ગુણો પણ તેણે ગણાવેલા છે. તેણે '**अप–आस्निनव**' (ઓછામાં ઓછો આસિનવ) શબ્દ વાપરીને તેમાં પોતાના હેતુનો સારાંશ આપી દીધો છે. '**आस्निनव**' એટલે શું? આ સવાલનો જવાબ અશોકે પોતાના ત્રીજા મુખ્ય સ્તંભલેખમાં આપેલો છે. તેમાં 'પાપ'ની સાથે-સાથે તેની ગણના અશોકે કરેલી છે, અને 'આસિનવ' ઉત્પન્ન કરનારા દુર્ગુણો તેણે ગણાવ્યા છે. તે દુર્ગુણો આ રહ્યા:- ચંડ; નિષ્ઠુરતા; ક્રોધ; માન અને ઈર્ષા. આ બધાના સારાંશ તરીકે આપણે એમ કહી શકીએ કે, અશોકે પોતે ગણાવેલા સદ્‌ગુણોનું પાલન થાય અને ઉપર્યુક્ત દુર્ગુણોથી દૂર રહેવાય તો જ તેના મતે 'ધર્મ'ની પૂરેપૂરી અને યોગ્ય સિદ્ધિ થવા પામે.

આના ઉપરથી એટલું તો જણાશે કે, અશોક કંઈક ચોક્કસ સંદેશો દુનિયાને આપવા માગતો હતો. આવી સમજ બરાબર થઈ નથી, એ ખરેખર ખેદજનક વાત છે. એક તરફથી અશોકે અમુક સદ્‌ગુણો ગણાવ્યા છે અને જે ફરજોના રૂપે તેનો અમલ કરવો જોઈએ તે ફરજો પણ ગણાવી છે ત્યારે બીજી તરફથી મનુષ્યને પાપ અને 'આસિનવ' કરાવનારા દુર્ગુણો પણ તેણે ગણાવ્યા છે અને બનતાં સુધી તેમનાથી દૂર રહેવાનો ઉપદેશ તેણે તેને કરેલો છે. પરંતુ એટલાથી જ બસ નથી. આત્મિક વિકાસમાં શી અડચણ આવે છે, એનો ખ્યાલ ખરેખરા ભવિષ્યવેત્તાની માફક તેણે બાંધી લીધો છે; અને કાંઈ પણ અડચણ અનુભવ્યા વગર ધર્મવિકાસના માર્ગે આપણે આગળ ધપી શકીએ તેટલા માટે આપણને મદદરૂપ થઈ પડે એવો ઉપાય પણ તેણે સૂચવેલો છે. એ ઉપાયનું નામ 'આત્મપરીક્ષા' છે. ધર્મનો વિકાસ કરવો હોય તો આત્મપરીક્ષા તદ્દન જરૂરની છે, એવું આપણા મગજમાં તે ઠસાવે છે. 'આત્મપરીક્ષા'નો વિચાર ખ્રિસ્તી ધર્મે ઊપજાવીને અમલમાં મુક્યો છે, એવું આજે કેટલાક

લોકો માને છે; અને તેથી અશોકે આત્મપરીક્ષા કરવાનો ઉપદેશ કરેલો કે કેમ, એ બાબતમાં એવા લોકો શંકા ઊઠાવે છે. પરંતુ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, બુદ્ધઘોષે પોતાના "**विसुद्धिमग्ग**"-માં '**पच्चवेक्खन**' (આત્મપરીક્ષા)નાં અનેક રૂપોના ભેદ બતાવેલા છે. બુદ્ધ ભગવાનને એ વિચાર મૂળે સ્ફુરેલો; કારણ કે, એમણે અંબલટ્ઠિક–રાહુલને એ બાબતનો ઉપદેશ કરેલો છે. બુદ્ધઘોષે બુદ્ધ ભગવાનના એ વિચારને અનુસરીને પોતાનું લખાણ કરેલું છે. બુદ્ધ ભગવાને રાહુલને આપેલો એ ઉપદેશ "મજ્ઝિમનિકાય"માં છે. ગયા પ્રકરણમાં આપણે જોઇ ગયા તેમ, પોતાના ભાબ્રાના શિલાલેખમાં તેને જ ઉદ્દેશીને ધર્મપર્યાયોમાં તેની ગણના કરવામાં આવેલી છે. બુદ્ધ ભગવાને રાહુલને એવી મતલબનો ઉપદેશ કરેલો છે કે, કાયાનું અને વાચાનું તથા મનનું દરેક કામ શરૂ થાય તેના પહેલાં અને શરૂ થઇ જાય તેની પછી તેને બરાબર તપાસી લેવું જોઇએ. પરંતુ અશોકે વધારે માનુષી વૃત્તિ રાખીને એમ કહ્યું છે કે, આપણે આપણા શીલનો એકંદર વિચાર કરવો જોઇએ, અને એ રીતે વિશાળ દૃષ્ટિથી આપણી પ્રવૃત્તિઓની તપાસ આપણે લેવી જોઇએ. પોતાના ત્રીજા મુખ્ય સ્તંભલેખમાં તે કહે છે કે, "(મનુષ્ય) પોતાના સારાં કામો જ દેખે છે (અને પોતાના મનમાં વિચારે છે કે,) 'મેં આ સારૂં કામ કર્યું છે.' કોઇ પણ રીતે તે (પોતાનાં) પાપ દેખતો નથી (અને પોતાના મનમાં વિચારતો નથી કે,) 'મેં આ પાપ કર્યું છે' અથવા 'આ તો ખરેખર આસિનવ (બગાડ) છે.' પરંતુ આ (એવું છે કે, તેમાં) આત્મપરીક્ષા અઘરી છે. તેમ છતાં પણ (મનુષ્યે) આટલું દેખવું જોઇએ (અને પોતાના મનમાં વિચારવું જોઇએ કે,) 'છંદ, નિષ્ઠુરતા, ક્રોધ, ગર્વ, ઇર્ષા: એ (દુર્ગુણો)થી બગાડ થાય છે અને (તેમના) કારણે હું મારી પડતી કરૂં." આ જ સ્થળે અશોકે 'આસિનવ' ઉત્પન્ન કરનારા (આપણે ઉપર ગણાવી ગયા તે) દુર્ગુણોનો ઉલ્લેખ કરેલો છે.

પોતે ભલું કર્યું હોય તેના તરફ ધ્યાન આપવું, અને તેથી રાજી થવું; પણ પોતે બૂરૂં કર્યું હોય તેના તરફ ધ્યાન ન આપવું, અને તેનો પશ્ચાત્તાપ ન કરવો : એ મનુષ્યમાત્રનો સ્વભાવ છે, એમ કહેવાનો અશોકનો આશય હોવો જોઇએ. આથી કરીને તે બરાબર ટીકા કરે છે કે, આત્મપરીક્ષા કરવી અને પોતાના હાથે થતા પાપને દેખવું, એ મનુષ્યમાત્રને માટે બહુ અઘરૂં છે. તેમ છતાં પણ કોઇ વ્યક્તિ પોતે પતિત થતી અટકે તેટલા માટે તે વ્યક્તિએ આત્મપરીક્ષા કરવી જોઇએ, એવો આગ્રહ તે કરે છે. આનું જ નામ ખરેખરી 'આત્મપરીક્ષા' છે. 'આત્મપરીક્ષા'ને માટે અશોકે જે શબ્દ વાપર્યો છે તે પણ ધ્યાનમાં રાખવાનો છે. તેણે '**पटिवेखा**' શબ્દ વાપરેલો છે. 'આત્મપરીક્ષા'ના અર્થવાળો '**पच्छवेक्खन**' શબ્દ બુદ્ધ ભગવાને વાપર્યો છે તેની સાથે અશોકનો એ શબ્દ લગભગ મળતો આવે છે. આવું હોઇને, અશોકે પોતાની પ્રજાને 'આત્મપરીક્ષા'નો બોધ કરેલો, અને આત્મિક વિકાસના કામે તેણે આત્મપરીક્ષાને આવશ્યક ગણેલી, એ બાબતમાં તો શંકાને સ્થાન જ રહેતું નથી.

અશોકના ઉપદેશની અતિઘણી સાદાઇ તેની ધર્મલિપિઓના અભ્યાસીના ધ્યાનમાં આવ્યા વગર રહેતી નથી. તેના ધર્મને સર્વ ધર્મોની સર્વસાધારણ મિલ્કત તરીકે ગણાવી શકાય. જે સદ્ગુણોનું અને ફરજોનું પાલન કરવાનું તેણે આપણને કહ્યું છે તે સદ્ગુણોનો અને ફરજોનો બોધ બીજા બધા ધર્મોમાં પણ કરેલો છે. આવું હોઇને, અશોક જે ઉપદેશ કરે છે તેમાં કાંઇ નવીનતા નથી, એમ કોઇને લાગે પણ ખરૂં. પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં તે પોતે જ કબૂલ કરે છે કે, "યવનોના દેશ સિવાયનો બીજો કોઇ પણ દેશ નથી કે જ્યાં આ નિકાયો —બ્રાહ્મણો અને શ્રમણો— નથી; અને કોઇ દેશનો એવો ભાગ નથી કે જ્યાં એક કે બીજા પાષંડમાં લોકોને વિશ્વાસ ન હોય." વળી, "તેમાં બ્રાહ્મણો તથા શ્રમણો અને અન્ય પાષંડો તથા ગૃહસ્થો વસે છે તેમનામાં મોટેરાંનું કહ્

સાંભળવું તે, માતાપિતાનું કહ્યું સાંભળવું તે, મિત્રોની તથા ઓળખીતાની અને ગોઠિયાની તથા સગાંસંબંધીની તેમ જ દાસોની અને નોકરોની સાથે યોગ્ય વર્તન સ્થપાએલાં છે." આ બધી ફરજો અદા કર્યાથી જે ધર્મનું પાલન થાય છે તે ધર્મ સર્વ પાષંડોને માટે સર્વસાધારણ છે: એ જ અશોકના કથનનો મુદ્દો છે, એમ સ્પષ્ટ થતું નથી? આથી જ અન્યત્ર (સાતમા મુખ્ય શિલાલેખમાં) પોતાની તીવ્ર ઇચ્છા દર્શાવતાં તેણે કહ્યું છે કે, "(મારા રાજ્યમાં) સર્વ પાષંડો સર્વત્ર (ભલે) વસે; કારણ કે, તેઓ બધા જ સંયમ અને ભાવશુદ્ધિ ઇચ્છે છે." વધારામાં તે કહે છે કે, "પરંતુ લોકો વિવિધ છંદના અને રાગના હોય છે. તેઓ (પોતાની ફરજ) પૂર્ણાંશે અગર અલ્પાંશે અદા કરશે. પણ જે મનુષ્યને આત્મસંયમ, ભાવશુદ્ધિ, (કૃતજ્ઞતા અને દૃઢભક્તિ) નથી તે પુષ્કળ દાન કરતો હોય તો પણ ખરેખર નીચ મનુષ્ય છે." આત્મસંયમ અને ભાવશુદ્ધિ એવા મહત્ત્વના સદ્‌ગુણો છે કે, દરેક વ્યક્તિએ પોતામાં તેમનો વિકાસ કરવો જોઇએ: એવું અશોક અહીં કહેવા માગે છે. વળી, દરેક સંપ્રદાય આ જ સદ્‌ગુણોનો બોધ કરે છે. દરેક સંપ્રદાયની ધર્માજ્ઞામાં મોટા ભાગે એ જ સદ્‌ગુણોનો સમાવેશ કરવામાં આવેલો હોય છે. તેમ છતાં પણ એ સંપ્રદાયની દરેક વ્યક્તિ એ સમસ્ત ધર્માજ્ઞાનો અમલ કરે જ, એમ ખાત્રીથી ન કહી શકાય. પરંતુ નિદાન આત્મસંયમ અને ભાવશુદ્ધિ તો દરેક વ્યક્તિએ રાખવાં જ જોઇએ. તે વ્યક્તિ ગમે તેટલી દાનશીલ તથા કૃતજ્ઞ અને દૃઢભક્તિવાળી હોય તો પણ આત્મસંયમની અને ભાવશુદ્ધિની આગળ એના એ ગુણો પણ પાણી ભરે છે. પોતાના બારમા શિલાલેખમાં વધારે સ્પષ્ટ ભાષા વાપરીને અને જરા લંબાણથી એ જ પ્રકારનો ઉપદેશ અશોકે કરેલો છે. વિવિધ પાષંડોની પ્રત્યેના અશોકના પોતાના ભાવનું સુંદર ચિત્ર આલેખતો ઉક્ત શિલાલેખ એટલા બધા મહત્ત્વનો છે કે, અહીં તેનો સાર પૂર્ણાંશે આપવામાં કાંઇ અડચણ નથી. અશોક કહે છે કે, સર્વ પાષંડોના

સારની વૃદ્ધિ તેને પોતાને જેટલા પ્રમાણુમાં પ્રિય લાગે છે તેટલા પ્રમાણુમાં દાન અને પૂજા તેને પોતાને પ્રિય લાગતાં નથી. આ સારની વૃદ્ધિ ઘણી જાતની છે; પણુ તેનું મૂળ વાચ્યાગુપ્તિ (બોલતાં સંભાળવું તે) છે. બીજી રીતે કહેતાં, નજીવા કારણે મનુષ્ય પારકાના પાષંડને ધિક્કારીને પોતાના પાષંડની પૂજા કરે, એ યોગ્ય ન ગણાય. એથી ઉલટું, આ કારણે કે પેલા કારણે પણ પારકાના પાષંડને પૂજવો જોઇએ. આમ કરતો મનુષ્ય પોતાના પાષંડને વધારે છે અને પારકાના પાષંડના ઉપર ઉપકાર કરે છે. પારકા પાષંડની કોઇ વ્યક્તિ પોતાના પાષંડની પ્રત્યેની પોતાની ભક્તિથી તેને દીપાવતી હોય તેથી કરીને તેના પાષંડને જે કોઇ ધિક્કારે છે અને પોતાના જ પાષંડને પૂજે છે તે એ પ્રમાણે કરવાથી પોતાના પાષંડની વધારે સખ્ત હાનિ કરે છે. આ સ્થિતિમાં કયો માર્ગ સર્વોત્તમ ગણાય? તેના જવાબમાં અશોક કહે છે કે, લોકોએ એકબીજાના ધર્મને સાંભળવો જોઇએ અને સાંભળવાની ઇચ્છા રાખવી જોઇએ. એનું શું પરિણામ આવે? એનો જવાબ અશોકે આમ આપેલો છેઃ- "બધા પાષંડો બહુશ્રુત અને કલ્યાણસાધક થાય......અને તેનું ફળ આ છેઃ- પોતાના પાષંડની વૃદ્ધિ, અને ધર્મનું દીપન." પોતાના બારમા મુખ્ય શિલાલેખમાં અશોકે આમ કહ્યું છે. આજે પણ તે વિચારનો વિષય થઇ પડે તેમ છે. તેના કથનનો ભાવાર્થ એવો છે કે, એકંદરે જોતાં દરેક ધર્મને બે બાજુઓ હોય છેઃ—(૧) ઉપદેશવિષયક; અને (૨) નીતિવિષયક. ઉપદેશવિષયક ધર્મનો સંબંધ કર્મકાંડને લગતા તેમ જ અધ્યાત્મવિદ્યાને લગતા પ્રશ્નોની સાથે રહેલો છે, અને તેને બુદ્ધિની સાથે લાગેવળગે છે. નીતિવિષયક ધર્મમાં ધર્મનો વિસ્તૃત પરંતુ યોગ્ય અર્થ રહેલો છે. યોગ્ય લાગણીવાળો અને સમજુ માણસ કુદરતી રીતે જે આચરણ કરે તેને નીતિવિષયક ધર્મ ગણાવી શકાય છે, અને તેને આત્માની સાથે લાગેવળગે છે. કોઇ પણ ધર્મના ઉપદેશવિષયક ભાગની બાબતમાં હંમેશાં મતભેદ રહે છે. ધાર્મિક માન્યતાના વિષયોની બાબતમાં તેમ જ કર્મકાંડના સંબંધમાં

વિવિધ અને પરસ્પરવિરોધી વિચારો પ્રચલિત હોય છે. આવું હોય તેમાં કાંઇ નવાઇ નથી; કારણ કે, માણુસની બુદ્ધિ ભેદવાળી હોય છે. પરંતુ ધર્મના નીતિવિષયક ભાગની બાબતમાં તો એવો કાંઇ મતભેદ જોવામાં આવતો નથી. નીતિમય સદ્દગુણોની બાબતમાં તેમ જ જે નીતિમય આચારોનો અમલ આપણે કરવો જોઇએ તે આચારોની બાબતમાં કાંઈ પણુ મતભેદ અને મારામારી આપણી નજરે પડતાં નથી. એ બાબતમાં તો માત્ર એકતા જ આપણી નજરે પડે છે. આવું હોય તેમાં કાંઇ નવાઇ નથી; કારણુ કે, સાચુંખોટું સમજનાર આત્મા ભેદવાળો હોતો જ નથી. આથી કરીને કોઇ પણુ ધર્મના નીતિવિષયક વિભાગમાં જે ઉપદેશ કર્યો હોય તે એ ધર્મનો પોતાનો જ હિસ્સો ન હોઇ શકે, પણુ સર્વ ધર્મોની સર્વસાધારણુ માલીકી હોઇ શકે. એ જ સર્વે ધર્મોનો ખરેખરો સાર છે; અને જે ધર્મ અશોકે ઉપદેશ્યો છે —અને જે ધર્મનો વિચાર અત્યાર સુધીમાં આપણે કર્યો છે– તે ધર્મ આવા જ પ્રકારનો, સર્વ ધર્મનો સાર છે. પરંતુ જે ઘડીએ આપણે આપણી બુદ્ધિના ઘોડાની લગામ છૂટી મુકીએ તે જ ઘડીથી કર્મકાંડની સાથે તેમ જ અધ્યાત્મવિદ્યાની સાથે સંબંધ ધરાવતા વિષયોને લગતી આપણી ચર્ચાને કાંઇ પણુ હદ રહેતી નથી; અને ઘણુંખરૂં તો એ ચર્ચા તીવ્ર વાદવિવાદનું રૂપ પણુ લે છે. આથી જ કવખતે પણુ લોકો પોતાના પાષંડને વખાણુવાને અને ખાસ કારણુ વગર જ પારકાના પાષંડને ધિક્કારવાને પ્રેરાય છે. આવી જાતના ગાંડપણુની સામે જ અશોકે જબરો વાંધો ઊઠાવેલો છે, એ ઉપર આપણે જોઇ ગયા. અશોકે જે સબળ ઉપદેશ કરવાનું યોગ્ય ધાર્યું છે તે જોતાં આપણે એમ કહી શકીએ છીએ કે, તેના પોતાના સમયમાં લોકો પોતાના પાષંડને પૂજતા હશે, અને પારકાના પાષંડને વખોડતા હશે, અને ધર્મોપદેશના વિષયોના સંબંધમાં વિવિધ પાષંડોના લોકોની વચ્ચે ઘણુંખરૂં તીવ્ર અને ઉગ્ર વાદવિવાદ થતા હશે. ખાસ કરીને કયા ભાગમાં આ પ્રકારનો તીવ્ર

ભેદભાવ વધારે જોર મારતો હતો, એ નક્કી કરવાનું બની શકે તેમ છે; કારણ કે, ( અશોકે પોતે જ કહ્યું છે તેમ ) જૂદાજૂદા પાષંડોમાં સહાનુભૂતિ અને ઐક્ય જાગૃત કરવાનું કામ ધર્મમહામાત્રોને તથા સ્ત્ર્યધ્યક્ષમહામાત્રોને અને વચભૂમિકોને સોંપવામાં આવ્યું હતું. આપણે એટલું તો જાણીએ છીએ કે, ધર્મમહામાત્રોને સર્વ પાષંડોના લોકોના ઉપર –ખાસ કરીને આજીવકોના તથા નિર્ગ્રંથોના અને બૌદ્ધ લોકોના ઉપર– નીમવામાં આવ્યા હતા. એ અધિકારીઓને ઉક્ત આશય સાધવાનો હુકમ થએલો હતો તેથી કરીને એમ સ્પષ્ટ થાય છે કે, અશોકના વખતમાં એ ત્રણે પ્રકારના પાષંડના લોકોમાં મતભેદ અને વિખવાદ ઉપસ્થિત થતા હોવા જોઇએ. સ્ત્ર્યધ્યક્ષમહા-માત્રોને સ્ત્રીઓનું હિતસુખ સાધવાનું કામ સોંપવામાં આવેલું હતું. તેમને પણ ઉક્ત આશય સાધવાનો હુકમ થયો હતો તેથી કરીને એમ સ્પષ્ટ થાય છે કે, અશોકના સમયમાં સ્ત્રીઓ પણ પોતાના પાષંડની પ્રત્યે પ્રીતિ અને પારકાના પાષંડની પ્રત્યે અસહિષ્ણુતા દાખવતી હોવી જોઇએ. વચભૂમિકોની અને તેમની ફરજોની ઓળખાણ હજી સુધી આપણને મળી શકી નથી, એ ખરેખર દિલગીરીની વાત છે. પરંતુ અહીં એટલું તો બરાબર સ્પષ્ટ થયું કે, અશોકના કાળમાં બધા મુખ્ય પાષંડોના લોકો ધર્મઝનુનના પરિણામમાં પોતાના પાષંડને વખાણતા અને પારકાના પાષંડને વખોડતા, અને સ્ત્રીઓ પોતે સ્વભાવે વધુ ધર્મપરાયણ હોવા છતાં પણ આ પ્રકારની વૃત્તિથી વિમુખ રહેતી ન હતી. આનો અર્થ એ થયો કે, અશોક જીવતો હતો અને પોતાનો ઉપદેશ કરતો હતો ત્યારે ધર્મઝનુન અને કોમી જુસ્સો પૂર બહારમાં હતાં. જે કાળે લોકો પોતાના ધર્મનાં આવશ્યક તત્ત્વોના ઉપર પોતાનું મન ન ચોંટાડતાં અનાવશ્યક તત્ત્વોના ઉપર પોતાનું મન ચોંટાડે । કાળે ધર્મનાં આવશ્યક અને અનાવશ્યક તત્ત્વોની વચ્ચે રહેલા ।દ દુનિયાને દેખાડી આપે તેવા દૂરદર્શી અને ધર્મબળવાળા

ભવિષ્યવેત્તાની જરૂર રહે છે. ખરું જોતાં આવું જ કાંઇક અશોકે કરેલું છે. સર્વ પાષંડોને માટે સર્વસાધારણ ગણાય એવા ધર્મના સારની ઉપર જે કાળે લોકો ધ્યાન દેતા ન હતા તે કાળે ધર્મના સારની ઉપર અશોકે પોતાના ચિત્તને એકાગ્ર કર્યું હતું, એમાં જ સર્વ સંતપુરુષોની માફક અશોકની પણ નવીનતા રહેલી છે. પ્રજાના મનને ધર્મના અનાવશ્યક તત્ત્વમાંથી ખસેડી લઇને આવશ્યક તત્ત્વમાં લગાડવાનો પ્રયત્ન અશોકે કેવી રીતે કરેલો, એ પણ જોવાયોગ્ય

એકબીજાના ધર્મને સાંભળવાની બાબતમાં અને સાંભળવાની ઇચ્છા રાખવાની બાબતમાં અશોકે લોકોને બોધ કરેલો છે. 'ધર્મ'માં કોઇ પણ પાષંડના માત્ર નીતિશાસ્ત્રનો જ સમાવેશ થતો નથી, પણ તેના કર્મકાંડનો તેમ જ તેની અધ્યાત્મવિદ્યાનો પણ સમાવેશ થાય છે: એવું કહેવાનો અશોકનો આશય છે. જૂદાજૂદા પાષંડો એકબીજાથી જૂદા પડતા હોય તો પણ તેમની વચ્ચે અનેક બાબતોમાં મળતાપણું હોય છે, એમ અશોક કહેવા માગે છે. જૂદા-જૂદા પાષંડોની વચ્ચે જે મળતાપણું હોય તેના તરફ લોકોનું ધ્યાન એ રીતે અશોક પોતે ખેંચવા માગતો હતો. એ મળતાપણું જ ધર્મનો સાર છે, એમ લોકોએ સમજી લેવું જોઇએ: એવું કહેવાનો અશોકનો મુદ્દો છે. એ રીતે ધર્મનું આવશ્યક તત્ત્વ નક્કી થાય અને તેના ઉપર ભાર દઇને કહેવામાં આવે એટલે પછી લોકો તેને અમલમાં મુકવાને લગતી પોતાની પ્રથમ ફરજ સમજી જાય, અને તેના પરિણામમાં ધર્મની દીપ્તિ (**धंमस दीपना**) થાય, અને પાષંડો જગતનું કલ્યાણ સાધવાને મથે (**कल्याण–आगम**). પરંતુ અશોકે ધર્મના અનાવશ્યક તત્ત્વને અવગણ્યું હતું, એમ આથી સમજવાનું નથી. એ પ્રકારના ધર્મમાં કર્મકાંડનો અને અધ્યાત્મ-વિદ્યાનો સમાવેશ થાય છે, અને તે મનુષ્યની નીતિભાવનાને કે ધર્મભાવનાને પોષતો નથી તેટલો તેની બુદ્ધિને પોષે છે: એમ અશોક સારી પેઠે સમજતો હતો. લોકોએ એકબીજાના ધર્મને

સાંભળવો જોઇએ, એમ કહીને અશોક એમ પણ કહેવા માગે છે કે, જૂદાજૂદા પાષંડોની ઉપદેશાત્મક બાબતો પણ લોકોએ સાંભળવી અને વિચારવી જોઇએ. જૂદાજૂદા પાષંડોએ જૂદુંજૂદું તત્ત્વજ્ઞાન તથા પ્રકૃતિવર્ણન અને કર્મકાંડ વિકસાવ્યું હોય તેનો વિચાર કરવાની તથા તેમાંથી વિચારપૂર્વક પસંદગી કરવાની તક એ રીતે લોકોને મળે. તેના પરિણામમાં લોકો બહુશ્રુત થાય અને તેમાંથી પોતાની જ સંતોષકારક કર્મકાંડપદ્ધતિ તથા અધ્યાત્મવિદ્યા ઉપજાવી શકે. એ રીતે લોકો એકબીજાના ધર્મને સાંભળે તથા ધર્મનો સાર ગ્રહી લે તેમ જ તેનો અમલ કરવાની બાબતમાં ભાર દઇને આગ્રહ કરે અને જૂદાજૂદા પાષંડોની કર્મકાંડપદ્ધતિને તથા અધ્યાત્મવિદ્યાને કાળજીપૂર્વક ચાળી કાઢીને પોતાની જ નવીન પદ્ધતિ ઉપજાવી કાઢે ત્યારે અશોકને અતિપ્રિય થઇ પડેલી 'आत्म-पासंड-वढि' (પોતાના પાષંડની વૃદ્ધિ) તેઓ સાધી શકે. ટૂંકામાં કહેતાં, ધર્મના સારને જ અશોકે 'ધર્મ' કહ્યો છે. સર્વ ધર્મમાં એ સારને દેખવો અને તેને અમલમાં મુકવાને ગ્રહી લેવો, તથા પ્રકૃતિની અને મનુષ્યની વચ્ચે રહેલા સંબંધની બાબતમાં આપણે આપણો પોતાનો સિદ્ધાંત બાંધી શકીએ તેટલા માટે સર્વ ધર્મોના કર્મકાંડનો અને સર્વ ધર્મની અધ્યાત્મવિદ્યાનો તુલનાત્મક અભ્યાસ નિષ્પક્ષપાતથી અને ખોટી રીતે દોરવાઇ ગયા વગર કરવો : એ જ ઇ. સ. પૂર્વેની ત્રીજી સદીના રાજફિરસ્તા અશોકનો ઉપદેશ છે. એનો આ સંદેશો કેટલો ભવ્ય અને ખાત્રીકારક છે ! આજે પણ તે કેટલો અત્યાજ્ય છે ! આજની સૃષ્ટિના લોકો આ મહાપુરુષના બોધને અંતઃકરણપૂર્વક અનુસરે અને હિંદુધર્મનો તથા મુસલમાનધર્મનો તેમ જ ખ્રિસ્તી-ધર્મનો અને જરથોસ્તીધર્મનો તથા પ્રેતવિદ્યાનો પણ અભ્યાસ કરે તો તેમની આત્મિક તથા બુદ્ધિવિષયક સમૃદ્ધિ તથા ઉન્નતિ કેટલી બધી સધાય !

કયા અંતિમ હેતુથી ધર્મનું પાલન કરવું, એ જ્યાં સુધી આપણે ન જાણી લઇએ ત્યાં સુધી અશોકના ધર્મનું વર્ણન અધૂરૂં જ ગણાય. જે લોકો ધર્મને અનુસરે તે લોકોને છેવટે શું મળે? અશોકને પરલોકમાં શ્રદ્ધા હતી? આ સવાલના જવાબમાં તો 'હા' જ કહેવી પડે છે. તેણે પોતે જ અનેક પ્રસંગે આ લોકને પરલોકથી જૂદો ગણ્યો છે. દાખલા તરીકે, પોતાના ચોથા સ્તંભલેખમાં રજ્જુકોને ઉદ્દેશીને તેણે કહ્યું છે કે, તેમણે પ્રાંતોના લોકોના ઐહિક (**हिदत**) તથા પારલૌકિક (**पालत**) સુખને ઉત્તેજવું જોઇએ. વળી, ધવલીના અને યાવગઢના જૂદાજૂદા લેખો પૈકીના પહેલા લેખમાં પણ તે કહે છે કે, તેની પોતાની પ્રજા આ લોકના (**हिदलोकिक**) અને પરલોકના (**पाललोकिक**) હિતસુખને પામે, એવી તેની પોતાની ઇચ્છા છે. પણ ધર્મને અનુસરીને પરલોકમાં મનુષ્ય પોતે શું મેળવે? આ સવાલના જવાબમાં અશોક કહે છે કે, પરલોકમાં તે 'સ્વર્ગ'ને પામે. અશોકે પોતાના લેખોમાં નિદાન ત્રણ સ્થળે 'સ્વર્ગ'નો ઉલ્લેખ કરેલો છે. પોતાના છઠ્ઠા મુખ્ય શિલાલેખમાં અશોક કહે છે કે, તે પોતે જે કાંઇ પરાક્રમ કરે છે તે એવા હેતુથી કે, એથી લોકો સુખી થાય અને પરલોકમાં સ્વર્ગે પહોંચે. પોતાના પહેલા ગૌણ શિલાલેખમાં તે પોતાના સર્વ પ્રકારના અમલદારોને આગ્રહપૂર્વક કહે છે કે, તેની પોતાની પ્રજા સ્વર્ગને પામે તેટલા માટે તેમણે તનતોડ મહેનત કરવી જોઇએ. પોતાના નવમા મુખ્ય શિલાલેખમાં તો તે કાંઇક વધારે કહે છે. આપણે અગાઉ જોઇ ગયા છીએ કે, આ જ શિલાલેખમાં તેણે ધર્મમંગળનો ઉલ્લેખ કરેલો છે. એ શિલાલેખની બે નકલોમાં તે જણાવે છે કે, ધર્મને અનુસરવાથી સ્વર્ગને પમાય છે. એ જ લેખની ત્રણ નકલોમાં જૂદીજૂદી ભાષા વાપરીને તે એ જ વસ્તુ સમજાવે છે. તે કહે છે કે, " અહીંનું દરેક મંગળ સંશયવાળું છે. કદાચ તે એ હેતુને સફળ કરે, અને કદાચ તે આ લોકમાં ન રહે. પરંતુ આ ધર્મમંગળ કાળવશ નથી. તે એ હેતુને આ લોકમાં

સફળ કરવું નથી તો પણ પરલોકમાં તે અનંત પુણ્યને પ્રસવે છે.” અહીં અશોક એમ કહેવા માગે છે કે, ધર્મને અનુસરવાથી પરલોકમાં પુષ્કળ પુણ્ય પ્રસવે છે, અને તેથી કરીને મનુષ્ય સ્વર્ગને પામી શકે છે.

અશોકે પોતાના લેખોમાં જે ધર્મ ઉપદેશેલો છે તે એટલો બધો સાદો છે કે, વિદ્વાનો એ બાબતના વિચારમાં પડી ગયા છે. પોતાના ધર્મનો ઉપદેશ કરતી વેળાએ અશોક બૌદ્ધપંથી હતો, એ હકીકત ધ્યાનમાં લેતાં વિદ્વાનોને અશોકના ધર્મમાં કાંઇક વિરોધાભાસ થાય છે. દાખલા તરીકે, સ્વ. ફ્લીટ સાહેબ એમ માનતા કે, અશોકના શિલાલેખોમાં તથા સ્તંભલેખોમાં જે ધર્મનો ઉપદેશ કરવામાં આવેલો છે તે બૌદ્ધપંથનો ધર્મ ન હતો, પણ રાજધર્મ હતો.[1] પરંતુ આપણે તો અત્યાર સુધીમાં જોઇ લીધું છે કે, રાજ્યવ્યવસ્થા સારી રીતે જળવાય તેટલા માટે રાજાઓએ અને તેમના અધિકારીઓએ પાળવાના નિયમોના સંગ્રહ તરીકે અશોકના ‘ધર્મ’ને ન ઓળખાવી શકાય; પણ સાધુ જીવન ગાળવામાં સામાન્ય પ્રજાને મદદરૂપ થઇ પડે તેવા નિયમોના સંગ્રહને જ અશોકના ‘ધર્મ’ તરીકે આપણે ઓળખાવી શકીએ. વળી, બીજા એક લેખકે એવી દલીલ કરી છે કે, અશોકની ધર્મલિપિઓમાં વર્ણવેલો ધર્મ “બૌદ્ધપંથના અર્થમાં વર્ણવાયો નથી, પણ કોઇ પણ પંથના સૌ લોકોએ જે સામાન્ય ધાર્મિકતા અશોકની ઇચ્છાને અનુસરીને અમલમાં મુકવી જોઇએ તે સામાન્ય ધાર્મિકતાના અર્થમાં વર્ણવાયો છે.”[2] સ્વ. સ્મિથ સાહેબે પોતાના ગ્રંથમાં[3] એક સ્થળે કહ્યું છે કે, “ઉપદેશની શક્તિમાં અજબ શ્રદ્ધા રાખીને જે ધર્મનો ઉપદેશ અને પ્રચાર તેણે સતત કર્યો હતો તે ધર્મમાં કાંઇ ખાસ વિશિષ્ટતા ન હતી. કોઇ પંથના લોકો એમાંના એક ભાગની બાબતમાં નહિ તો બીજા ભાગની

---

૧. જ. રૉ. એ. સો., ૧૯૦૮., પૃ. ૪૯૧-૪૯૭

૨. જે. એમ. મૅકફેઇલકૃત “અશોક” (અંગ્રેજી ગ્રંથ), પૃ. ૪૮.

૩. “અશોક” (અંગ્રેજી ગ્રંથ), પૃ. ૫૯-૬૦.

બાબતમાં ખાસ ભાર દઇને કહે તો પણ તે સિદ્ધાંત મુખ્યતઃ સર્વ હિંદી ધર્મોની બાબતમાં સર્વસામાન્ય હતો." તેમ છતાં પણ અન્ય સ્થળે [1] તેણે કહ્યું છે કે, "ધર્મલિપિઓમાં વર્ણવેલો ધર્મ બૌદ્ધપંથથી રંગાવાથી –કહો કે, બૌદ્ધપંથના મૂળમાં રહેલા ( પણ હિંદુધર્મમાં ગૌણસ્થાન ભોગવતા ) નીતિવિચારથી તરબોળ થઇ જવાથી– સહજ બદલાએલો હિંદુધર્મ છે." આમાં તો વિરોધાભાસ થાય છે; કારણ કે, એક પ્રસંગે તેને અશોકના ધર્મમાં કાંઇ ખાસ બૌદ્ધતત્ત્વ લાગતું નથી ત્યારે બીજા પ્રસંગે એ જ ધર્મ બૌદ્ધનીતિ-વિચારથી તરબોળ થઇ ગએલો તેને લાગે છે. એવી જ રીતે એક સ્થળે સ્મિથ સાહેબ કહે છે કે, અશોકે સ્વર્ગની જે લાલચ બતાવી હતી તે "ઘણાખરા ગ્રંથોમાંના બૌદ્ધતત્ત્વજ્ઞાનની સાથે ભાગ્યે જ બંધ બેસે છે." તેમ છતાં પણ અન્યત્ર તેણે એવી ટીકા કરી છે કે, અશોકે પોતે પોતાની આશા પ્રદર્શિત કરી ન હતી તો પણ ઘણું કરીને તેને નિર્વાણ મેળવવાની આશા હતી.[2] પોતાનો ધર્મ બોધતી વેળાએ અશોક પોતે બૌદ્ધપંથી હતો તો પણ તેના ધર્મમાં કાંઇ વિશેષતા ન હતી તેમ જ કોમી તત્ત્વ પણ ન હતું : એમ કેમ બન્યું હશે ? ફ્લીટ અને સ્મિથ સાહેબના જેવા કેટલાક વિદ્વાનો એ બાબતની વિમાસણમાં પડી ગયા છે. પરંતુ સેનાર્ત સાહેબ એવા નથી નીવડયા. અશોકના 'ધર્મ'ની અને બૌદ્ધપંથના "ધંમ–પદ"ની વચ્ચે એમણે ઘણી સમાનતા જોઇ છે. એ કાળના બૌદ્ધપંથનું એવું સર્વાંશે સંપૂર્ણ ચિત્ર અશોકની ધર્મલિપિઓમાં આલેખાએલું છે કે, એ ધર્મરાજના સમય સુધી તો બૌદ્ધપંથ " અમુક ચુસ્ત નિયમોના ઉપર કે સૂક્ષ્મ સિદ્ધાંતોના ઉપર બીલકુલ ધ્યાન ન દેનારો તથા ઉપાસકના કે ભિક્ષુના તત્ત્વથી જરા પણ ન લદાએલો...... અને તેમ છતાં પણ સ્પષ્ટપણે ઉલ્લેખાએલા સૂત્ર વગરનો ચોખ્ખામાં

---

૧. " અશોક" (અંગ્રેજી પુસ્તક), પૃ. ૨૯–૩૦.

૨. " અશોક" (અંગ્રેજી પુસ્તક), પૃ. ૬૪—૬૫

ચોખ્ખો નીતિસિદ્ધાંત"[૧] હતો, એવો નિર્ણય આપણે કરી શકીએ છીએ: એમ સેનાર્ત સાહેબ કહે છે. પરંતુ ફ્રાંસના એ વિદ્વાને જે મળતાપણાનાં તત્ત્વો એમાં જોયાં છે તે પૈકીનાં માત્ર બે તત્ત્વો જ કાંઇક મહત્ત્વનાં છે. વળી, બૌદ્ધપંથના "**धंम-पद**"માં અને બ્રાહ્મણોના "મહાભારત"ના જેવા ગ્રંથોમાં પરસ્પર મળતાં આવતાં અનેક સૂત્રો જોવામાં આવે છે. "**धंम-पद**"ને ચોખ્ખેચોખ્ખું બૌદ્ધપુસ્તક માનવું કે કેમ? એ પણ શંકાસ્પદ છે. વળી, ઇ. સ. પૂર્વેની ત્રીજી સદીના મધ્યભાગ સુધી તો વિવિધ વિધિપૂર્વક પ્રાર્થનાની સિદ્ધિના પાયાના ઉપર બૌદ્ધપંથ રચાએલો નહિ, પણ નીતિધર્મની સિદ્ધિના પાયાના ઉપર તે રચાએલો: એવું જે અનુમાન અશોકની ધમલિપિઓના જ આધારે સેનાર્ત સાહેબે કરેલું છે તે અનુમાનને કોઇ પણ વિદ્વાને કબૂલ રાખ્યું નથી. અશોકના સમયના સમસ્ત બૌદ્ધપંથનું ચિત્ર તેની ધર્મલિપિઓમાં આલેખાએલું છે, એ માન્યતા જ ભૂલભરેલી છે. એ કાળના ધર્મના બે વિભાગ હતા:–(૧) ભિક્ષુઓનો અને ભિક્ષુકીઓનો ધર્મ; અને (૨) ગૃહસ્થાશ્રમીઓનો ધર્મ. અશોકે પોતાના ધર્મનો ઉપદેશ કર્યો તે વખતે તો તે પોતે ગૃહસ્થાશ્રમી જ હતો; અને જે લોકોને એ ધર્મનો ઉપદેશ તેણે કરેલો તે લોકો પણ ભિક્ષુજીવન ગાળતા ન હતા, પણ ગૃહસ્થાશ્રમીનું જીવન જ ગાળતા હતા. આથી કરીને, 'બૌદ્ધપંથમાંથી જ અશોકના ધર્મને પ્રોત્સાહન મળેલું કે કેમ?' એનો નિર્ણય કરવો હોય તો, 'સામાન્ય લોકોએ વાંચવાના અને વિચારવાના તથા પાળવાના કયા ધર્મપર્યાયો એ પંથમાં નિયત થએલા છે?' એ નક્કી કરવાની જરૂર રહે છે. બૌદ્ધ ઉપાસકોને માટે નિયત સૌથી વધારે મહત્ત્વનું સૂત્ર "**सिगालोवाद-सुत्त**" છે. બૌદ્ધસાહિત્યમાંના "**दीघनिकाय**"માં એ સૂત્રનો ઉલ્લેખ કરેલો છે. એ સૂત્ર એટલા બધા મહત્ત્વનું મનાયું

---

૧. ઇ. ઍ., ૧૮૯૧, પૃ. ૨૬૪—૨૬૫

છે કે, તેને '**गिहि-विनय**'(ગૃહસ્થાશ્રમીની સંસ્થા)[1] કહેવામાં આવે છે. બુદ્ધઘોષ કહે છે કે, ગૃહસ્થાશ્રમીના એકંદર ધર્મનો કોઇ પણ ભાગ આ સૂત્રમાં વર્ણવાયા વગર રહ્યો નથી. તેથી કરીને એ 'સુત્તંત'નું નામ '**गिहि-विनय**' (ગૃહસ્થાશ્રમીની સંસ્થા) છે. આવું હોઇને કોઇ મનુષ્ય તેને સાંભળીને તેમાં કરેલા ઉપદેશને અમલમાં મુકે તો તેની અવનતિ ન થતાં ઉન્નતિ જ થાય." અલબત્ત, ઉપાસકના દષ્ટિબિંદુથી ઉક્ત સૂત્રને આટલું બધું મહત્ત્વ અપાએલું છે. એ સૂત્રનો સારાંશ આવો છેઃ— રાજગૃહમાંના વાંસના વનમાં બુદ્ધ ભગવાન એક પ્રસંગે નિવાસ કરતા હતા. નિયમાનુસાર ભિક્ષા માગવાને તે પોતે નીકળ્યા હશે તેવામાં કોઇ ગૃહસ્થાશ્રમીના પુત્ર 'સિગાલ'ને તેમણે જોયો. તેના વાળ ભીના હતા, અને તેનાં કપડાં પણ ભીનાં હતાં. પોતાના બે હાથને જોડીને ઊંચા કરીને તે છ દિશાને (પૃથ્વીની આસપાસની ચાર દિશાઓ, પૃથ્વીની પોતાની એક દિશા અને આકાશની એક દિશા, એમ છ દિશાને) નમસ્કારપૂર્વક પૂજતો હતો. એમ કરવાનો હેતુ બુદ્ધ ભગવાને સિગાલને પૂછયો ત્યારે સિગાલે એવો જવાબ આપ્યો કે, 'મારા પિતાના વચનને પવિત્ર ગણીને હું આ પૂજા કરૂં છું.' પરંતુ બુદ્ધ ભગવાને તેને કહ્યું કે, 'આર્યધર્મમાં તો આવી રીતે છ દિશાની પૂજા કરવાની નથી.' 'તો પછી કેવી રીતે એ દિશાઓની પૂજા કરવી જોઇએ, એ આપ મહેરબાનીથી સમજાવો' એવી વીનતી સિગાલે બુદ્ધ ભગવાનને કરી ત્યારે બુદ્ધ ભગવાને વિસ્તારપૂર્વક કહ્યું કે, 'પોતાની આસપાસના લોકોને ઉદ્દેશીને સત્કર્મ કરવાં, એ જ દિશાઓની પૂજાને માટેનો ઉત્તમોત્તમ માર્ગ છે.' તેમણે પોતાના ઉપદેશનો સારાંશ થોડીક ગાથાઓમાં સમાવેલો છે.[2] તે પૈકીની પહેલી ગાથાનો અર્થ આવો છેઃ—

"માતા અને પિતા પૂર્વદિશાએ છે; ગુરુઓ દક્ષિણદિશાએ છે;

---

૧. જ. રૉ. એ. સો., ૧૯૧૫, પૃ. ૮૦૯

૨. ટી. ડબલ્યુ. હ્રાઇસ ડેવિડ્ઝકૃત "બુદ્ધીઝમ" (બૌદ્ધપંથ), પૃ. ૧૪૩-૧૪૪.; સે. બુ. ઇ., પુ. ૪, પૃ. ૧૭૩ અને આગળ.

પત્ની અને સંતાનો પશ્ચિમદિશાએ છે; અને મિત્રો તથા સગાંસંબંધી ઉત્તરદિશાએ છે; નોકરો અને મજુરો પૃથ્વીની દિશાએ છે; અને બ્રાહ્મણ તથા ભિક્ષુ આકાશની દિશાએ છે. પચાસ વર્ષની ઉમ્મર થાય ત્યાં સુધી ગૃહસ્થાશ્રમી ગણાતા પુરુષે ઉક્ત દિશાઓને પૂજવી જોઈએ. ”

ઉક્ત ગાથાઓનો વિચાર કરનાર વાચક પણ એટલું તો જોઈ શકે છે કે, પોતાની પ્રજાના મનમાં જે આચારશ્રેણીને ઠસાવતાં અશોક કદિ થાકતો નથી તેજ આચારશ્રેણી એ ગાથાઓમાં ગ્રથવામાં આવેલી છે. માતાપિતાની સેવા; ગુરુનું માન; મિત્રોની તથા સંબંધીઓની અને સગાંની તેમ જ બ્રાહ્મણોની અને શ્રમણની સાથે ઉદાર અને યોગ્ય વર્તણુક; તથા દાસોની અને નોકરોની સાથે યોગ્ય વર્તણુક: એ જ આચારશ્રેણીને ઉદ્દેશીને અશોકે ભાર દઈને કહેલું છે; અને સિગાલ પોતે સારો અને સદ્‌ગુણી ગૃહસ્થાશ્રમી થાય તેટલા માટે બુદ્ધ ભગવાને પણ આ જાતની આચારશ્રેણીને ઉદ્દેશીને આગ્રહપૂર્વક ઉપદેશ કરેલો છે. જૈન લોકોનો સંપ્રદાય તથા આજીવકોનો સંપ્રદાય અને એવા બીજા સંપ્રદાયો જે તત્ત્વને કબૂલ ન રાખે એવું કાંઈ પણ તત્ત્વ અશોકની ધર્મસ્મૃતિમાં જોવામાં આવતું નથી. બૌદ્ધપંથના ઉપાસકોને માટે યોજાએલા “ **सिगालोवाद-सुत्त** ”માં[૧] ઉક્ત ફરજો જ કેંદ્રીભૂત અને ઉદ્દિષ્ટ છે. આથી કરીને આપણે એવો જ નિર્ણય કરી શકીએ છીએ કે, અશોકના ધર્મનો મૂળ પાયો એમાં જ રહેલો છે, અને તેમાંથી જ અશોકને પ્રોત્સાહન મળેલું હતું. હજી વધારાની સાબીતી જોઈતી હોય તો બૌદ્ધપંથમાંના “**महामंगल-सुत्त**”-માંથી તે મેળવી લેવી. બૌદ્ધપંથમાં “**सिगालोवाद-सुत्त**”ને જે મહત્ત્વ અપાય છે તેનાથી ઊતરતું મહત્ત્વ “**महामंगल-सुत्त**”ને અપાય છે. એ સૂત્ર “**सुत्तनिपात**” માં જોવામાં આવે છે. તેમાં અમુકઅમુક ફરજો ગણાવેલી છે; અને એ ફરજો અદા કર્યાથી

---

૧. બીજાં કેટલાંક બૌદ્ધસૂત્રોમાં પણ આવા જ નીતિનિયમો ગણાવવામાં આવેલા છે; જુઓ “अंगुत्तरनिकाय,” ૩, ૭૬-૭૮.

ઉપાસકનું વધારેમાં વધારે 'મંગળ' થાય છે, એમ એમાં જણાવેલું છે. ધર્મક્રિયાના અર્થવાળો આ 'મંગળ' શબ્દ અશોકના નવમા મુખ્ય શિલાલેખમાં 'ધર્મનું પાલન મહાફળ આપનારું મંગળ છે' એ અર્થ-વાળા 'ધર્મમંગળ' શબ્દની યાદ આપે છે; અને તેથી કરીને આપણી ખાત્રી થાય છે કે, બૌદ્ધપંથના ઉક્ત **"महामंगल-सुत्त"**માંથી જ અશોકને પોતાની એ વિચારસંકલના અને શબ્દયોજના સૂઝી આવી હતી. અશોકની ધર્મલિપિઓમાં ગણાવવામાં આવેલી ફરજો પણ **"महामंगल-सुत्त"**માં ગણાવવામાં આવેલી ફરજોને ઘણા અંશે મળતી આવે છે. ઉક્ત સૂત્રમાં આ મહામંગળોને ગણાવવામાં આવેલાં છેઃ-"પિતાની અને માતાની સેવા; પત્નીનું અને સંતાનોનું પાલન; દાન; સગાંસંબંધીની સંભાળ; પાપ ન કરવું તે; શ્રમણોનો સમાગમ; અને યોગ્ય ઋતુમાં ધર્મપ્રવચન."[1] ધર્મના પેટામાં અશોકે ગણાવેલા સદ્ગુણો પૈકીના ઘણાખરા સદ્ગુણો તેમ જ તેણે ગણાવેલી ફરજો પૈકીની ઘણીખરી ફરજો ઉક્ત સૂત્રમાં જોવામાં આવે છે. વળી, આપણે એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે, સામાન્ય મંગળની અને ધર્મમંગળની વચ્ચે રહેલો ભેદ અશોકે બતાવેલો છે તેવી જ રીતે સાધારણ દાનની અને ધર્મદાનની વચ્ચે રહેલો ભેદ પણ તેણે સમજાવેલો છે; અને ધર્મદાન સામાન્ય દાનથી અસાધારણ ચઢિયાતું છે, એમ તેણે વર્ણવ્યું છે. સેનાર્ત સાહેબે બતાવી આપ્યું છે[2] તેમ, **"सव्व दानं धंमदानं जिनाति"** (ધર્મદાન સર્વ દાનોને ટપી જાય છે), એવું વાક્ય **"धंम-पद"**માં છે તેને અનુસરીને જ અશોકે **'धंम-दान'**ની યોજના કરેલી હોવી જોઇએ. પરંતુ **"महामंगल-सुत्त"**માં સદ્ગુણો અને ફરજો ગણાવ્યાં છે તેમ અહીં ગણાવાયાં નથી.

અશોક પોતે બૌદ્ધપંથનો માત્ર ઉપાસક હતો, અને તે ગૃહસ્થાશ્રમીને ઉપદેશ કરતો હતો, અને બૌદ્ધપંથે ઉપાસકોને માટે

૧. સે. બુ. ઇ., પુ. ૧૦ (ભા. ૨), પૃ. ૪૩.

૨. ઇ. ઍ., ૧૮૯૧, પૃ. ૨૬૨.

ઠરાવી આપેલાં તત્ત્વોના આધારે જ તે પોતાનો ઉપદેશ કરતો હતો: એટલું આપણે સમજી લઇએ તો પછી, તે પોતાના લેખોમાં 'નિર્વાણ'નો અથવા 'અષ્ટાંગિક માર્ગ'નો ઉલ્લેખ કરતો નથી, પણ 'સ્વર્ગ'નો ઉલ્લેખ કરે છે અને ધર્મના પરિણામમાં પરલોકમાં મેળવવાના બદલા તરીકે સ્વર્ગને ગણે છે: એ જોઇને આપણને નવાઇ લાગવી જોઇએ નહિ. બૌદ્ધપંથમાં કહ્યું છે તેમ, સ્વર્ગનો અને નર્કનો સિદ્ધાંત તો ખાસ કરીને ઉપાસકોનો ધર્મ છે, અને સર્વોત્તમ સિદ્ધિ તથા નિર્વાણનો આદર્શ તો ભિક્ષુઓનો જ વિષય છે. બુદ્ધ ભગવાનનું મત એવું જ હતું. અનેક પ્રસંગે બુદ્ધ ભગવાને જણાવ્યું છે કે, ધર્મિષ્ઠ ગૃહસ્થાશ્રમી પરલોકમાં સ્વર્ગોમાંના એક સ્વર્ગમાં દેવ તરીકે જન્મ લે છે.[૧] આવું હોવાથી, આ લોકમાં ધર્મિષ્ઠ જીવન ગાળ્યું હોય તેના સારાંશરૂપ સરવાળા તરીકે 'સ્વર્ગ'ને અશોક ગણે છે તેથી કાંઇ નવાઇ પામવાની નથી. ખાસ કરીને બૌદ્ધપંથમાં જ 'સ્વર્ગ'ની માન્યતા જોવામાં આવે છે, એમ કાંઇ નથી. અનેક ધર્મોમાં એ માન્યતા પ્રચલિત હતી અને છે. ખરેખરો સવાલ તો એ ઊભો થાય છે કે, બૌદ્ધસાહિત્યમાં જે પ્રકારના સ્વર્ગનું વર્ણન કરવામાં આવેલું તે પ્રકારના સ્વર્ગને અશોક પોતે માનતો હતો કે કેમ? પોતાના ચોથા મુખ્ય શિલાલેખમાં તે કહે છે કે, "પણ હવે દેવોને લાડકા પ્રિયદર્શી રાજાના ધર્માચરણના પરિણામમાં લોકોને વિમાનનાં દર્શન, હાથીઓનાં દર્શન, અગ્નિસંચય અને બીજાં દિવ્યરૂપ બતાવાયા પછી ઢોલનો અવાજ ધર્મનો અવાજ બન્યો છે." અહીં તે એમ કહેવા માગે છે કે, ધર્મનો ઘોષ કરવાના કામે જ તે ઢોલનો ઉપયોગ કરે છે. લડાઇ થવાની હોય કે પ્રજાને કાંઇ જાહેર કરવું હોય ત્યારે હંમેશાં પ્રથમ તો ઢોલ વગાડવામાં આવે છે. પરંતુ તેણે પોતે ધર્માચરણ શરૂ કર્યું ત્યારથી એ પ્રથા બંધ પડી. લડાઇ કરવાના હેતુથી ઢોલ વગાડવામાં આવતું નહિ, પણ લોકો આવીને

---

૧. "મજ્ઝિમનિકાય", ૧, ૨૮૯ અને ૩૮૮.

અમુક દેખાવો જુએ તેટલા માટે તે વગાડવામાં આવતું: એમ તે કહે છે; અને ધર્મને ઉત્પન્ન કરીને વિકસાવનારા એ દેખાવો હોવાથી તે એવા ઢોલને ધર્મઘોષ કરનારા ઢોલ તરીકે વર્ણવે છે. પણ અશોક પોતાની પ્રજાને કયા દેખાવોનું પ્રદર્શન કરતો હતો? વિમાનો તથા હાથીઓ અને અગ્નિના ઓઘ તથા એવાં બીજાં પ્રદર્શન તે પોતાની પ્રજાને કરતો હતો, એ દેખીતું છે. પાલિભાષાના સાહિત્યમાં "**विमानवत्थु**" નામક ગ્રંથ છે તેમાંથી ઉક્ત શબ્દોના ખરા અર્થનો ખુલાસો મળે છે. ધર્મિષ્ઠ માણસને જે અનેક પ્રકારના બદલા પરલોકમાં મળી શકે છે તે અનેક પ્રકારના બદલાનું વર્ણન એ ગ્રંથમાં કરેલું છે. તેને પોતાની યોગ્યતાના પ્રમાણમાં એક પ્રકારનું કે બીજા પ્રકારનું દેવત્વ મળે છે. ઉક્ત અનેક પ્રકારના બદલા પૈકીનો એક બદલો તો '**विमान**' છે. સ્તંભોના આધારે રહેતો એ મહેલ પરમસુખના કેંદ્ર તરીકે મનાયો છે, અને તેનો દૈવી માલીક પોતાની મરજીમાં આવે તેમ તેનું હલન–ચલન કરી શકે છે. '**हस्तिन्**' (હાથી) બીજા પ્રકારનો બદલો છે. એ હાથી સારી રીતે શણગારાએલો તેમ જ તદ્દન સફેદ અને આકાશગામી હોય છે. વળી, "**विमानवत्थु**"માં એવું વર્ણન પણ કરેલું છે કે, ઘણાખરા દેવોનો ચહેરો વીજળીની માફક કે તારાની માફક કે અગ્નિની માફક પ્રકાશિત હોય છે. અશોક પોતાની પ્રજાને અગ્નિસંચય (**अग्निस्कंध** કે **ज्योति स्कंध**) કેવી રીતે બતાવતો, એનું અનુમાન આના આધારે આપણે કરી શકીએ છીએ. ધર્મિષ્ઠ મનુષ્યો પરલોકમાં દેવત્વને પામે છે ત્યારે તેમના શરીરમાંથી કેવા પ્રકારનો અગ્નિપ્રકાશ વછૂટે છે, એ પોતાની પ્રજાને અશોક બતાવતો હશે, એમ કહી શકાય છે. હિંદુ લોકો તે કાળે એમ માનતા –અને આજે પણ તેઓ એમ માને છે–કે, સ્વર્ગમાંના દેવોનું જીવન મર્યાદિત હોય છે. પોતાનાં સત્કર્મોના પુણ્યના પ્રમાણમાં મનુષ્ય

સ્વર્ગની જીંદગી ભોગવે છે, એમ હિંદુ લોકો માને છે. પરંતુ ધર્મિષ્ઠ મનુષ્યને કેવી જાતનાં સ્વર્ગાવાસ અને સ્વર્ગીય વિમાન મળે છે, એનું જ વર્ણન બૌદ્ધપંથની માન્યતાને અનુસરીને "**વિમાનવત્થુ**"-માં કરેલું છે. વાંચનારા અને સાંભળનારા લોકો આ લોકમાં શુદ્ધ અને સાત્વિક જીવન ગાળવાને પ્રેરાય તેમ જ પોતાની ધાર્મિક ફરજોને અદા કરવામાં ઉત્સાહ રાખવાને પ્રેરાય, એ હેતુથી જ "**વિમાનવત્થુ**"માં ઉક્ત બાબતોના સંબંધમાં ભાર દઇને કહેવામાં આવેલું છે. પોતાની પ્રજામાં ધર્મપરાયણતાનો વિકાસ કરનારાં કારણો તરીકે 'વિમાનો'ને તેમ જ 'હાથીઓ'ને અને 'અગ્નિસ્કંધો'ને અશોકે ગણાવ્યા છે તેથી કરીને એમ જ સાબીત થાય છે કે, જે 'સ્વર્ગ'ને તે માનતો હતો -અને જે 'સ્વર્ગ'નો ઉલ્લેખ પોતાના રાજ-કાળના બારમા વર્ષમાં તેણે પોતે કરેલો છે -તે સ્વર્ગ બાૌદ્ધપંથના સાહિત્યમાં જણાવેલું સ્વર્ગ જ હતું.

ઉપલી વિચારપરંપરાથી વાચકની એટલી તો ખાત્રી થઇ જ હશે કે, અશોક પોતાની ધર્મલિપિઓમાં પોતે દર્શાવેલા ધર્મનો ઉપદેશ કરતો હતો તે વખતે બાૌદ્ધપંથી હતો, અને બૌદ્ધપંથમાંથી જ તેને પોતાના ધર્મની બાબતમાં પ્રેરણા મળેલી હતી. પરંતુ હવે કોઇ વાચક એમ પૂછશે કે, 'આ સર્વને માટે તે માત્ર બૌદ્ધપંથનો જ આભારી હતો? બીજા કોઇ ધર્મમાંથી વિચારની પ્રેરણા મેળવીને તે વિચારોને તેણે પોતાના જ કરી લીધેલા કે કેમ?' લોકો ધર્મને ઉદ્ધરે અને પોતે બહુશ્રુત થાય તેટલા માટે તેમણે એકબીજાના ધર્મને સાંભળવો જોઇએ: એવી સલાહ તેણે પોતે જ લોકોને આપેલી છે. જેનો અમલ કરવાનો ઉપદેશ પારકાને તે કરતો તેનો અમલ તે પોતે પણ કરતો હોવો જોઇએ. બૌદ્ધપંથી ન ગણાય-પરંતુ બીજા કોઇ સંપ્રદાયમાંથી લીધેલાં ગણાય— એવાં તત્ત્વો અશોકના પોતાના ધર્મમાં કે તેની પોતાની વર્તણૂકમાં જોવામાં આવે છે કે કેમ? અમુકઅમુક કામ ન કરવાં, એવી મતલબનો જે ઉપદેશ અશોકે કરેલો છે તેનો વિચાર કાળજીપૂર્વક કરનારા વાચકને

'**आसिनव**' શબ્દની વિચિત્રતા ધ્યાનમાં આવ્યા વગર નહિ જ રહે. એ '**आसिनव**'ને ઉત્પન્ન કરનારા જે દુર્ગુણો તેણે ગણાવેલા છે તે પણ વાચકને વિચારમાં ગરકાવ કરશે. એ '**आसिनव**' શબ્દ કયી જાતનો છે? એની વ્યુત્પત્તિ શી? અશોકના ત્રીજા મુખ્ય સ્તંભલેખમાં '**पाप**' શબ્દની **સાથે** સાથે જ તેની ગણના કરવામાં આવેલી છે, અને દસમા મુખ્ય શિલાલેખમાં 'અપુણ્ય'ના અર્થવાળો '**पलिसवे**' શબ્દ વપરાએલો જોવામાં આવે છે. આથી કરીને પ્રથમ દર્શને એમ જણાય છે કે, અશોકે જે '**आसिनव**' શબ્દ વાપર્યો છે તે બૌદ્ધસાહિત્યમાંનો એ જ અર્થવાળો '**आसव**' (=**आस्रव**) શબ્દ જ હોવો જોઇએ. પરંતુ બૌદ્ધસાહિત્યમાં ત્રણ પ્રકારના '**आसव**' ગણાવેલા છેઃ—(૧) **कामासव** (રતિનો આનંદ); (૨) **भावासव** (અસ્તિત્વનો પ્રેમ); અને (૩) **अविज्जासव** (અવિદ્યાની અશુદ્ધિ). કોઇક પ્રસંગે **दिट्ठासव** (વિધર્મીપણું) નામક ચોથો **आसव** પણ આમાં ઉમેરવામાં આવે છે. પરંતુ અશોકે પાંચ પ્રકારના **आसिनव** ગણાવેલા છે; અને તે પણ તદ્દન જુદા જ પ્રકારના છે. આપણે પ્રથમ જોઇ ગયા છીએ તેમ, 'છંદ; નિષ્ઠુરતા; ક્રોધ; માન અને ઈર્ષા': એ પાંચ **आसिनव** અશોકે ગણાવેલા છે. આથી કરીને આપણે એવો નિશ્ચય કરી શકીએ છીએ કે, અશોક પોતે બૌદ્ધપંથી હતો તો પણ— અને **आसव** તથા **आसिनव** દેખીતી રીતે એક જ છે તો પણ —બૌદ્ધપંથી '**आसव**'-ને તે અનુસર્યો નથી. આમ છે તો પછી તેણે પોતાના '**आसिनव**'નો વિચાર શેમાંથી મેળવ્યો હશે? બ્યુહલર સાહેબે કહ્યું છે કે, "'જૈનસાહિત્યમાં '**अण्हय**' શબ્દ છે તે '**आसिनव**'ને બરાબર મળતો આવે છે, અને '**आसिनव**' શબ્દની માફક '**अण्हय**' શબ્દ પણ '**आस्नु**' ધાતુમાંથી વ્યુત્પન્ન થએલો છે."[૧] વધારામાં તે કહે છે કે, "'**आसिनव**' ને લગતો પિયદસિનો સિદ્ધાંત બૌદ્ધસાહિત્યમાંના ત્રણ પ્રકારના કે ચાર પ્રકારના '**आसव**'-

---

૧. એ. ઇ., પુ. ૨, પૃ. ૨૫૦.

ને લગતા સિદ્ધાંતને મળતો આવતો નથી, પણ જૈનસાહિત્યમાંના '**अण्हय**'ને લગતા સિદ્ધાંતને વધારે મળતો આવે છે. જીવોની હિંસા; જૂઠાણું; ચોરી; શિયળનો અભાવ; અને ઐહિક વસ્તુઓનો મોહ: એ સૌનો સમાવેશ '**अण्हय**'માં કરવામાં આવે છે." વ્યુત્પત્તિના દૃષ્ટિબિંદુથી જોતાં અશોકનો '**आसिनव**' શબ્દ જૈનસાહિત્યમાંના '**अण्हय**' શબ્દને વધારે મળતો આવે છે, પણ બૌદ્ધસાહિત્યમાંના '**आस्रव**' શબ્દને ઓછો જ મળતો આવે છે: એટલું બ્યુહ્‌લર સાહેબનું કથન બરાબર લાગે છે; પણ અશોકે ગણાવેલા '**आसिनव**' જૈનસાહિત્યમાંના '**अण्हय**'ને વધારે મળતા આવે છે, એમ બ્યુહ્‌લર સાહેબ શાથી કહે છે: એ બરાબર સમજાતું નથી. પરંતુ બ્યુહ્‌લર સાહેબની માન્યતા ખોટી છે, એમ સમજવાનું નથી. એમણે આપેલો પુરાવો એમના પોતાના મંતવ્યને ટેકો આપી શકતો નથી, એટલી જ ખામી એમાં રહેલી છે. અહીં આપણે તો એટલું જ ધ્યાનમાં રાખવાનું છે કે, પોતાના ત્રીજા મુખ્ય સ્તંભલેખમાં અશોકે '**पाप**'-નો પણ ઉલ્લેખ કરેલો છે- અને તે પણ '**आसिनव**'ની સાથે-સાથે જ- અને એ બંનેથી દૂર રહેવાની બાબતમાં આપણને તેણે બોધ આપેલો છે. શ્રીયુત દે. રા. ભાંડારકરનું મંતવ્ય એવું છે કે, બૌદ્ધપંથની મનોધર્મવિદ્યાના દૃષ્ટિબિંદુથી જોતાં, '**पाप**' અને '**आसिनव**' (**आस्रव**) શબ્દ એકબીજાની સાથેસાથે વપરાતા નથી, અને તેમની વચ્ચેનો ફરક પણ બતાવવામાં આવતો નથી. પરંતુ જૈનપંથના તત્ત્વજ્ઞાનમાં આવી જાતનો ભેદ દર્શાવવામાં આવે છે, એ જૈનસાહિત્યનો અભ્યાસી સારી રીતે જાણે છે. જૈન-સાહિત્યમાં અઢાર પ્રકારનાં '**पाप**' ગણાવેલાં છે, અને બેતાળીસ પ્રકારના '**आस्रव**' પણ ગણાવેલા છે.[1] એ બે પ્રકારની યાદીઓમાં

---

૧. મિસિસ સ્ટીવન્સન કૃત "હાર્ટ ઑફ જૈનીઝમ" (જૈનપંથનું હાર્દ), પૃ. ૩૦૨ અને આગળ તથા પૃ. ૩૦૫ અને આગળ. "**पाप**"ની અને '**आस्रव**'ની આવી તુલનાત્મક ગણના બૌદ્ધસાહિત્યમાં જોવામાં આવતી નથી.

'**कषाय**' નામક ચાર દુર્ગુણુ સામાન્ય છે. તેમાંના બે દુર્ગુણુનાં નામ '**क्रोध**' અને '**मान**' છે.[1] અશોકે પણુ એ જ દુર્ગુણો ગણાવેલા છે, એ આપણે જાણીએ છીએ. વળી, અશોકે '**इस्या**' વાપરેલો છે તે જૈનસાહિત્યમાંની પાપની યાદીમાં '**ईर्ष्या**' અથવા '**द्वेष**' તરીકે દેખાં દે છે. માત્ર અશોકના '**चंडिये**'નો અને '**निथुलिये**'નો પત્તો કોઇ ઠેકાણે લાગતો નથી. તેમ છતાં પણુ '**आस्रव**' માં જે '**हिंसा**' શબ્દ વપરાયો છે તેમાં એ બે દુર્ગુણોનો સમાવેશ થઇ જાય છે, એમ આપણે કહી શકીએ. '**पाप**'-ની અને '**आसिनव**' (**आस्रव**)ની વચ્ચેનો ભેદ બતાવવામાં આવેલો છે, અને જૈનસાહિત્યમાંના નિદાન ત્રણ દુર્ગુણોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે: એ હકીકત ધ્યાનમાં લેતાં કોઇ પણ વાચકની એટલી તો ખાત્રી થશે કે, જૈનપંથમાંના કેટલાક મનોવિચારો અશોકે ઘણું કરીને લીધેલા અને પોતાના જ કરી લીધેલા. વળી, એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે, શરૂઆતના જૈનસાહિત્યમાં માત્ર '**अणहय**' શબ્દ જ જોવામાં નથી આવતો, પણ '**आसव**' અને '**परिस्सव**' શબ્દ પણ જોવામાં આવે છે;[2] અને એ બધા શબ્દોનો અર્થ એકસરખો જ થાય છે. વળી, '**अणहय**'ને મળતો —અને '**अणहय**'નું પ્રાચીનતર રૂપ દર્શાવતો —'**आसिनव**' શબ્દ અશોકે વાપર્યો છે એટલું જ નહિ, પણ '**परिस्सव**'ને મળતો જ '**परिस्रव**' શબ્દ પણ તેણે વાપર્યો છે: એ હકીકતની સાથે

---

૧. બૌદ્ધપંથમાં આમાંના કેટલાક દુર્ગુણો ગણાવેલા છે; પણ તેમનો સમાવેશ '**आसव**'માં કે '**पाप**' માં નથી થતો, પણ '**किलेस**'માં થાય છે.

૨. બૌદ્ધસાહિત્યમાં પણ આ બે શબ્દો જોવામાં આવે છે. પણ જૈનસાહિત્યમાં અશોકના '**आसिनव**' શબ્દને મળતો જે '**अणहय**' શબ્દ છે તેને મળતો કોઇ પણ શબ્દ બૌદ્ધસાહિત્યમાંથી મળી આવતો નથી. બૌદ્ધસાહિત્યમાં '**आदीनव**' શબ્દ જોવામાં આવે છે તે '**आसिनव**' શબ્દના બદલામાં ભૂલથી વપરાયો હશે?

પણ ઉપલી હકીકતનો મેળ બેસે છે. આ બધી ચર્ચાના આધારે આપણે એટલું સમજી શકીએ છીએ કે, અશોક પોતે બૌદ્ધપંથનો સાચો અનુયાયી હતો તો પણ તે એટલો ઉદાર દિલનો હતો કે, જૈન-પંથના જેવા અન્ય પંથોનો અભ્યાસ પણ તેણે કર્યો હતો, અને એ પંથમાંનાં જે તત્ત્વો તેને પોતાને અનુકૂળ લાગેલાં તે તત્ત્વોનો ઉપયોગ પોતાના કામે તેણે કરેલો હતો. જૂદાજૂદા પ્રકારના જીવને ઉદ્દેશીને તેણે જે શબ્દો વાપર્યા છે તેમનો વિચાર કરતાં પણ આવો જ નિર્ણય થઇ શકે છે. તેણે '**जीव**' તથા '**पाण**' તેમ જ '**भूत**' અને '**जात**' શબ્દ એ અર્થે વાપરેલા છે. જૈનસાહિત્યમાંના "**आचारंगसुत्त**" માં[1] વપરાએલા '**पाणा**' તથા '**भूया**' તેમ જ '**जीवा**' અને '**सत्ता**' શબ્દ આથી આપણને યાદ નથી આવતા શું? અલબત્ત, એમ કહી શકાય કે, તેણે કોઈ પણ પ્રસંગે આ બધા શબ્દો ભેગા નથી વાપર્યા; અને તેથી કરીને તેમની વચ્ચેનો ભેદ બતાવવાનો તેનો ઇરાદો નહિ હોય. પરંતુ પોતાના નીતિનિયમો ગણાવતાં '**अनारंभो प्राणानं**" અને '**अविहिसा भूतानं**' વાક્ય વાપરીને અશોકે નિદાન '**भूत**'ની અને '**प्राण**'ની વચ્ચેનો ભેદ બતાવેલો છે, એની ના તો કોઇથી ન કહી શકાય. બૌદ્ધસાહિત્યમાં કોઇ પણ સ્થળે '**प्राण**'ની અને '**भूत**'ની વચ્ચેનો ભેદ જણાવેલો નથી; પણ જૈનસાહિત્યમાં તો એ બન્નેની વચ્ચેનો ભેદ બતાવેલો છે એટલું જ નહિ, પણ '**जीव**' શબ્દથી અને '**सत्त**' શબ્દથી એ બન્ને શબ્દોને જૂદા ગણેલા છે.

અહીં હવે એવો સવાલ ઉપસ્થિત થાય છે કે, બીજા પંથોની પ્રત્યેનું અશોકનું વલણ કેવા પ્રકારનું હતું? આપણે અગાઉ જોઇ ગયા છીએ તેમ, પોતાના સાતમા મુખ્ય શિલાલેખમાં અશોક એમ કબૂલ કરે છે કે, સર્વ પાખંડો સંયમ અને ભાવશુદ્ધિ ઇચ્છે છે; અને તેના પોતાના રાજ્યમાં ગમે ત્યાં તેઓ વસે, એમ પણ તે

---

૧. સે. બુ. ઇ., પુ. ૨૨, પૃ ૩૬ અને ટીકા ૧.

ઇચ્છે છે. પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં આ બાબતનું સ્પષ્ટીકરણ તેણે કરેલું છે. તેણે કહ્યું છે કે, જે ધર્મનો ઉપદેશ તે પોતે કરે છે તે ઉક્ત પાષંડોએ ઉપદેશેલો જ ધર્મ છે. પોતાના બારમા મુખ્ય શિલાલેખમાં તે વધારામાં એમ પણ કહે છે કે, બધા લોકોએ એકબીજાના ધર્મને સાંભળવો, અને તે રીતે તેના સારની વૃદ્ધિ કરવી. તેના ધર્મમાં મુખ્યતઃ બૌદ્ધતત્ત્વ વિશેષ છે તો પણ (ઉપર આપણે જણાવી ગયા તેમ) તેમાં જૈનપંથના જેવા બીજા પંથોનું તત્ત્વ પણ જોવામાં આવે છે; એ જ એમ બતાવી આપે છે કે, અશોક જે લખતો તે જ કહેવા માગતો હતો. વિવિધ પંથોની પ્રત્યે તેના મનની વૃત્તિ આવા પ્રકારની છે તો પછી, સર્વ પંથોના ભિક્ષુઓની અને ગૃહસ્થાશ્રમીઓની વચ્ચે ભેદ પાડયા વિના સૌને તે દાનથી અને બહુમાનથી નવાજતો, એમ તે પોતે કહે છે તે માની શકાય તેમ છે. આપણી આ માન્યતાને બીજી રીતે પણ પુષ્ટિ મળે છે. બ્રાહ્મણોને અને શ્રમણોને –એટલે કે, બૌદ્ધપંથ સિવાયના બીજા અબ્રાહ્મણ પંથોના લોકોને જ નહિ, પણ સર્વ બ્રાહ્મણ પંથોના લોકોને –બહુમાન અને દાન આપવાં, એ ધર્મનું એક અંગ છે: એમ તે ગણતો હતો. સર્વે પંથોના લોકોનું –માત્ર બૌદ્ધસંઘનું જ નહિ, પણ નિગ્રંથોનું તેમ જ બ્રાહ્મણ આજીવકોનું, અને એવા બીજા સૌનું– ભૌતિક તેમ જ અધ્યાત્મિક સુખ વધારવું: એવો હુકમ પોતાના ધર્મમહામાત્રોને પણ તેણે કર્યો હતો. સર્વે પંથોની પ્રત્યેની તેની અત્યંત સહિષ્ણુ વૃત્તિની સાથે (પોતાના પહેલા મુખ્ય શિલાલેખમાં તેણે કહ્યું છે તેમ) પ્રાણીઓના વધની તેણે કરેલી બંધીનો મેળ માત્ર દેખીતી રીતે બેસતો નથી. આ બાબતમાં એમ કહેવામાં આવ્યું છે કે, બ્રાહ્મણોને ઉદ્દેશીને ઉક્ત પ્રકારનું પગલું તેણે ભરેલું હતું; અને તેના પહેલા ગૌણ શિલાલેખમાંનો એક ફકરો આ કથનને પુષ્ટિ આપે છે. પરંતુ એ ફકરામાં બ્રાહ્મણોની પ્રત્યેના અશોકના વિરોધનો અર્થ રહેલો છે, એવો અર્થ તો કોઇ પણ શિષ્ટ

વિદ્વાન હવે કરતો નથી. અશોકના પહેલા મુખ્ય શિલાલેખના સંબંધમાં એટલું તો સૌ કબૂલ કરે છે કે, અશોકે વધની બંધી કરેલી તેનો ઉલ્લેખ એમાં છે, એ વાત ખરી; પરંતુ તેના પોતાના જ રાજમહેલમાં થતા વધની જ બંધી તેણે કરેલી નહિ, પણ સર્વત્ર થતા વધની બંધી તેણે કરેલી, એવું એથી જરા પણ સ્પષ્ટ થતું નથી. તેણે પોતાના આખા સામ્રાજ્યમાં થતા વધની બંધી કરેલી, એમ આપણે ઘડીભર માની લઇએ તો પણ તેથી બ્રાહ્મણધર્મની પ્રત્યેનો તેનો વિરોધ ખાસ કરીને સિદ્ધ થતો નથી. બ્રાહ્મણોનાં કેટલાંક શ્રુતિ-પુસ્તકો( ઉપનિષદો )માં [1] જીવહિંસાની વિરુદ્ધમાં અને અહિંસાની તરફેણમાં બહુ જ સ્પષ્ટ ભાષામાં લખાણ કરેલું છે, એ આપણે ભૂલવું જોઇતું નથી.

---

# પાંચમું પ્રકરણ

## ધર્મોપદેશક અશોક.

બૌદ્ધપંથી અશોકની ઓળખાણ આપણે કરી ગયા. વળી, તેણે જે ધર્મનો ઉપદેશ કરેલો તે સર્વ પંથોનો સાદો ધર્મ ન હતો, પણ ઉપાસકને માટે બૌદ્ધપંથે ઠરાવી આપેલાં સત્કર્મોનો સંગ્રહ હતો: એમ પણ આપણે જોઇ ગયા. ધર્મને વધારવાની અને ફેલાવવાની બાબતમાં અશોકે શાં પગલાં લીધેલાં? એ હવે આપણે વિચારશું. ધર્મપ્રવર્તક તરીકે તેણે કેવા પ્રકારની અને કેટલા પ્રમાણમાં પ્રવૃત્તિ કરી હતી? એની ચર્ચા આપણે કરશું.

આપણે અગાઉ જોઇ ગયા છીએ કે, પોતાના રાજકાળના આઠમા વર્ષમાં તેણે બૌદ્ધપંથનો સ્વીકાર કરેલો. અઢી વર્ષ લગી તે ઉપાસક જ રહેલો; અને તે પોતે જ કહે છે તેમ, એ અઢી વર્ષના ગાળામાં તેણે ધર્મની બાબતમાં કાંઇ જહેમત ઊઠાવેલી નહિ. પરંતુ ત્યારપછી તેનામાં જબરો ફેરફાર થયો, અને પોતાના

---

૧. જ. એ. સો. બેં., ૧૯૨૦, પૃ. ૩૦૭.

રાજકાળના દસમા વર્ષના મધ્યભાગના અરસામાં તે ભિક્ષુગતિક બન્યો. ત્યારપછી પૂરૂં એક વર્ષ પણ નહિ વીત્યું હોય એટલામાં તો તેણે એટલી બધી જહેમત ઊઠાવી દીધેલી કે, પોતે કરેલા કામનું ભવ્ય વર્ણન આપતાં તેને ગર્વ ચઢતો હતો. પોતાના પહેલા ગૌણ શિલાલેખમાં અને ચોથા મુખ્ય શિલાલેખમાં તેણે ઉક્ત વર્ણન કરેલું છે. પોતાના પહેલા ગૌણ શિલાલેખમાં પોતાના અધિકારીઓને ઉદ્દેશીને તે કહે છે કે, "આ મુદતના દરમ્યાનમાં (એટલે કે, જે મુદતના દરમ્યાનમાં તે પોતે ભિક્ષુગતિક હતો તે મુદતના દરમ્યાનમાં) જંબુદ્વીપમાંના જે મનુષ્યો (દેવોની સાથે) મિશ્ર થયા ન હતા તે દેવોની સાથે મિશ્ર થયા. પરાક્રમનું ફળ આ છે. માત્ર ઉપલી કોટીનાએ જ આ મેળવવાનું નથી. પણ ખરેખર નીચલી કોટીનો પરાક્રમ કરે તો (લોકોને) પુષ્કળ સ્વર્ગીય સુખ અપાવી શકે છે." અશોકે પોતાના ધર્મોપદેશકાર્યનાં પરિણામનું વર્ણન બે રીતે ઉક્ત લેખમાં કરેલું છેઃ—(૧) તેણે દેવોને અને મનુષ્યોને એકબીજાના ગોઠિયા બનાવ્યા હતા, એમ તે કહે છે; અને (૨) એથી કરીને લોકોને પુષ્કળ સ્વર્ગ સુખ મળશે એમ પણ તે કહે છે. અશોકના કથનનો ભાવાર્થ કદાચ એવો હશે કે, ધર્મોપદેશક તરીકેના તેના પોતાના કાર્યથી અનેક લોકો એટલા બધા પવિત્ર અને ધર્મિષ્ઠ થઇ ગયા છે કે, તેઓ પૈકીના કેટલાક લોકો પોતાના મરણની પછી દેવો તરીકે અવતર્યા છે અને દેવોની સાથે મિશ્ર થઇ ગયા છે, અને જે કેટલાક લોકો જીવંત છે તે લોકો પણ પોતાના આવતા જન્મમાં એવા જ સુખને પામશે. હવે એવો સવાલ પૂછી શકાય કે, સુમારે એક જ વર્ષના ગાળામાં અશોક આવાં અજાયબીભર્યાં પરિણામો શી રીતે સાધી શક્યો ? એ સવાલનો જવાબ અશોકના ચોથા મુખ્ય શિલાલેખમાંથી મળી આવે છે. પોતાના પરાક્રમનું અચ્છું વર્ણન તેણે તેમાં કરેલું છે. ગયા પ્રકરણમાં આપણે જોઇ ગયા તેમ, ઉક્ત લેખમાં અશોક પોતે કહે છે કે, વિમાનોનું તથા

હાથીઓનું અને અગ્નિસ્કંધોનું પ્રદર્શન લોકોને કરીને તેણે લોકોમાં ધર્મને પોષ્યો અને ફેલાવ્યો હતો. આવતા ભવમાં ધર્મિષ્ઠ લોકો દેવ તરીકે જન્મ લે તે વખતે એ જાતનાં સ્વર્ગસુખ તેમને મળે, એમ અશોક કહે છે. આથી કરીને ધર્મને જાગૃત અને વિકસિત કરવાના હેતુથી અશોકે ભરેલું પહેલું પગલું આપણે વિચારવું જોઇએ છે. વિવિધ પ્રકારના દેવોનાં દર્શન તેમ જ વિવિધ પ્રકારનાં જે સુખનો અનુભવ કરી શકાતો તે સુખનાં દર્શન અશોકે પોતાની પ્રજાને કરાવ્યાં હતાં. ગયા પ્રકરણમાં આપણે એવું સૂચન કરી ગયા છીએ કે, જે સમાજોમાં લોકોને ખાનપાનનો આનંદ આપવામાં આવતો (જે સમાજોને અશોક પોતે તુચ્છકારી કાઢતો) તે સમાજોમાં અશોકે ઉક્ત પ્રકારનાં દર્શન કરાવ્યાં નહિ હોય, પણ જે સમાજોમાં લોકોને વિવિધ દેખાવોથી તથા સંગીતથી અને નૃત્યથી ખુશ કરવામાં આવતા હતા (જે સમાજોના ઉપર અશોકની મીઠી નજર રહેતી હતી) તે સમાજોમાં ઉક્ત પ્રકારનાં દર્શન અશોકે કરાવ્યાં હશે. આથી કરીને આપણે એવું અનુમાન કરી શકીએ કે, ધર્મોપદેશક તરીકેની પોતાની કારકીર્દિની શરૂઆતના સમયમાં અશોકે પ્રથમ તો વિવિધ પ્રકારના દેવોનું તથા તેમના પ્રકાશમય ચહેરાઓનું અને તેમના ઠાઠમાઠમાં અને તેમની ભવ્યતામાં વૃદ્ધિ કરનાર તેમના સ્વર્ગીય મહેલોનું તેમ જ આકાશગામી હાથીઓનું અને એવાં અન્ય દૃશ્યોનું પ્રદર્શન પોતાની પ્રજાને કર્યું હશે. આવું પ્રદર્શન કેટલા સમય સુધી તેણે જારી રાખેલું, એ આપણે જાણતા નથી. તેમ છતાં પણ, કદાચ પોતાના આખા રાજકાળના ગાળામાં તેવું પ્રદર્શન કરવાનું તેણે ચાલૂ રાખ્યું હશે; કારણ કે, તેથી કરીને એ પ્રકારની અસર તો જરૂર થતી હતીઃ—(૧) લોકોને આનંદ મળતો હતો; અને (૨) લોકો ધર્મપરાયણ જીવન ગાળવાને પ્રેરાતા હતા. પરંતુ સુમારે એક વર્ષ લગી તે પોતે ભિક્ષુગતિક તરીકેનું જીવન ગાળતો હતો તે સમયમાં તો જરૂર તે આવા પ્રદર્શનના

કામમાં મશગૂલ રહ્યો હતો. એક વર્ષનો સમય કાંઇ બહુ ન ગણાય. તેમ છતાં પણ તેટલા સમયમાં આવા પ્રકારની પ્રવૃત્તિથી ધર્મના વિકાસને એટલી બધી ગતિ મળી ગઇ હતી કે, તેના પોતાના સમયના પહેલાં કદિ પણ એટલો ધર્મવિકાસ થવા પામેલો નહિ, એમ અશોક પોતે ખરા દિલથી માનતો હતો.

અશોકે જે સ્વર્ગીય સુખોનો ઉલ્લેખ કરેલો છે તેમનું અચ્છું વર્ણન "**विमानवत्थु**" નામક પાલિગ્રંથમાં કરવામાં આવેલું છે, એમ અગાઉ આપણે જોઇ ગયા છીએ. બહુ દૂરદર્શીપણાથી ભાર દઇને તેમનું વર્ણન એ ગ્રંથમાં કરવામાં આવેલું છે તે એવા હેતુથી કે, લોકો પવિત્ર અને ધર્મપર જીવન ગાળવાને પ્રેરાય. બુદ્ધ ભગવાનના પટ્ટ (માનીતા) શિષ્ય— અને નમૂનેદાર ધર્મોપદેશક— મોગ્ગલાનને લગતી જે કથા બૌદ્ધગ્રંથોમાં વર્ણવવામાં આવેલી છે[1] તે આના સંબંધમાં ધ્યાનમાં લેવાલાયક છે. મોગ્ગલાને એટલા બધા લોકોને બૌદ્ધપંથના અનુયાયી બનાવી દીધા હતા કે, બીજા ધર્મના ઉપદેશકોને તેની ઇર્ષા આવી, અને તેમણે તેનું નિકંદન કરવાના કામે વધકારોને ભાડે રાખ્યા. પરંતુ ધર્મોપદેશક તરીકેની મોગ્ગલાનની પ્રવૃત્તિનું રહસ્ય શું હતું? એમ કહેવાય છે કે, આધિભૌતિક શક્તિ તેને એટલી બધી વશવર્તી રહેતી હતી— અર્થાત તેની યોગસાધના એટલી બધી સંપૂર્ણતાએ પહોંચેલી હતી— કે, તે સ્વર્ગમાં જતો અને દેવોને મળતો. "તમે કેવી રીતે દેવત્વને પામ્યા?" એવો સવાલ દરેક દેવને ત્યાં તે પૂછતો. દરેક દેવ તેને એવો જવાબ આપતો કે, "મેં અમુકઅમુક કર્મ કર્યાં હતાં તેથી મને અમુક પ્રકારનું દેવત્વ મળ્યું છે." તે જ પ્રમાણે તે નર્કમાં જતો, અને ત્યાંના કમનસીબ લોકોને તેમનાં પોતાનાં દુઃખની કહાણીની બાબતમાં તે પૂછપરછ કરતો. ત્યારપછી તે પૃથ્વીની ઉપર પાછો ફરતો અને

---

૧. "ધંમપદ"નું ભાષ્ય, ૩, ૬૫ (પા. ટે. સો.); જાતકોનો પ્રાસ્તાવિક ગ્રંથ, પૃ. ૫૨૨.

લોકોને પોતાના અનુભવ કહી બતાવતો. લોકોના મનની ઉપર આની એટલી બધી અસર થતી કે, ટોળાબંધ લોકો તેની આસપાસ ફરી વળતા, અને તેના હાથે તેઓ બૌદ્ધપંથની દીક્ષા લેતા. મોગ્ગલાનની આ વાત ઘણું કરીને અશોકના જાણવામાં હતી. અશોકને ઉક્ત વાતની ખબર જ ન હતી, એમ આપણે ઘડીભર માની લઇએ તો પણ, "**વિમાનવત્થુ**" માં તેમ જ અન્ય ગ્રંથોમાં વિવિધ પ્રકારનાં સ્વર્ગીય સુખસાધનોનું જે સચોટ વર્ણન જોવામાં આવતું હતું તે વર્ણનનો ઉપયોગ કરી લઇને તેને આચારમાં મુકવાના હેતુથી વિમાનો તથા હાથીઓ અને એવાં અન્ય દૃશ્યો તૈયાર કરાવવાં, અને સમાજોમાં સંખ્યાબંધ લોકો ભેગા થયા હોય તેવા પ્રસંગે તેનું પ્રદર્શન કરવું: એવી કલ્પના અશોકના જેવા વિચારી અને ઉત્સાહી ધર્મોપદેશકને સ્વાભાવિક રીતે આવે, એમ તો આપણે કહી શકીએ. કયા સદાચારથી સ્વર્ગ મળે છે, અને કયા દુરાચારથી નર્ક મળે છે: એનું વર્ણન માત્ર મોઢેથી જ કરી બતાવીને મોગ્ગલાન અનેક લોકોને પોતાના અનુયાયી કરી શકતો હતો તો પછી સ્વર્ગનું તેમ જ સ્વર્ગમાં ભોગવવાનાં વિવિધ સુખનું માત્ર મોઢાનું જ વર્ણન પોતાની પ્રજાને કરનાર નહિ, પણ મૂર્તિમંત રૂપે તેમનું પ્રદર્શન પોતાની પ્રજા સમક્ષ રજૂ કરનાર અશોકના કેટલા બધા અનુયાયીઓ થયા હશે, વારૂ? આશરે એક વર્ષની ટૂંકી મુદતમાં અશોકના આવા સુકલ્પિત અને સુવ્યવસ્થિત તેમ જ સુસાધિત ધર્મોપદેશકાર્યનાં આવાં અણધાર્યાં અને અચંબો પમાડનારાં પરિણામ આવ્યાં, એમાં કોઇ નવાઇ પામવાનું કારણ નથી.

પોતાના હેતુને બર લાવવાના કામે અશોકે બીજા પણ કેટલાક ઉપાયો યોજ્યા હતા. આપણે અગાઉ જોઇ ગયા છીએ કે, ભિક્ષુગતિક તરીકેની પોતાની કારકીર્દિની શરૂઆતના સમયમાં જ ધર્મયાત્રાની યોજના કરીને તેણે તેને અમલમાં મુકી હતી. તે પોતે પોતાના આઠમા મુખ્ય શિલાલેખમાં કહે છે કે, "લાંબા કાળના

દરમ્યાનમાં રાજાઓ વિહારયાત્રા કરવા જતા. અહીં શિકાર અને એવા જ બીજા અભિરામ થતા. હવે દેવોને લાડકો પ્રિયદર્શી રાજા પોતાના રાજ્યાભિષેકને દસ વર્ષ વીત્યાં ત્યારે સંબોધિ(બોધિવૃક્ષ)ની કને ગયો. આમ આ ધર્મયાત્રા (સ્થાપિત થઈ). અહીં આ થાય છે:—બ્રાહ્મણ અને શ્રમણ સાધુઓનાં દર્શન અને તેમને દાન, વૃદ્ધ લોકોનાં દર્શન અને તેમને સોનાનાં દાન અને પ્રાંતના લોકોનાં દર્શન અને તેમને ધર્મોપદેશ તથા તેમની સાથે ધર્મની ચર્ચા."

અહીં અશોક આપણને એમ કહે છે કે, પોતાના રાજકાળના દસમા વર્ષ સુધી તો તે પોતે પણ પહેલાંના રાજાઓની માફક નિવૃત્તિ મેળવવાના હેતુથી વિહારયાત્રા કરવા જતો, અને ત્યાં તે શિકાર કરતો તેમ જ બીજા આનંદોત્સવો ઊજવતો. એ વર્ષમાં તેણે 'વિહારયાત્રા' ના વિચારને સદાને માટે પાણીચું આપ્યું, અને તેના બદલામાં 'ધર્મયાત્રા'ની શરૂઆત તેણે કરી દીધી. એ કાળથી તેને એ જાતની યાત્રામાં જ નિવૃત્તિ મળવા લાગી. ધર્મયાત્રાના પરિણામમાં ધર્મપ્રચાર પણ તે કરી શકયો. બ્રાહ્મણજાતિના અને શ્રમણજાતિના સાધુઓનાં દર્શન કરીને અને તેમને દાન આપીને તે પોતામાં જ ધર્મનો વિકાસ કરવા લાગ્યો. ઉક્ત ધર્મયાત્રાઓના પ્રસંગે તેણે દરેક પંથના ધર્મનું શ્રવણ અને અધ્યયન કર્યું હશે અને તેનાં વિશેષ તત્ત્વોનું ગ્રહણ કરી લીધું હશે, અને એ રીતે તે બહુશ્રુત થયો હશે: એમ કહી શકાય છે. લોકોનો અંગત પરિચય સાધીને તેમ જ તેમને ધર્મનો ઉપદેશ કરીને અને તેમના ધર્મવિકાસની બાબતમાં તેમની સાથે ચર્ચા કરીને તેણે તેમનામાં ધર્મનો પ્રચાર કર્યો. આપણે ટૂંકામાં કહીએ તો, અશોક ખરેખરો 'ધર્મોપદેશક' બની ગયો. પરંતુ આમ કયારે અને કેવી રીતે બન્યું? પોતાના રાજકાળના દસમા વર્ષમાં તેણે બોધિવૃક્ષની મુલાકાત લીધી ત્યારથી તે ખરેખરો ધર્મોપદેશક બની ગયો. તેણે બોધિવૃક્ષની મુલાકાત લીધી, એ જ તેની પહેલવહેલી ધર્મયાત્રા હતી.

એ જ સમયે તે ભિક્ષુગતિક બન્યો હતો તેથી કરીને આપણે એવું અનુમાન કરી શકીએ છીએ કે, ભિક્ષુઓના સંઘને પોતાની સાથે રાખીને તેણે મહાબોધિ(બોધિવૃક્ષ)ની મુલાકાત લીધી તે જ વખતે ભિક્ષુગતિક તરીકેની તેની કારકીર્દિની શરૂઆત થઇ હતી. પોતાની જાતને તેમ જ પોતાની પ્રજાને જે અનેકવિધ આધ્યાત્મિક લાભ થતા હતા તેમનો વિચાર કરીને તેણે ફરીફરીને ધર્મયાત્રાએ જવાનો નિશ્ચય કર્યો, અને એ રીતે ધર્મોપદેશને લગતા પોતાના કાર્યક્રમમાં એવી ધર્મયાત્રાને કાયમનું સ્થાન તેણે આપી દીધું. આથી કરીને આપણે ખુશીથી એમ કહી શકીએ કે, સ્વર્ગીય સાધનોનું અને તેમના પરિણામમાં મળતાં સુખનું જે પ્રદર્શન અશોક પોતે કરતો હતો તેની સાથેસાથે જ ધર્મપ્રચાર કરવાના હેતુથી તે લોકોને જાતે જ ધર્મોપદેશ પણ કરતો હતો.

પોતાની પ્રજાને ધર્મનો ઉપદેશ કરવાનું કામ રાજા પોતે જ ઉપાડી લે છે, એ જોઇને લોકોના મનની ઉપર ઘણી ઊંડી છાપ પડી હશે; અને એ જ કારણથી સર્વ દિશામાં ધર્મપ્રચાર થઇ શકયો હશે. પરંતુ આખરે તો અશોક પોતે એક જ હતો; અને તેથી, બધા લોકોનો અંગત પરિચય તે પોતે કરી શકે, એ બની શકે જ નહિ. આથી કરીને તેના પોતાના પગલે ચાલવાની બાબતમાં તેમ જ તેણે પોતે જ શરૂ કરેલા કામને પૂરૂં કરવામાં તેને પોતાને મદદરૂપ થવાની બાબતમાં પોતાના પ્રતિનિધિઓને (અમલદારોને) હુકમ કરવાની જરૂર અશોકને જણાઇ હતી. તેનો સાતમો મુખ્ય સ્તંભલેખ જોતાં આ વાત સ્પષ્ટ થાય છે. પોતાના રાજકાળના સત્તાવીસમા વર્ષ સુધીમાં પોતે પાર પાડેલા સમસ્ત કામનું સિંહાવલોકન પોતાના ઉક્ત સ્તંભલેખમાં તેણે કરેલું છે તેથી કરીને પોતાના હેતુને બર લાવવાના કામે તેણે પોતે જે વિવિધ ઉપાયો યોજેલા અને કરેલા તે ઉપાયોનું વર્ણન સ્વાભાવિક રીતે તેણે તેમાં કરેલું છે. પોતાની પ્રજામાં ધર્મનો પ્રચાર થાય, એ બાબતની જે

તીવ્ર ઇચ્છા ખરા અંતઃકરણથી તે પોતે રાખતો હતો તે ઇચ્છાનું સુંદર કથન ઉક્ત સ્તંભલેખની શરૂઆતના ભાગમાં તેણે કરેલું છે. તેણે જે શબ્દો તેમાં વાપરેલા છે તે શબ્દોમાં તેના અંતરના ઊંડાણની ધગશની ઝાંખી થતી હોવાથી તે શબ્દો જ અહીં ઊતારવા, એ જ યોગ્ય થઇ પડશે:—

"મને આમ લાગ્યું:– ભૂતકાળમાં રાજાઓએ એમ ઇચ્છેલું કે, અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથેસાથે લોકો આગળ વધે. પણ અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથેસાથે લોકો આગળ વધ્યા નહિ. તો પછી કેવી રીતે લોકો (ધર્મને) અનુસરતા થાય ? અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથેસાથે લોકો કેવી રીતે આગળ વધે ? ધર્મવૃદ્ધિની સાથેસાથે તેમનામાંના કેટલાકને હું કેવી રીતે ઉન્નત કરૂં ?...મને આમ સૂઝયું:– હું ધર્મશ્રાવણો સંભળાવીશ. હું ધર્મોપદેશ કરાવીશ. લોકો તે સાંભળીને તેમ વર્તશે, પોતાની જાતને ઉન્નત કરશે, અને ધર્મવૃદ્ધિની સાથેસાથે ખૂબ આગળ વધશે."

ઉપરનો ફકરો વાંચતાં એટલું તો સ્પષ્ટ થાય છે કે, ધર્મપ્રચારનો સવાલ લાંબા વખતથી અશોકના મગજમાં ઘોળાયાં કરતો હતો. બહુ જ ગંભીરતાથી અને અતિશય કાળજીથી તે એ બાબતનો વિચાર લાંબા વખતથી કર્યા કરતો હતો. ધર્મપ્રચારનો વિચાર કરનાર તે પોતે જ પહેલવહેલો રાજા ન હતો, એમ તો અશોક પોતે જ ખરા જિગરથી કબૂલ કરી દે છે. પરંતુ તેની પોતાની પહેલાં થઇ ગએલા રાજાઓને પોતાના એવા પ્રયત્નમાં કાંઇ ખાસ ફતેહ મળવા પામી ન હતી, એ બાબતનો પૂરેપૂરો વિચાર કરીને છેવટે તેણે પોતાનો કાર્યક્રમ નક્કી કર્યો, અને પોતાના ઇષ્ટ હેતુને બર લાવવાના કામે તે કાર્યક્રમને અમલમાં મુકવાનો નિશ્ચય તેણે કર્યો. તેણે પોતે જે ઉપાયો યોજેલા તે ઉપાયો પૈકીના ઘણાખરા ઉપાયો ઉક્ત સ્તંભલેખમાં તેણે ગણાવેલા છે. તેમાં ધર્મોપદેશ અગ્રસ્થાન ભોગવે છે. વધારામાં અશોક કહે છે કે, લોકોને ધર્મોપદેશ કરવાને

લગતો હુકમ સેંકડો અને હજારો મનુષ્યોના ઉપરિ તરીકે નીમાએલા વ્યુષ્ટોને અને રજ્જુકોને પણ કરવામાં આવેલો હતો. પોતાના ત્રીજા મુખ્ય શિલાલેખમાં આના કરતાં કાંઇક વધારે વિગતવાર માહિતી તેણે આપણને આપેલી છે. તે કહે છે કે, લોકોને ધર્મનો ઉપદેશ કરવાના હેતુથી તથા પોતાની દૈનિક ફરજોને અદા કરવાના હેતુથી દર પાંચ વર્ષે ફેરણીની યાત્રાએ નીકળી પડવાને લગતો હુકમ પોતાના રજ્જુકોને તેમ જ પ્રાદેશિકોને અને યુક્તોને પોતાના રાજકાળના બારમા વર્ષમાં તેણે કર્યો હતો. કયા કયા પ્રકારનો ધર્મોપદેશ લોકોના મગજમાં તેઓ ઠસાવતા હશે? અશોકે પોતાના ધર્મમાં જે નીતિ-કર્મોનો સમાવેશ કરેલો તે નીતિકર્મોનો જ ઉપદેશ એ અમલદારો પ્રજાને કરતા હશે. આપણે અગાઉ વાંચી ગયા છીએ તેમ, રજ્જુકો તથા પ્રાદેશિકો તેમ જ યુક્તો ઊંચી પદવી ભોગવતા વહીવટદારો હતા, અને મહાલોમાં ફરતા રહીને પોતપોતાની ફરજો બજાવવાનું કામ તેમને સોંપાએલું હતું. અમુકઅમુક મુદતે કરવામાં આવતી ફેરણીના સમયે તેઓ પોતપોતાનું દૈનિક કામકાજ સંભાળતા એટલું જ નહિ, પણ અશોકના હુકમને અનુસરીને અશોકની પોતાની માફક ધર્મોપદેશક તરીકેનું કામ પણ તેઓ કરતા, અને પ્રાંતોમાં વસતા લોકોને ધર્મનો ઉપદેશ તેઓ કરતા. એ રીતે જોતાં, ઉપલી પાયરીના અશોકના વહીવટદારો અમલદારો હતા તેમ ઉપદેશકો પણ હતા. ધર્મપ્રચારને લગતી નવીન જ પદ્ધતિ અશોકના ફળદ્રુપ ભેજામાંથી ઉદ્‌ભવી હતી, એમાં તો કાંઇ પણ શંકા નથી. આ વિચાર અશોકનો પોતાનો જ હતો. તેની પહેલાં થઇ ગએલા કોઇ પણ રાજાએ એનો અમલ કર્યો હોય, એવું જાણવામાં નથી. માત્ર પાછળથી આપણા દેશમાં ફિરંગીઓનું રાજ્ય થયું તે સમયે મોટામાં મોટા અમલદારો ઉપદેશક તરીકેનું કામ તેમ જ રાજ્યકારભારને લગતું દૈનિક કામકાજ કરતા હતા, એમ જણાય છે.[1]

---

૧. જે. એમ. મેકફેઇલકૃત 'અશોક', પૃ. ૪૮.

પોતાના ધર્મનો પ્રચાર કરવાના કામે માત્ર ધર્મોપદેશનો જ ઉપયોગ અશોકે કરેલો નહિ. અશોકના સાતમા મુખ્ય સ્તંભલેખમાં જણાવ્યું છે તેમ, રજ્જુકોને તેમ જ વ્યુષ્ટોને ધર્મોપદેશનું કામ સોંપાયું હતું તેની સાથેસાથે ધર્મશ્રાવણો કરવાનું કામ પણ સોંપાયું હતું. ધર્મશ્રાવણોના બે પ્રકાર હતાઃ–(૧) મહાલોના વહીવટદારોને કરાવવાનાં શ્રાવણો; અને (૨) લોકોને કરાવવાનાં શ્રાવણો. એ શ્રાવણોમાં રાજા અશોકની ઇચ્છાનો અને તેના નિશ્ચયનો ઘોષ કરવામાં આવતો હતો. અશોકના પહેલા ગૌણ શિલાલેખમાં પહેલા પ્રકારના શ્રાવણનો દાખલો નોંધાએલો છે. આપણે અગાઉ જોઇ ગયા તેમ, ઉક્ત શિલાલેખમાં અશોક કહે છે કે, જ્યાંસુધી તે પોતે ભિક્ષુગતિક રહ્યો હતો ત્યાંસુધી તેણે લોકોને સ્વર્ગ અપાવવાના હેતુથી દેવોનો અને લોકોનો સમાગમ કરાવવાની બાબતમાં પોતાથી બનતું કર્યું હતું. આ બાબતમાં તે પોતે જે પ્રયત્નો કરતો તે પ્રયત્નોને ફતેહ મળતી જોઇને તેને એવી પણ ઇચ્છા થઇ હતી કે, તેના પોતાના સર્વે અમલદારો તેમ જ સ્વતંત્ર પાડોસીઓ તે જ પ્રમાણે વર્તે તો ઠીક. આથી કરીને પોતાના વ્યુષ્ટોની મારફતે તેણે એવા હેતુનાં શ્રાવણોનો ઘોષ કરાવ્યો હતો. તે જ પ્રમાણે જૂદાજૂદા પ્રકારના પાષંડોની પ્રત્યે સહનશીલતા દાખવવાનો બોધ કરતા અશોકના બારમા મુખ્ય શિલાલેખમાં કહ્યું છે કે, "જેઓ ફલાણા અને ઢીંકણા પાષંડથી પ્રસન્ન હોય તેમને કહેવું જોઇએ કે, 'સર્વ પાષંડોમાં સારની વૃદ્ધિ થાય અને પરસ્પર વખાણ થાય, એ દેવોને લાડકાને જેવાં લાગે છે તેવાં દાન કે પૂજા લાગતાં નથી.' " અશોકની આ ઇચ્છાની માહિતી પ્રજાને કેવી રીતે આપવામાં આવતી ? ધર્મશ્રાવણો કરાવીને અશોક પોતાની ઇચ્છા જણાવતો. ઉક્ત બંને પ્રકારનાં શ્રાવણોમાં ધર્મવૃદ્ધિનો આશય રહેલો છે; અને તેથી તેમને 'ધર્મશ્રાવણો' ખુશીથી કહી શકાય. એ રીતે જોતાં પોતાના સાતમા મુખ્ય સ્તંભલેખમાં અશોક પોતે કહે

છે તેમ, ધર્મનો પ્રચાર કરવાના કામે તેણે પોતે યોજેલા ઉપાયો પૈકીના બીજા ઉપાય તરીકે 'ધર્મશ્રાવણો'ને પણ ગણાવી શકાય.

ધર્મપ્રચારના કામે અશોકે યોજેલા ઉપાયો પૈકી ત્રીજા ઉપાયનું નામ 'ધર્મમહામાત્રોની યોજના' છે. આપણે પ્રથમ વાંચી ગયા છીએ કે, પ્રજાના આધિભૌતિક તેમ જ ભૌતિક હિતની સિદ્ધિનું કામ ઉક્ત અમલદારોને સોંપવામાં આવેલું હતું. પ્રજાનું ભૌતિક સુખ કેવી રીતે તેઓ સાધતા, એ બીજા પ્રકરણમાં આપણે કહી ગયા છીએ. ધર્મવૃદ્ધિના કામે અશોક તેમનો ઉપયોગ કેવી રીતે કરતો, એ અહીં આપણે જોવાનું છે. ગયા પ્રકરણમાં આપણે કહી ગયા છીએ કે, અશોકના વખતમાં વિવિધ પાષંડોની વચ્ચે કાંઇ ખાસ સમભાવ કે બનાવ ન હતો. ધર્મનાં આવશ્યક તત્ત્વોને લગતો સર્વ પાષંડોનો ઉપદેશ લગભગ મળતો આવતો હતો; પણ ધર્મસૂત્રોને લગતી બાબતોમાં તેમની વચ્ચે બહુ મતભેદ જોવામાં આવતો હતો. ધર્મના સાર રૂપ સર્વસાધારણ તત્ત્વોને લોકો ગણકારતા ન હતા. ધર્મનાં આવશ્યક તત્ત્વો રૂપ અસંબદ્ધ બાબતોના સંબંધમાં તેમની વચ્ચે અણબનાવ થતો. આવું હોવાથી ધર્મનાં આવશ્યક તત્ત્વોની પ્રત્યે લોકોનું ધ્યાન ખેંચવાની તેમ જ કડવાશ અને લડવાડ નષ્ટ કરવાની ખાસ જરૂર ઉપસ્થિત થઇ હતી. આ કામ પોતાના ધર્મમહામાત્રોને અશોકે સોંપ્યું હતું. તેના પોતાના સમસ્ત રાજ્યમાં વસતા બધા પાષંડોના લોકોની—ખાસ કરીને, બૌદ્ધલોકોની તથા આજીવકોની અને નિર્ગ્રંથોની—વચમાં રહીને ધર્મમહામાત્રો પોતાનું ઉક્ત કામ કરતા હતા. એમ થવાથી દરેક પાષંડની વૃદ્ધિ થશે અને ધર્મનું વધારે ઉદ્દીપન પણ થશે, એવી આશા અશોકને રહેતી હતી. ધર્મપ્રચારના સંબંધમાં ખાસ મહત્ત્વની ઉક્ત ફરજ અદા કરવાનું કામ ધર્મમહામાત્રોને સોંપાયું હતું. વળી, તેઓને બીજી પણ એક ફરજની સોંપણી થએલી હતી. દાખલા તરીકે, દાનની વ્યવસ્થા કરવાની ફરજ પણ તેમના માથે નાખવામાં આવેલી હતી. પરંતુ ધર્મવિકાસના આશયથી અશોકે યોજેલા ઉપાયો પૈકીના ચોથા ઉપાયની નોંધ આપણે ન લઇ લઇએ ત્યાંસુધી

ધર્મમહામાત્રોની ઉક્ત નવીન ફરજનો ખ્યાલ આપણને આવી શકે નહિ.

અશોકની ધર્મલિપિઓનો અઠંગ અભ્યાસી એટલું તો જાણે છે કે, પોતે કરેલાં પરોપકારનાં કામો ગણાવવાનો શોખ અશોકને બહુ હતો. પરંતુ એ રીતે આત્મપ્રશંસા કરવાનો કે પોતાના કામની જાહેરાત કરવાનો આશય તેનો ન હતો. તેના સાતમા મુખ્ય સ્તંભલેખમાંનો નીચેનો ફકરો આ વાત સ્પષ્ટ કરે છે:—

"રસ્તામાં મેં વડનાં ઝાડ રોપાવેલાં છે. તેઓ મનુષ્યોને અને પશુઓને છાંયડો આપશે. મેં આંબાવાડીઓ રોપાવેલી છે. મેં દર આઠ કોસે કૂવા ખોદાવેલા છે, અને મેં આરામગૃહો બંધાવેલાં છે. મનુષ્યોના અને પશુઓના ઉપભોગને માટે મેં વિવિધ સ્થળે ઘણાં થાણાં બંધાવેલાં છે. પરંતુ આ પ્રતિભોગ(ની વ્યવસ્થા) ખરેખર નજીવી છે; કારણ કે, મારી પહેલાં થઇ ગએલા રાજાઓએ પણ આવાં અનેક સુખસાધનોથી લોકોને સુખી કર્યા છે. પણ મેં એવા હેતુથી આમ કર્યું છે કે, લોકો ધર્માચરણ કરે."

એ રીતે અશોક પોતે ખરા દિલથી કબૂલ કરે છે કે, પશુઓને માટે તેમ જ મનુષ્યોને માટે તેણે પોતે જે વિવિધ સુખ-સાધનો યોજેલાં તે સુખસાધનો યોજનાર માત્ર તે પોતે જ ન હતો. તેની પહેલાં થઇ ગએલા રાજાઓએ પણ પોતાની એ ફરજ અદા કરી હતી, એમ તે પોતે જ કબૂલે છે. અહીં કોઇ પૂછશે કે, આમ હતું તો પછી પોતાનાં પરોપકારવિષયક કામોનો ઢંઢેરો પીટવાની અશોકને શી જરૂર હતી? એ સવાલનો જવાબ અશોક પોતે જ આપે છે. બીજા લોકો તેના પોતાના દાખલાને અનુસરીને વર્તે, એવા હેતુથી તેણે તે પ્રમાણે કર્યું હતું. અશોકનો આ જ આશય હશે, એમાં કાંઇ શંકા નથી; કારણ કે, તુરત જ પોતાના ઉક્ત લેખમાં તે પોતે ફરીથી કહે છે કે, "મેં જે કાંઇ સાધુકર્મો કર્યાં છે તેમને લોકો અનુસર્યા છે, અને તેઓ (ભવિષ્યમાં) તેમ કરશે." પરંતુ

એટલાથી જ અશોક અટકયો નથી. પોતે જે પરોપકારનાં કામો કરી રહ્યો હતો તે પરોપકારનાં કામોમાં તેના પોતાના રાજકુટુંબનાં માણસો પણ જોડાય અને અંતઃકરણપૂર્વક સહકાર્ય કરે, એમ પણ તે ઇચ્છતો હતો. આથી કરીને તેણે પોતાના ધર્મમહામાત્રોને એવી સૂચના કરી હતી કે, તેમણે રાજકુટુંબનાં સ્ત્રીપુરુષોને મળવું અને દાનને માટે નાણાં આપવાનું તેમને કહેવું. "આ (એટલે કે, ધર્મ-મહામાત્રો) અને બીજા ઘણા મુખ્ય અધિકારીઓ મારાં અને દેવીઓનાં દાનની વહેંચણીનું કામ કરે છે, અને અહીંના (એટલે કે, પાટલિપુત્રમાંના) તેમ જ પ્રાંતોમાંના મારા બધા ઝનાનામાં તેઓ અનેક રીતના વિવિધ સંતોષકારક પ્રયત્નો પ્રતિપાદિત કરે છે. વળી, મેં એવી વ્યવસ્થા કરી છે કે, ધર્મનો વિકાસ કરવાને અને ધર્મને અનુસરાવવાને માટે મારા પુત્રોનાં અને બીજા દેવીકુમારોનાં દાનની વહેંચણી કરવાનું કામ પણ તેઓ કરશે." આના આધારે એટલું તો જણાઇ આવશે કે, અશોક પોતે જાતે જે પરોપકારનાં કામો કરતો હતો તે પરોપકારનાં કામોથી જ સંતોષ માનીને ન બેસી રહેતો ન હતો, પણ તેનાં પોતાનાં પાસેનાં સગાં પણ તેના પોતાના પગલેપગલે ચાલે તેમ કરવાની બાબતમાં પોતાના ધર્મમહામાત્રોની અને બીજા અધિકારીઓની મારફતે તે પોતાથી બનતો પ્રયત્ન કરતો હતો. જે "બીજા મુખ્ય અધિકારીઓ"નો ઉલ્લેખ અશોકે પોતાના ઉક્ત લેખમાં કરેલો છે તે અધિકારીઓ આપણા જાણવામાં નથી. પરંતુ એટલું તો ચોક્કસ છે કે, અશોકનાં પોતાનાં સગાંની કનેથી તેમ જ બીજા લોકોની કનેથી દાનનાં નાણાં કઢાવવાનું કામ ધર્મ-મહામાત્રોને સોંપવામાં આવ્યું હતું. રાજકુટુંબનાં સ્ત્રીપુરુષોને લગતી ધર્મમહામાત્રોની જે ફરજો સાતમા મુખ્ય સ્તંભલેખમાં ઉલ્લેખાએલી છે તે જ પાંચમા મુખ્ય શિલાલેખમાં ફરીથી જણાવવામાં આવેલી છે: અને વધારામાં એમ પણ એમાં કહેવામાં આવ્યું છે કે, "ધર્મને અનુસરતો હોય કે ધર્મનું ધામ હોય કે દાન કરનારો હોય" એવા દરેક જણની સાથે ધર્મમહામાત્રોએ સંબંધ રાખવાનો હતો. સર્વ

નાના અને મોટા તેમ જ ગરીબ અને તવંગર લોકોએ દાન કરવું જોઈએ : એમ અશોક ભાર દઈને કહે છે તે અસાધારણ છે જ. પ્રજાના સુખનાં અને ઉપયોગનાં કામો કરવાં : એ રાજા તરીકેની અશોકની ફરજ હતી જ. પરંતુ તે તો આપણને એમ પણ ચોક્કસ કહેવા માગે છે કે, લોકો તેના પોતાના દાખલાને અનુસરે તેટલા માટે જ તે એ બધું કરતો હતો. આત્મિક પુણ્ય મેળવવાના હેતુથી તેમ જ સામાન્ય લોકોને દાખલો બેસાડવાના હેતુથી તેનાં પોતાનાં સગાં પણ એવાં જ દાનકર્મ આચરે : એની પણ ચિંતા અશોકને રહેતી હતી. આમ પરોપકારનાં કામને આટલું બધું મહત્ત્વ અશોકે આપ્યું છે, એ કાંઈક અસાધારણ છે. અહીં સ્વાભાવિક રીતે એવો સવાલ કોઈ પૂછશે કે, જેવાં પરોપકારનાં કામો અશોકે ઉલ્લેખ્યાં છે તેવાં કોઈ પરોપકારી કામોનો ઉલ્લેખ બૌદ્ધસાહિત્યમાંથી મળી આવે છે ખરો ? એ સવાલના જવાબમાં સ્પષ્ટીકરણાર્થે નીચેનો ફકરો " **संयुत्तनिकाय** "માંથી [૧] ટાંકશું :—

## આંબાવાડીઓ રોપનારા લોકો

હરહંમેશાં રાતદિવસ કયા લોકોને પુણ્ય પ્રસવે છે, એ કહેશો ? ધર્મપરાયણતાથી અને પુણ્યપ્રભાવથી કયા લોકો પૃથ્વીમાંથી સ્વર્ગમાં જાય છે, એ કહેશો ?

આંબાવાડીઓ અને ફળાઉ ઝાડ રોપનારા લોકો, અને પૂલો તથા બંધો બંધાવનારા લોકો, અને કૂવા ખોદાવનારા તથા પાણીના હોજ બંધાવનારા તેમ જ ( ઘર વિનાના લોકોને ) આશ્રય આપનારા લોકો—

આવા લોકોને હરહંમેશાં રાતદિવસ પુણ્ય પ્રસવે છે. ધર્મપરાયણતાથી અને પુણ્યપ્રભાવથી આવા લોકો પૃથ્વીમાંથી સ્વર્ગમાં જાય છે.

---

૧. ૧,.૫–૭ નું ભાષાંતર.

ધર્મને વધારવાના તથા ખૂબ ફેલાવવાના હેતુથી અશોકે વધારાનો છઠ્ઠો ઉપાય પણ યોજેલો જણાય છે. પોતાના સાતમા મુખ્ય સ્તંભલેખમાં તેણે કહ્યું છે કે, તેણે ધર્મશ્રાવણો કરાવ્યાં હતાં અને ધર્મમહામાત્રો યોજેલા હતા તેની સાથેસાથે ધર્મસ્તંભો પણ ઊભા કરાવ્યા હતા. 'ધર્મસ્તંભો' એટલે 'સ્તંભોના ઉપર કોતરાવેલી ધર્મલિપિ': એમ આપણે સમજવાનું છે. આમાં શિલાલેખોનો સમાવેશ પણ આપણે કરી લેવાનો છે; કારણ કે, સ્તંભલેખો કોતરાયા ત્યારપછી જ શિલાલેખો કોતરાયા હતા તેથી કરીને સ્તંભલેખોને લગતા પોતાના ઉલ્લેખમાં અશોક પોતાના શિલાલેખોનો ઉલ્લેખ કરી શકયો નથી. ખરી રીતે જોતાં, અશોકે કોતરાવેલી બધી ધર્મલિપિઓને ઉક્ત 'ધર્મસ્તંભો' તરીકે સમજી લેવાની છે. અહીં કોઇ પૂછશે કે, ધર્મવૃદ્ધિના કામે અશોકની ધર્મલિપિઓએ કેવા પ્રકારનો ભાવ ભજવ્યો હતો? કેટલાક વિદ્વાનો એમ માને છે કે, પોતાનું નામ અમર થાય તેટલા માટે જ અશોકે પોતાની ધર્મલિપિઓ કોતરાવી હતી. અર્થાત્, એ બધાની પાછળ સત્તાભ્રમ ડોકિયાં કરતો હતો, એમ તેઓ માને છે. પરંતુ આના જેવી મોટી ભૂલ બીજી કોઇ પણ નહિ હોય. પોતાના શિલાલેખોમાં તેમ જ સ્તંભલેખોમાં અનેક પ્રસંગે અશોકે આપણને સ્પષ્ટતાપૂર્વક કહ્યું છે કે, તેની પોતાની ધર્મલિપિઓ લાંબા વખત સુધી ટકી રહે, અને તેના પોતાના વંશજો તેને અનુસરીને લોકોના ભૌતિક તથા આધિભૌતિક સુખને વધારે, એ જ હેતુથી તેણે પોતે શિલાઓના ઉપર અને થાંભલાઓના ઉપર પોતાની ધર્મલિપિઓ કોતરાવી હતી. ચોથા તથા પાંચમા અને છઠ્ઠા મુખ્ય શિલાલેખનો તેમ જ સાતમા મુખ્ય સ્તંભલેખનો અંતભાગ કાળજીપૂર્વક જે કોઇ વાંચશે તેની ખાત્રી તુર્ત જ થશે કે, પથ્થરના ઉપર પોતાની ધર્મલિપિઓ કોતરાવવામાં અશોકનો આશય આવો જ હતો. તે પોતે કહે છે તેમ, ઉક્ત ધર્મલિપિ કાંઇક સ્થાયી રૂપમાં જળવાઇ રહે તો પછી—રાજકુટુંબના

કાગળપત્રોનું ગમે તેમ થાય તો પણ– તેના પોતાના વંશજો ઉક્ત શિલાલેખો વગેરે વાંચીને ધર્મવૃદ્ધિને માટે તેણે પોતે કરેલાં કામથી વાકેફગાર થાય, અને ધર્મવૃદ્ધિને લગતી ઉમદા ફરજને પાર પાડવામાં તેઓ તેને પોતાને ટપી ન જાય તો પણ તેની પોતાની સાથે સરસાઇ તો જરૂર ભોગવે. ટૂંકામાં કહેતાં, તેને ધર્મનું એટલું બધું ગાંડું લાગ્યું હતું કે, તેના પોતાના વંશજો તેના પોતાના કામથી વાકેફગાર થાય અને તે કામને ચાલૂ રાખે, એ હેતુથી તેને પોતાને જે પગલું સારામાં સારૂં લાગેલું તે પગલું તેણે ભર્યું હતું.

સજીવ સૃષ્ટિના હિતસુખને માટે અશોકે જે કર્યું હતું તેનો વિચાર આપણે ન કરીએ ત્યાંસુધી ધર્મોપદેશક તરીકેના તેના કાર્યનો ચોક્કસ ખ્યાલ આપણે કદિ પણ બાંધી ન શકીએ. એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, માત્ર મનુષ્યોની પ્રત્યેની જ પોતાની ફરજ અદા કરવાને તે પોતે બંધાએલો છે, એમ અશોક માનતો ન હતો; પરંતુ સામાન્ય રીતે સર્વ જીવંત પ્રાણીઓની પ્રત્યેની પોતાની ફરજ અદા કરવાને તે પોતે બંધાએલો છે, એમ પણ તે માનતો હતો. આથી કરીને, પ્રાણીઓના જીવને બચાવવાની બાબતમાં તેમ જ તેમના સુખને વધારવાની બાબતમાં અશોકે શા ઉપાયો લીધેલા, એ જાણવાની જરૂર રહે છે. તેણે યોજેલા એવા ઉપાયોના બે પ્રકાર છેઃ–(૧) જીવંત પ્રાણીઓને હાનિ થતી અટકાવવાને માટે તેમ જ તેમનો વધ થતો અટકાવવાને માટે તેણે યોજેલા ઉપાયો; અને (૨) જીવંત પ્રાણીઓના શરીરસુખને વધારવાને માટે તેણે યોજેલા ઉપાયો. એ પૈકીના પહેલા પ્રકારના ઉપાયોની બાબતમાં અશોકના પાંચમા મુખ્ય સ્તંભલેખમાંથી ઘણી માહિતી આપણને મળી આવે છે. અનર્થ( ઇજા )ના ઉપર તેમ જ વિહિંસા( વધ )ના ઉપર કેવા પ્રકારનાં બંધન તેણે પોતે મુકેલાં, એ અશોકે એમાં જણાવ્યું છે. સૌથી પહેલાં તો, ખાવામાં ન વાપરતાં હોય તેવાં અને શોભાના કે ઔષધિના કામે ન વપરાતાં હોય તેવાં જીવંત પ્રાણીઓને તેણે

અવધ્ય ગણ્યાં છે. આપણે ટૂંકામાં કહીએ તો, અવિચારીપણે થતી જીવહિંસા તેણે બંધ કરી છે એટલું જ નહિ, પણ જે થૂલામાં જીવાત હોય તે થૂલાને બાળવાની પણ બંધી તેણે કરેલી છે. ખાવામાં વપરાતાં તેમ જ ઘરકામમાં કે એવાં જ બીજાં કામમાં ઉપયોગમાં લેવાતાં પ્રાણીઓની બાબતમાં તેણે એવું ઠરાવ્યું છે કે, તેમનો વધ પણ કરવો નહિ: અને (પોતાના લેખમાં જણાવેલા) અમુકઅમુક શુભ દિવસે લક્ષણ (ચિહ્ન) પાડીને કે ઇંદ્રિયલોપ કરીને તેમને ઇજા પણ કરવી નહિ. પ્રથમ દર્શને તો આપણને એમ જ લાગે છે કે, આવાં જાતનાં બંધનો તો અશોકના ફળદ્રુપ ભેજામાંથી જ ઉદ્ભવ્યાં હોવાં જોઇએ. પરંતુ જરા તપાસ કરતાં એમ જણાય છે કે, કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં આવી જ જાતનાં બંધનોની ભલામણ કરવામાં આવેલી છે. એ ગ્રંથના તેંતાળીસમાં પ્રકરણમાં[૧] એમ કહ્યું છે કે, સર્વ વિહાર–પક્ષીઓની તેમ જ શુભ પશુઓની અને પક્ષીઓની હિંસા અથવા સતાવણી થતી અટકાવવી. એ ગ્રંથમાં બાગનાં પક્ષીઓની જે યાદી આપવામાં આવેલી છે તે યાદીમાં અશોકે અવધ્ય ગણેલાં નિદાન ચાર પક્ષીઓનાં નામ તો જોવામાં આવે છે. વળી, એ જ ગ્રંથના એકસોઓત્તેરમા પ્રકરણમાં[૨] એમ કહ્યું છે કે, અમુકઅમુક શુભ દિવસોએ પ્રાણીઓનો વધ ન કરવો અને તેમની ઇંદ્રિયને ઇજા ન કરવી તેમ જ ગર્ભનો નાશ ન કરવો: એવી મતલબનો હુકમ રાજાએ કાઢવો જોઇએ. અશોકે પોતાના ઉક્ત લેખમાં જે શુભ દિવસો ગણાવ્યા છે તે શુભ દિવસોને કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં ગણાવાએલા શુભ દિવસો લગભગ મળતા આવે છે. આથી કરીને આપણે એમ કહી શકીએ છીએ કે, ઉક્ત પ્રકારનાં બંધનો અશોકે પોતે જ ઊપજાવી કાઢેલાં નહિ, પણ "અર્થશાસ્ત્ર" માં ગણાવવામાં આવેલાં બંધનોનો જ અમલ તેણે કરેલો. એ બંધનોનો અમલ સંપૂર્ણ રીતે થાય તેમ

---

૧. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર" પૃ. ૧૨૨.

૨. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર" પૃ. ૪૦૭

કરવામાં તેણે કાંઇ બાકી રાખી નહિ જ હોય. પરંતુ તેણે ગમે તેવી મહેનત કરી હશે તો પણ તેનું કાંઇ ખાસ પરિણામ આવ્યું નહિ હોય, એમ લાગે છે. પોતાના સાતમા મુખ્ય સ્તંભલેખમાં અશોકે એ વાત કબૂલ કરી છે. આવી જાતનાં બંધનો નાખીને અને અમુક પ્રાણીઓને અવધ્ય ગણીને તે કાંઇ ખાસ ફાયદાકારક પરિણામ ઊપજાવી શકયો ન હતો, એમ તે પોતે જ કહે છે. પરંતુ '**निझति**'થી (એટલે કે, જીવહિંસાની સર્વસાધારણ બંધીથી) તે પોતાનો હેતુ સાધી શકયો હતો, એમ તે કહે છે. આ હેતુ ધ્યાનમાં રાખીને તેણે પોતાના ધર્મોપદેશક અમલદારોને એવો હુકમ કર્યો હતો કે, લોકોને ધર્મનો ઉપદેશ કરતી વેળાએ તેમના મગજમાં '**अनारंभो प्राणानं**'(પ્રાણના અવધ)નું અને '**अविहिसा भूतानं**'-(ભૂતોની અહિંસા)નું મહત્ત્વ તેમણે ખૂબ ઠસાવવું. એ રીતે અશોકે એક પગલું આગળ ભર્યું છે; કારણ કે, જીવને થતી ઇજાને અને જીવના વધને માત્ર કમી કરવાની જ ઇચ્છા તે રાખતો નથી, પણ પોતાથી બની શકે તો તેમ થતું તદ્દન અટકાવી દેવાની જ ઇચ્છા તે રાખે છે. આ બાબતમાં તે પોતે જ દાખલો બેસાડીને લોકોને પોતાનો હેતુ બરાબર સમજાવી દે છે. પોતાની પહેલાં થઇ ગએલા રાજાઓને અનુસરીને લોકપ્રિય થવાના હેતુથી તે પોતે જે વર્તન રાખતો હતો તે વર્તનનું વર્ણન પોતાના પહેલા મુખ્ય શિલાલેખમાં અશોકે કરેલું છે. એમાંથી આપણે એમ જાણી શકીએ છીએ કે, સમાજો ભરવાનો રિવાજ તેણે રાખ્યો હતો. કેટલાક સમાજોમાં લોકોને દેખાવોથી અને સંગીતથી તથા નૃત્યથી ખુશી કરવામાં આવતા હતા, અને કેટલાક સમાજોમાં લોકોને માંસનો અને મદ્યનો ઉપભોગ કરાવવામાં આવતો હતો. બીજા પ્રકારના સમાજોમાં જમણ લેવાને ભેગા થએલા લોકોને માંસ પીરસાતું હોવાથી અનેક પ્રાણીઓનો વધ કરવામાં આવતો હોવો જોઇએ. વળી, સૃજનજૂના રિવાજને અનુસરીને અશોક પોતાના મહેલમાં દરરોજ માંસનું દાન ગરીબ લોકોને

કરતો હતો; અને તેથી કરીને તે પોતે જ કહે છે તેમ તેના પોતાના દરબારી રસોડામાં દરરોજ સેંકડો અને હજારો પ્રાણીઓનો વધ કરવો પડતો હતો. સમાજને માટે અથવા દાનને માટે જોઇતાં પ્રાણીઓનો વધ જમણના કામે અલબત્ત થતો હતો; અને તેથી અશોકના પાંચમા મુખ્ય સ્તંભલેખમાં ગણાવેલાં બંધનોથી એ જાતના વધને અટકાયત થઇ શકતી ન હતી. પરંતુ અશોકે '**निज्झति**'–(જીવહિંસાની બંધી)નો કાર્યક્રમ અમલમાં મુકી દીધો ત્યારથી લોકોને તેનો ઉપદેશ કરીને જ તે સંતોષ માની બેસતો ન હતો, પણ રાજકુટુંબમાં જ તેનો અમલ કરીને તે પોતાની જાતે તેનો દાખલો બેસાડતો હતો. પણ એટલેથી જ તે અટકયો નહિ. તેણે તો પોતાની જાતને પણ અપવાદરૂપ ગણી નહિ. આપણે જાણીએ છીએ કે, તેને પોતાને પીરસવામાં આવતા માંસની ઉપર પણ તેણે અંકુશ મુકયો, અને છેવટે તેણે માંસ ખાવાનું બીલકુલ બંધ કરી દીધું. મધ્યદેશના લોકો મોરના માંસને સ્વાદિષ્ઠ ભોજન ગણતા હતા તેમ અશોક પણ મોરના માંસને સ્વાદિષ્ઠ ભોજન ગણતો હતો; પરંતુ તેવું ભોજન કરવાનું પણ તેણે છેવટે બંધ કરી દીધું. આપણે એટલુ યાદ રાખવાનું છે કે, સામાન્ય રીતે પ્રાણીઓને ઇજા થતી તથા પ્રાણીઓનો વધ થતો અટકાવવાના હેતુથી જ આવા ઉપાયો અશોકે યોજ્યા હતા. પ્રાણીઓના શરીરસુખને વધારવાનો આશય તેમાં બીલકુલ ન હતો. પણ એ આશયને બર લાવવાને માટે તેણે બીજા જ ઉપાયો યોજ્યા. એ ઉપાયોની માહિતી અગાઉ આપણે મેળવી ગયા છીએ. મનુષ્યો તેમ જ પશુઓ જીવનનો ઉપભોગ કરે તેટલા માટે એ ઉપાયો(પરોપકારનાં કામો)ની યોજના અશોકે કરી હતી. અશોકના સાતમા મુખ્ય સ્તંભલેખમાં એમનું વર્ણન કરવામાં આવેલું છે, અને અગાઉ આપણે તેની માહિતી મેળવી ગયા છીએ. અશોકના બીજા મુખ્ય શિલાલેખમાં લગભગ એ જ જાતનાં પરોપકારનાં કામો ગણાવવામાં આવેલાં છે. પરંતુ ઉક્ત શિલાલેખમાં અતિ મહત્ત્વનું જે કામ ઉલ્લેખાએલું છે તે ઉક્ત

સ્તંભલેખમાં જોવામાં આવતું નથી. પોતાના એ શિલાલેખમાં અશોક કહે છે કે, તેણે એ જાતની ચિકિત્સા ( દરદીને સારા કરવાની વ્યવસ્થા ) યોજી હતી:—(૧) મનુષ્યચિકિત્સા; અને (૨) પશુચિકિત્સા. પોતાના હેતુને બર લાવવાને માટે તેણે જે વ્યવસ્થા કરેલી તેનું વર્ણન આમ તેણે પોતે કરેલું છે:—"મનુષ્યોના ઉપયોગની અને પશુઓના ઉપયોગની ઔષધિઓ જ્યાંજ્યાં જોવામાં આવી નથી ત્યાંત્યાં તે અણાવીને રોપાવવામાં આવેલી છે. મૂળ અને ફળ જ્યાંજ્યાં જોવામાં આવ્યાં નથી ત્યાંત્યાં તે અણાવીને રોપાવવામાં આવેલાં છે." અશોકે માત્ર પોતાના જ રાજ્યમાં આવું કામ કરેલું, એવું કાંઇ ન હતું. તેના તેરમા મુખ્ય શિલાલેખમાં જણાવેલા પાડોસી રાજાઓનાં ( જે રાજાઓની ઓળખાણ અગાઉ આપણે કરી ગયા છીએ તે રાજાઓનાં) રાજ્યોમાં પણ તેણે આવું કામ કરેલું : એ જોઇને તેનાં વખાણ મુક્તકંઠે આપણે કરવાં પડે છે.

ધર્મોપદેશક તરીકેની અશોકની પ્રવૃત્તિનું પરિણામ છેવટે શું આવ્યું ? પોતાના વિસ્તૃત સામ્રાજ્યની હદની અંદર પોતાના ધર્મનો ફેલાવો તે કરી શકયો એટલું જ નહિ, પણ પોતાના પાડોસમાં આવેલા સ્વતંત્ર રાજાઓનાં રાજ્યોમાં પણ તે પોતાના ધર્મને ફેલાવી દઇ શકયો. પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં પોતાના પુત્રોને અને પૌત્રોને ઉદ્દેશીને અશોક કહે છે કે, "પરંતુ આ ધર્મવિજયને દેવોને લાડકાએ મુખ્યમાં મુખ્ય વિજય ગણેલો છે; અને તે પણ દેવોને લાડકાએ અહીં અને સરહદના મુલકોમાં છસો યોજન દૂર" મેળવ્યો છે. એ રીતે અશોક આપણને સ્પષ્ટપણે કહી બતાવે છે કે, પોતાના રાજ્યમાં તેમ જ પાડોસનાં રાજ્યોમાં તેણે ધર્મવિજય મેળવ્યો હતો. પોતાના રાજ્યની અંદર આવી રહેલાં જે અનેક સરહદી રાજ્યોમાં તે પોતાનું ધર્મોપદેશકાર્ય ચલાવતો હતો તે રાજ્યોનાં નામોનો નિર્દેશ તેણે કરેલો છે. વળી, આપણા દેશના છેક દક્ષિણભાગમાં આવી રહેલાં સ્વતંત્ર રાજ્યોનાં તેમ જ પાંચ યવન–રાજાઓનાં

રાજ્યોનાં નામોનો નિર્દેશ પણ તેણે કરેલો છે. એ રીતે જોતાં, કેટલા બહોળા વિસ્તારમાં અશોકના ધર્મનો ફેલાવો થએલો, એ આપણા ખ્યાલમાં આવી શકે છે. આખા હિંદુસ્તાનમાં તેમ જ સિંહલદ્વીપમાં અશોકના ધર્મનો ફેલાવો થઇ ગયો હતો એટલું જ નહિ, પરંતુ યવન–રાજાઓના તાબાના સીરિયામાં તથા મીસરમાં તેમ જ મૅસીડોનિયામાં તથા એપિરસમાં અને સીરીનમાં પણ અશોકનો ધર્મ ફેલાયો હતો. પરંતુ એટલાથી જ બસ ન હતું. એ જ લેખમાં અશોક એમ પણ કહે છે કે, "જ્યાં દેવોને લાડકાના દૂતો જતા નથી ત્યાં પણ તેઓ દેવોને લાડકાએ ધર્મને અનુસરીને કરેલાં વિધાનને અને ધર્મોપદેશને સાંભળીને ધર્મ પાળે છે અને પાળશે." ચીનમાં અને બ્રહ્મદેશમાં ધર્મપ્રચારને લગતું કામ અશોકે કરેલું તેને ઉદ્દેશીને આવું લખાણ થયું હોય, એ બનવાજોગ છે.

અશોકે ઘડેલા સુંદર કાર્યક્રમનો અને તેને અમલમાં મુકવાને જે પદ્ધતિસર પ્રયત્નો તેણે કરેલા તે પ્રયત્નોનો વિચાર આપણે કરીએ તો, ધર્મોપદેશક તરીકેની તેની પ્રવૃત્તિનો જે અહેવાલ તેના તેરમા મુખ્ય શિલાલેખમાં આપવામાં આવેલો છે તે અહેવાલને છેક જ અવિશ્વસનીય તો આપણે ન જ ગણી શકીએ. પરંતુ કેટલાક વિદ્વાનોએ એ અહેવાલના સંબંધમાં શંકા ઉઠાવેલી છે. તેઓ એમ માને છે કે, અશોકના સમયમાં હિંદુસ્તાનની બહાર બૌદ્ધપંથનો ફેલાવો થએલો નહિ. એવા વિદ્વાનોમાં અધ્યાપક ટી. ડબલ્યુ. ર્‌હાઇસ ડેવિડ્ઝ અગ્રસ્થાન ભોગવે છે. ઉક્ત લેખમાં અશોકે ધર્મપ્રચારને લગતો જે અહેવાલ આપેલો છે તેના સંબંધમાં પાલિભાષાના એ અભ્યાસી કહે છે કે, "એમાં રાજાના મિથ્યાભિમાનનો કેટલો અંશ છે, એ કહેવું અઘરૂં છે. પોતાના કથનને પુષ્ટિ અને વજન આપવાના હેતુથી ગ્રીસના રાજાઓનાં નામ એમાં ઘુસાડી દેવામાં આવ્યાં હોય, એ બનવાજોગ છે. ત્યાં કોઇ પણ દૂતોને મોકલવામાં આવ્યા જ ન હોય, એ પણ સંભવિત છે. દૂતોને મોકલવામાં આવ્યા હોય તો પણ, ગ્રીસના આત્મસંતોષને તે કારણે

કાંઈ હાલી આવ્યો હોય, એમ માનવાનું કાંઈ ખાસ કારણ નથી. આવેલાં પરિણામોનો જે અંદાજ અશોકે કરેલો છે તેનાથી ગ્રીસનું નરમપણું સાબીત થાય છે તેના કરતાં તો તેનું પોતાનું અભિમાન વધારે સાબીત થાય છે. કોઈ 'જંગલી મનુષ્ય' ઊઠીને ધર્મનો ઉપદેશ કરતો આવે, એ અર્થહીન વિચારથી ગ્રીસના લોકોને કેટલી ગંમત પડી હશે? એની કલ્પના આપણે કરી શકીએ છીએ. પરંતુ પરદેશી રાજાના હુકમથી એ લોકો પોતાના દેવોને અને વહેમોને તરછોડે એ તો આપણી કલ્પનામાં આવી શકતું નથી."[1] બૌદ્ધપંથનો ફેલાવો કરવાના હેતુથી જ અશોકે ગ્રીસના રાજાઓની હજૂરમાં પોતાના દૂતોને મોકલેલા, એવો પૂર્વગ્રહ અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝ સાહેબે અહીં બાંધી દીધેલો છે. પરંતુ એ તો એમની કેવળ કલ્પના જ છે. અશોકનો તેરમો મુખ્ય શિલાલેખ વાંચીને આપણે તો ઘણુંકરીને એમ જ સમજવાનું છે કે, ગ્રીસના રાજાઓના દરબારમાં પોતાના દૂતોને મોકલવાનો રિવાજ તો પહેલીથી જ અશોકે રાખેલો હતો; પરંતુ પોતાના અમલદારોની મારફતે ગ્રીસનાં રાજ્યોમાં એવો જ ધર્મપ્રચાર કરવાની જે તક તેને મળેલી તેનો લાભ તેણે લઈ લીધો હતો. આપણે એટલું તો જાણીએ છીએ કે, સેલ્યુકસે પોતાના રાજકાળમાં મૌર્ય રાજદરબારમાં પોતાના બે દૂતોને ક્રમશઃ મોકલી આપ્યા હતા. મીસરના રાજા ટૉલેમી ફિલાડેલ્ફસે પણ એ હિંદી દરબારમાં પોતાનો એક દૂત મોકલાવ્યો હતો. આમ હતું તો પછી, ચંદ્રગુપ્તના સમયથી માંડીને મૌર્યવંશના રાજાઓ ગ્રીસના રાજદરબારમાં પોતાના દૂતો બદલામાં મોકલી આપતા હોય, એ કાંઈ અશક્ય નથી. ધર્મપ્રચારના કામે અશોકે ઉપલી પાયરીના પોતાના અમલદારોને નીમ્યા હતા તો પછી એ જ રૂઢિને અનુસરીને પોતાના દૂતોને પણ ગ્રીસના રાજ્યમાં એ કામ તેણે સોંપ્યું હોય, એ બનવાજોગ છે. અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝ વધારામાં એમ માને છે કે, 'અશોકના દૂતો ધર્મોપદેશક

---

૧. "બુદ્ધિસ્ટ ઇંડિયા" (બૌદ્ધ હિંદુસ્તાન), પૃ. ૨૯૮–૨૯૯.

તરીકે પણ કામ કરતા હતા’ એમ આપણે ઘડીભર માની લઈએ તો પણ તેઓ ગ્રીસની પ્રજામાંના ઘણા લોકોને પોતાના અનુયાયી બનાવી શકયા નહિ હોય; કારણ કે, ગ્રીસના લોકો અતિશય આત્મસંતોષી હતા તેથી કરીને, ‘જંગલી લોકો’ના ઉપદેશને સાંભળીને તેઓ પોતાના દેવોને અને વહેમોને ધૂતકારી કાઢે, એ બની શકે તેમ ન હતું. પાલિભાષાના એ અભ્યાસીએ અહીં પણ એમ જ માની લીધું છે કે, અશોકે તો અનેક ગ્રીસવાસીઓને પોતાના અનુયાયી બનાવી મુકયા હતા. પરંતુ એ એમની ભૂલ છે. અશોક તો માત્ર એટલું જ કહે છે કે, ગ્રીસનાં રાજ્યોમાં તેણે પોતાના ધર્મનો પ્રચાર કર્યો હતો. ગ્રીસવાસીઓને પોતાના અનુયાયી બનાવવામાં તે સફળ નીવડયો હતો, એવો તેનો અર્થ કાંઈ થતો નથી. ગ્રીસની પ્રજા ન ગણાય એવા જે લોકો ગ્રીસનાં રાજ્યોમાં વસતા હશે તે લોકોને જ તેણે પોતાના અનુયાયી બનાવ્યા હતા, એમ કહેવાનો તેનો મુદ્દો છે. બીજા ધર્મોને પોતાના કરી લેવાને લગતી ગ્રીસવાસીઓની એ અશક્તિનું કારણ શું? સંસ્કૃતિમાં તેમની પોતાની પાયરીથી ઊતરતી પાયરીના ગણાય એવા ‘જંગલી લોકો’ના ધર્મની પ્રત્યેનું તેમનું વલણ તો સમજી શકાય તેવું છે. પરંતુ સંસ્કૃતિમાં તેમનાથી કોઈ પણ રીતે ઊતરતા ન ગણી શકાય એવા લોકોની ધાર્મિક અસરનો વિરોધ કરીને તેઓ પોતાના મનથી જ તેનો પ્રવેશ પોતાનામાં થવા દેતા ન હતા, એમ શા માટે માની લેવું વારુ? હિંદુ સંસ્કૃતિના પરિચયમાં આવેલા યવનો હિંદુસ્તાનના વિવિધ ધર્મોના તેમ જ બૌદ્ધપંથના અનુયાયી બન્યા હતા, એ આપણે નથી જાણતા શું?[1] સાહિત્યમાં અને શિલાલેખો વગેરેમાં અનેક પ્રસંગે તેમનો ઉલ્લેખ થએલો જોવામાં આવે છે. વળી, મીસરનો ટૉલેમી ફિલાડેલ્ફસ ઍલેક્ઝાંડ્રિયાના પુસ્તકાલયનો સ્થાપક અને વિકાસક હતો; અને એપિફેનિયસના કથનના આધારે[2] આપણે જાણીએ છીએ કે,

---

૧. ઇં. ઍં, ૧૯૧૧, પૃ. ૧૧–૧૩.

૨. એપિફેન. ૬ મેં. ઍ પૉ., ૯.

હિંદુઓના ગ્રંથોનું ભાષાંતર કરવાને તેનો પુસ્તકાલયાધ્યક્ષ ઇંતેજાર હતો. ગ્રીસવાસીઓનાં વખાણ કરનારા હાલના કેટલાક લોકો માની લે છે તેમ, સંસ્કૃતિની નજરે આમ જક પકડીને બેસે એવા તો તેઓ ન જ હતા.

અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝ એમ માને છે કે, અશોકના સમયમાં બૌદ્ધપંથનો જે ફેલાવો થયો હતો તે ફેલાવાની હકીકત અશોકના પોતાના લેખમાંથી તો બહુ જ થોડી મળી આવે છે; પણ સિંહલદ્વીપના ઇતિહાસસંગ્રહમાં તે હકીકત ઘણા વધારે પ્રમાણમાં જળવાઇ રહેલી છે. મોગ્ગલિના પુત્ર તિસ્સના જે દૂતો આપણા હિંદુસ્તાનના વિવિધ ભાગમાં આવેલા તેમને લગતી હકીકત સિંહલદ્વીપના ઇતિહાસસંગ્રહમાં આપેલી છે. દરેક દૂતની સાથે ચાર મદદનીશો પણ આવ્યા હતા. પાલિભાષાના એ અભ્યાસી કહે છે કે, "એ દૂતોને અશોકની કને મોકલવામાં આવ્યા ન હતા, પણ સંઘના આગેવાનોની કને તેમને મોકલવામાં આવ્યા હતા –અને પશ્ચિમમાંનાં ગ્રીસનાં રાજ્યોમાં કોઇ દૂતસંઘ મોકલાયાનો ઉલ્લેખ તેઓ કરતા નથી –તો પછી તેમનો અભિપ્રાય રાજશાસનના કરતાં વધારે પ્રમાણભૂત ગણાય, એ વિશેષ સંભવિત છે."[૧] અહીં અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝ એમ કહેવા માગે છે કે, ગ્રીસના લોકો આત્મસંતોષી અને પોતાના મંતવ્યને વળગી રહેનારા હતા તેથી કરીને ગ્રીસના રાજ્યમાં તો બૌદ્ધપંથનો ફેલાવો નહિ જ થયો હોય. વળી, અશોકના સમયમાં હિંદુસ્તાનના સરહદી પ્રાંતોની અંદર જ બૌદ્ધપંથનો ઉપદેશ થતો હતો, એવું સિંહલદ્વીપના ઇતિહાસસંગ્રહમાં જણાવેલું છે તેથી તેને જ વધારે શક્ય અને ચોક્કસ માનવું: એમ એ વિદ્વાન કહે છે. તે જ પ્રમાણે, અશોકની કને દૂતો મોકલાએલા નહિ, પણ બુદ્ધસંઘના આગેવાનની કને તેઓ મોકલાએલા, એમ એ જ ઇતિહાસસંગ્રહમાં કહેલું હોવાથી, હિંદુસ્તાનમાં તો શું પણ ગ્રીસનાં મિત્રરાજ્યોમાં

---

૧. "બુદ્ધિસ્ટ ઇંડિયા" (બૌદ્ધ હિંદુસ્તાન), પૃ. ૩૦૧-૩૦૨.

પણ બૌદ્ધપંથનો ફેલાવો સફળ રીતે કરવામાં આવ્યો હતો, એ
અશોકે જે કહ્યું છે તે તો માત્ર તેનું મિથ્યાભિમાન અને તેના પોતાના
ગર્વનું પરિણામ છેઃ એમ પણ એ વિદ્વાન આપણને કહે છે. ત
પોતે એમ માને છે કે, સિંહલદ્વીપના ઇતિહાસસંગ્રહમાં તે પોત
જે અડગ વિશ્વાસ રાખે છે તેને સિંહલદ્વીપના ભિક્ષુઓએ આપણ
જાણને માટે નોંધી રાખીને જાળવી રાખેલા ઇતિહાસના આધારભૂત
ટુકડાઓથી ટેકો મળે છે. ખાસ કરીને ઉક્ત દૂતસંઘોને લગતી જે
પ્રાચીન પરંપરા તેમણે સંઘરી રાખેલી છે તેને ઉપરનું કથન કેવી
રીતે લાગૂ પડે છે, એ બતાવવાનો પ્રયત્ન અધ્યાપક હ્રાઇસ ડેવિડ્
સાહેબે કરેલો છે. તે કહે છે કે, હિમાલયના પ્રદેશમાં બૌદ્ધપંથનો ઉપદેશ
કરવાને મોકલવામાં આવેલા દૂતો પૈકીના ત્રણ દૂતો તો 'મજ્ઝિમ' તથ
'કસ્સપ–ગોત્ત' અને 'દુંદુભિસ્સર' હતા. ઇતિહાસસંગ્રહના લેખકોએ
પોતાના મનના ઘોડા દોડાવીને આ વિગતો ઉપજાવી કાઢી હશે
એમ કોણ ન ધારે ? પરંતુ સાંચી ગામના પાડોસમાં ખોદકામ કરત
જૂના કાળના અવશેષરૂપ જે પેટીઓ કનિંગહામ સાહેબને મળ
આવેલી તે પેટીઓના ઉપર કોતરવામાં આવેલાં નામોમાં ઉક્ત નામો
પણ જોવામાં આવ્યાં છે, એ જ એમ બતાવી આપે છે કે, હિમાલયન
પ્રદેશમાં ધર્મોપદેશ કરવાને મોકલવામાં આવેલા દૂતસંઘની સાથે
કસ્સપ–ગોત્તને અને દુંદુભિસ્સરને સંબંધ હતો. પાલિભાષાના એ
અભ્યાસીના મતે આ હકીકતથી એમ જ ચોખ્ખેચોખ્ખું સાબીત
થાય છે કે, બૌદ્ધપંથના પ્રચારના સંબંધમાં અશોકના સમયમાં જે
કાંઇ બનેલું તેને સિંહલદ્વીપના ભિક્ષુઓએ અખંડિત પરંપરા
જાળવી રાખીને બરાબર નોંધી રાખેલું છે. હવે આમ વિચારો
"દીપવંશ"માં જે પાંચ નામો આપેલાં છે તે પાંચ નામોમ
'મજ્ઝિમ'નું નામ છે; પણ "મહાવંશ"માં એમ કહ્યું છે કે
ઉપર્યુક્ત દૂતસંઘની સરદારી મજ્ઝિમે લીધી હતી. સાંચીમાંથી મળ
આવેલી જૂની પેટીઓના ઉપર કોતરવામાં આવેલા લેખોમાં મજ્ઝિમ

નામ છે ખરું; પણ તેમાં હિમાલયના પ્રદેશમાં ઉપદેશ કરનાર તરીકે 'મજ્ઝિમ'ને ગણ્યો નથી પણ 'ગોતિપુત કસપગોત'ને ગણ્યો છે. વળી, હિમાલયમાં ઉપદેશ કરનાર કસપગોતને સાથે ગણી લેતાં કુલ નવ ભિક્ષુઓનાં નામ એ લેખોમાં ગણાવવામાં આવેલાં છે. એ નવ નામો પૈકીનાં માત્ર બે જ નામો "દીપવંશ"માં ગણાવાએલાં નામોની સાથે મળતાં આવે છે. "દીપવંશ"માં ગણાવાએલાં બાકીનાં બે નામોનો ઉલ્લેખ સાંચીના લેખોમાં શા માટે ન થયો? સાંચીના લેખોમાં ગણાવેલાં બાકીનાં સાત નામોની અવગણના "દીપવંશ"માં શા માટે કરવામાં આવી? આવી સ્થિતિમાં ઉક્ત દૂતસંઘના સંબંધમાં સિંહલદ્વીપના ઇતિહાસસંગ્રહને ઐતિહાસિક દૃષ્ટિએ પ્રામાણિક અને ચોક્કસ શી રીતે માનવો, એ આપણને બરાબર સ્પષ્ટ થતું નથી. વળી, વિચારપૂર્વક બારીક તપાસની કસોટીમાંથી એ અહેવાલ પસાર થઈ શકે છે ખરો? ઇતિહાસસંગ્રહમાં એમ કહ્યું છે કે, જે દૂતો મોકલાએલા તે પૈકીના ચાર દૂતો તો 'રક્ખિત' અને 'ધંમરક્ખિત' તથા 'મહાધંમરક્ખિત' અને 'મહારક્ખિત' હતા. ઓછામાં ઓછા ચાર દૂતોનાં નામ આમ લગભગ એકસરખાં છે, એ જોઇને ઉક્ત અહેવાલની બાબતમાં આપણને શંકા ન ઊભી થાય, શું? 'મજ્ઝિમ' અને 'મજ્ઝંતિક': એ બે નામોમાં પણ એવું જ મળતાપણું જોવામાં આવે છે. વળી, દૂતત્વ કરવાને સાથે-સાથે જ સુવર્ણભૂમિમાં ગએલા 'સોન'ને અને 'ઉત્તર'ને એક જ વ્યક્તિ તરીકે વિદ્વાનો ગણે છે. આવું હોવાથી, ઐતિહાસિક નોંધ તરીકે ઉક્ત અહેવાલનો વિચાર બહુ જ ચેતીચેતીને કરવાનો છે, એમ કહ્યું છે[1] તે યોગ્ય જ છે. આવી વસ્તુસ્થિતિ છે તો પછી, બૌદ્ધ દૂતસંઘોની હકીકત અશોકના લેખોમાં જળવાઇ રહી છે તે ઓછી વિશ્વાસપાત્ર છે, પણ સિંહલદ્વીપના ઇતિહાસસંગ્રહમાં તેની

---

૧. કર્નકૃત "મૅન્યુલ ઑફ ઇંડિયન બુદ્ધીઝમ" (હિંદી બૌદ્ધપંથનો લઘુગ્રંથ), પૃ. ૧૧૭.

જે હકીકત જળવાઈ રહી છે તે વધારે વિશ્વાસપાત્ર છે, એમ માનવું : એ તો "કબૂલી ન શકાય એટલી બધી હિમ્મતભરી કલ્પના" છે.

અશોકે માત્ર એક જ સ્થળે ગ્રીસના રાજાઓનાં રાજ્યોનો ઉલ્લેખ કરેલો નથી. દૂરદૂરના પ્રદેશોમાં તે પોતે જે ધર્મપ્રચાર કરતો હતો તેની હકીકત આપતાં જ તે તેમનો ઉલ્લેખ કરતો નથી. અન્યત્ર એ રાજાઓનો ઉલ્લેખ તેણે કરેલો છે. મનુષ્યોના તથા પશુઓના હિતને માટે તેણે ચિકિત્સકોની યોજના કરેલી, અને જ્યાંજ્યાં ઔષધિઓ ન હતી ત્યાંત્યાં તે લેવડાવી જઇને તેણે રોપાવેલી : એ હકીકત પોતાના બીજા મુખ્ય શિલાલેખમાં તેણે આપેલી છે. તે પોતે જ કહે છે તેમ, પોતાના રાજ્યમાં તેમ જ ગ્રીસનાં રાજ્યોમાં તેણે આ પરોપકારનાં કામ કર્યાં હતાં. જે વાત મુદ્દે સાચી ન હતી તે જ વાત અશોકે આ બન્ને પ્રસંગોને ઉદ્દેશીને જણાવી છે, એમ આપણે માનવું, શું ? એમ હોય તો તો એનો અર્થ એટલો જ થયો કે, અશોકે પૂરેપૂરી બનાવટી હકીકત અહીં રજૂ કરી છે. પરંતુ કોઇ પણ વિવેકી વાચક એવો અર્થ નહિ જ સ્વીકારે. અશોકે પોતે જે કામ સાધ્યું હશે તેની હકીકત આપતાં તેમાં કાંઇક અતિશયોક્તિનો અંશ તેણે દાખલ કર્યો હોય, એ બનવાજોગ છે. પરંતુ, પોતાના અમલદારોની મારફતે જ સ્વદેશમાં તેમ જ પરદેશમાં પોતાના ધર્મનો પ્રચાર કરવાનું કામ તેણે પોતે સાધ્યું હતું, એવું અશોકે કહ્યું છે તેની બાબતમાં તો કોઇ પણ નિષ્પક્ષપાતી વાચક વહેમ ઊઠાવી શકે નહિ. તો પછી એટલો સવાલ તો હરકોઇ વાચક પૂછી શકે કે, ધર્મોપદેશને લગતી તેની પ્રવૃત્તિથી પરદેશમાં કાંઇ પણ ચિરસ્થાયી અસર પેદા થઇ હતી કે કેમ ? ગ્રીસનાં રાજ્યોમાં અશોકનું ધર્મોપદેશકાર્ય કેટલા અંશે સફળ નીવડેલું, એનો વિચાર કરતાં ઉપરના સવાલનો જવાબ આપણને મળી રહેશે.

એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, મહત્ત્વની અમુકઅમુક બાબતોમાં બૌદ્ધપંથ ખ્રિસ્તીધર્મને બહુ મળતો આવે છે. આવું

મળતાપણું કાંઇ અચાનક ન જ બની આવે. આશરે પચીસ વર્ષના પહેલાં એફ. મૅક્સ મ્યુલર સાહેબે બહુ બોધદાયક ભાષણ આપેલું તેનો સારાંશ આપીને જ અહીં તો આપણે સંતોષ માનશું. તે કહે છે કે, 'રોમન કૅથોલિક' પંથના બે ધર્મોપદેશકો તિબેટમાં મુસાફરી કરતા હતા ત્યારે તેમના પોતાના કર્મકાંડની અને બૌદ્ધભિક્ષુઓના કર્મકાંડની વચ્ચેનું મળતાપણું જોઇને તેઓ ચમક્યા. એ કારસ્તાન શયતાનનું હોવું જોઇએ, એમ તેમણે કહ્યું. પરંતુ કુદરતી કારણોથી મળતાપણું ઉત્પન્ન થઇ શકતું હોય, તો પછી કોઇ પણ જાતનો ખુલાસો શોધવાનો રહેતો નથી. ઇસ્વીસનના સાતમા સૈકાના મધ્યભાગથી માંડીને આઠમા સૈકાના અંતભાગ સુધીમાં ખ્રિસ્તી ધર્મોપદેશકો ચીન દેશમાં પ્રવૃત્તિ કરી રહ્યા હતા. એ વાતની સાક્ષી ઇતિહાસ પોતે પૂરે છે. ઉક્ત મળતાપણાનો ખુલાસો આમ કાંઇક સંતોષકારક રીતે મળે છે. બૌદ્ધપંથના પ્રાચીનકાળમાં એ પંથની અને ખ્રિસ્તીધર્મની વચ્ચે બીજી પણ અનેક બાબતોનું મળતાપણું હતું. ભૂલની કબૂલત; ઉપવાસ; ભિક્ષુઓનું બ્રહ્મચર્ય; અને માળા: એ ઉક્ત બાબતો હતી. ઇસ્વીસનની શરૂઆત થઇ તેના પહેલાંથી જ એ બાબતો માન્ય રખાતી આવી હતી તેથી એવું જ અનુમાન થઇ શકે છે કે, તે બાબતોનું અનુકરણ થયું હોય તો તેવું અનુકરણ કરનારા તો ખ્રિસ્તીઓ જ છે. આપણા સમાન મનુષ્યત્વને ઉદ્દેશીને આવા મળતાપણાનો ખુલાસો આપી શકાતો હોય તો મળતા દાખલા રજૂ કરો. એવું મળતાપણું અકસ્માત થએલું માનવામાં આવતું હોય તો અકસ્માત બનતા બનાવોના પ્રકરણમાંથી એવા બીજા દાખલા ટાંકી બતાવો. મૅક્સ મ્યુલર સાહેબનું પોતાનું માનવું તો એવું હતું કે, એ મળતાપણું પુષ્કળ તેમ જ મિશ્રિત હોવાથી તેને અકસ્માત બની આવેલું ગણી શકાય તેમ નથી. આ બાબતોનું જ્ઞાન કેવી રીતે ફેલાયું હતું?[૧] એવો સવાલ પૂછી શકાય. અલબત્ત,

---

૧ "જર્નલ ઑફ મહાબોધિ-સોસાયટી," ૫, ૪

ઇસપની વાતોના ઉપર અને બાઇબલના કેટલાક ભાગના ઉપર હિંદી અસર થએલી છે, એવો વહેમ તો લાંબા સમયથી પડતો આવ્યો છે. બહુ જ જૂના સમયથી પૂર્વદિશામાંના અને પશ્ચિમ-દિશામાંના પ્રદેશોની વચ્ચે આવો વિચારવિનિમય થતો આવ્યો હતો તો પછી, માત્ર બૌદ્ધપંથમાંના જ મુખ્ય વિચારો પશ્ચિમ-દિશામાંના દેશોને અજ્ઞાત રહેલા, એમ આપણે માનવું, શું? પરંતુ, એ પ્રદેશોમાં ભિક્ષુઓએ બૌદ્ધપંથનો ઉપદેશ કરેલો, એમ બૌદ્ધગ્રંથોમાં તો કોઇ સ્થળે કહ્યું નથી. પરંતુ અશોકના પોતાના જ સ્પષ્ટ કથનના આધારે આપણે એટલું તો જાણીએ છીએ કે, બુદ્ધના ધર્મનો પ્રચાર કરવાના હેતુથી તેણે પોતે પોતાના અમલદારોને પોતાના સમકાલીન યવનરાજાઓના દરબારમાં પોતાના દૂત તરીકે મોકલેલા હતા. તો પછી, ધર્મોપદેશને લગતી અશોકની પ્રવૃત્તિઓને લઇને જ પશ્ચિમ-એશિયામાં બૌદ્ધપંથનો ફેલાવો થએલો, એમ કહેવામાં જરા પણ શંકાને સ્થાન રહી શકે ખરું? બૌદ્ધપંથે એ રીતે ખ્રિસ્તીધર્મના ઉપર અસર કરેલી છે તેથી કરીને ખ્રિસ્તીધર્મ તો બૌદ્ધપંથનું ઊતરતા પ્રકારનું રૂપ છે, એવો નિર્ણય કોઇ રીતે કરી શકાતો નથી. આમ કહીને ખ્રિસ્તીધર્મની નવીનતાને તેમ જ સુંદરતાને અને સચ્ચાઇને છીનવી લેવાનો હેતુ નથી. શ્રીયુત પૉલ કૅરસ સાહેબ કહે છે તેમ, "ખ્રિસ્તીધર્મનાં તત્ત્વો પૈકીનું કોઇ પણ તત્ત્વ તદ્દન નવીન નથી. તેમ છતાં પણ તેમાં સૌનું ઐક્ય એવું કાંઇક વિશેષ છે કે, એકંદરે તો તે બેશક નવીન છે, અને નિદાન પશ્ચિમદેશોમાં તો પૂર્વના સર્વ યુગોથી એકદમ જૂદા પડી આવતા યુગની શરૂઆત તેનાથી થએલી છે."[૧]

વળી પશ્ચિમ-એશિયાના સૌથી વધારે મહત્ત્વના મનાતા ખ્રિસ્તીધર્મના ઉપર જ બૌદ્ધપંથની અશંકનીય અસર થએલી, એમ

---

૧ "બુદ્ધીઝમ ઍન્ડ ઇટ્સ ક્રિશ્ચિયન ક્રિટિક્સ" (બૌદ્ધપંથ અને તેના ખ્રિસ્તી ટીકાકારો), પૃ. ૨૧૫-૨૧૬

નહિ હોય. બીજા પણ કેટલાક પંથોના ઉપર તેની તેવી અસર થએલી હશે. અહીં 'એસેની' લોકોના ધર્મનો દાખલો નોંધવા-લાયક છે. થોડાક યાહુદી ભિક્ષુઓ તેમના ધર્મગુરુઓ બન્યા હતા. કંઇક અંશે સાધુઓને છાજતી વિચિત્ર ક્રિયાઓ તેઓ કરતા હતા, અને 'મૃતસમુદ્ર'ના કિનારાની બાજુમાં તેઓ વસતા હતા. લાંબા વખતથી વિદ્વાનો એમ કબૂલ કરતા આવ્યા છે કે, મહત્ત્વની તેમની કેટલીક ક્રિયાઓ બૌદ્ધપંથમાંથી તેમને મળેલી હતી.[1] ખ્રિસ્તીધર્મનો ઉદય થયો તેના પહેલાંજ 'એસેની' લોકો હયાતી ધરાવતા હતા, એમ પણ સૌ સ્વીકારે છે. 'થેરાપ્યુટી' લોકોની ધર્મની બાબતમાં પણ એમ જ બનેલું છે. એ લોકો ઍલેક્ઝાંડ્રિયાના પાડોસમાં રહેતા હતા. તેમનો પંથ ખ્રિસ્તાધર્મની પહેલાંના યાહુદીપંથનો એક ભાગ હતો. એ લોકોના ઉપદેશમાં અને જીવનક્રમમાં પણ બૌદ્ધપંથની અસર જોવામાં આવી છે.[2] એ રીતે જોતાં પશ્ચિમ-એશિયાની ધર્મવિષયક સ્થિતિના ઉપર થએલી બૌદ્ધપંથની અસર ઇસ્વીસનના પહેલા સૈકાથી પણ પહેલાંની છે. એ પ્રદેશોમાં અશોકે ધર્મોપદેશને લગતી જે ઉત્સાહભરી પ્રવૃત્તિ કરેલી તેના જ પરિણામમાં તેવી જાતની અસર બેશક થએલી હોવી જોઇએ.

હિંદુસ્તાનના અંદર પોતાના રાજ્યમાં તેમ જ હિંદુસ્તાનની બહાર પશ્ચિમ-એશિયામાં અશોકે પોતાનો ધર્મ ફેલાવેલો, એમ આપણે કહીએ છીએ તેનો અર્થ એવો નથી થતો કે, ખુદ બૌદ્ધ-ભિક્ષુઓએ પોતાના પંથનો ફેલાવો કરવાની બાબતમાં કાંઇ જ પ્રવૃત્તિ કરેલી નહિ. મોગ્ગલિપુત્ત તિસ્સે હિંદુસ્તાનના વિવિધ ભાગમાં પોતાના ધર્મોપદેશક ભિક્ષુઓને મોકલેલા, એમ "દીપવંશ"માં તેમ જ "મહાવંશ"માં કહ્યું છે તેથી કરીને આપણે એમ જ સમજી લેવાનું છે કે, અશોકના સમયમાં બૌદ્ધભિક્ષુઓએ પણ પોતાના પંથના

---

૧ એ. રી. એ. ૫, ૪૦૧

૨ એ. રી. એ., ૧૨, ૩૧૮-૩૧૯

પ્રચારના સંબંધમાં પોતાના વિશિષ્ટ ઉપાયો યોજ્યા હતા. પરંતુ (આપણે પ્રથમ કહી ગયા છીએ તેમ) તેમની હકીકતનો ઉપયોગ બહુ જ સાવચેતીથી આપણે કરવાનો છે. ઘણું કરીને બૌદ્ધભિક્ષુઓએ પોતાના બે સંઘોને ધર્મોપદેશના કામે મોકલ્યા હતા. તેમનો એક સંઘ હિમાલયના પ્રદેશમાં ગયો હતો, અને તેમનો બીજો સંઘ હિંદુસ્તાનના પશ્ચિમભાગમાં ગયો હતો. હિમાલયના પ્રદેશમાં ગએલા ભિક્ષુસંઘની આગેવાની મજ્ઝિમે લીધી ન હતી પણ ગોતિપુત કસપગોતે લીધી હતી. હિમાલયના એ પ્રદેશમાં કશ્મીરનો અને ગંધારનો સમાવેશ થતો હતો. એ રીતે જોતાં, એ પ્રાંતોમાં એકલો જ મોકલાએલો 'મજ્ઝંતિક' જ આ 'મજ્ઝિમ', એમ ઠરે છે. ઘણું કરીને એવું બનેલું કે, જે ભિક્ષુસંઘની આગેવાની ગોતિપુત કસપગોતે લીધેલી તે ભિક્ષુસંઘમાં મજ્ઝિમ પણ હતો. ગોતિપુત કસપગોતે ધર્મોપદેશના કામે એ બે પ્રાંતો (કશ્મીર અને ગંધાર) મજ્ઝિમને સોંપ્યા હતા. તે જ પ્રમાણે, સિંહલદ્વીપનો ઇતિહાસસંગ્રહ આપણને મનાવે છે તેમ, રક્ખિત અને ધંમરક્ખિત તેમ જ મહાધંમરક્ખિત અને મહારક્ખિત કાંઇ ચાર વ્યક્તિઓ ન હતી. ઘણું કરીને એક જ વ્યક્તિનાં એ ચાર નામો હતાં. એ વ્યક્તિને હિંદુસ્તાનના પશ્ચિમભાગમાં મોકલવામાં આવી હતી. વનવાસી; અપરાંત; મહારઠ; અને યોનલોક: એ ચાર પ્રાંતોનો સમાવેશ તેમાં થતો હતો. એ જ પ્રમાણે બીજા બે દૂતસંઘોને ધર્મોપદેશના કામે મોકલવામાં આવેલા લાગે છે. તે પૈકીના એક દૂતસંઘને સુવર્ણભૂમિમાં મોકલવામાં આવ્યો હતો, અને બીજા સંઘને લંકા(સિંહલદ્વીપ)માં મોકલવામાં આવ્યો હતો. ઘણું કરીને મોગ્ગલિપુત્ત તિસ્સનું જ એ કામ હતું; પણ એ જ હેતુથી અશોકે લીધેલા ઉપાયોની સાથે તેમને કાંઇ લાગતુંવળગતું ન હતું. પોતાના ધર્મને આગળ ધપાવવાના કામે અશોકને પોતાના સમસ્ત રાજયતંત્રની તેમ જ પોતાના સરકારી નાણાંની મદદ હતી, અને પોતાના બધા અમલદારોના હાથે ધર્મોપદેશનું કામ પણ કરાવવાને લગતી નવીન પણ અસરકારક

પદ્ધતિ તેણે યોજી હતી. તેથી કરીને સાત્ત્વિક તેમ જ વિસ્તૃત પરિણામો ઝપાટાબંધ આવે, એવી આશા આપણે સ્વાભાવિક રીતે રાખી શકીએ. વળી, બૌદ્ધભિક્ષુઓએ પણ ખુબ મહેનત લઈને એ જ દિશામાં કામ કર્યું હતું, એ વાત આપણે યાદ રાખીએ તો અશોકની તેમ જ તેમની સહગામી પ્રવૃત્તિને અસાધારણ ફતેહ મળેલી જોઈને આપણને નવાઈ લાગવી ન જોઈએ. એ ફતેહ કેવી રીતે મૂર્તિમંત થઈ? ઇસ્વીસનની પહેલાંના ત્રીજા સૈકાના મધ્યભાગથી માંડીને પછીથી બૌદ્ધપંથ અતિશય વિસ્તૃત પ્રદેશમાં એકદમ ફેલાતો ગયો. હિંદુસ્તાનનાં તેમ જ અફઘાનિસ્તાનનાં વિવિધ સ્થળે સ્તૂપો તેમ જ મઠો અને ગુફાઓ વગેરે ધર્માલયો ઊભાં થયાં. એ સમયમાં બૌદ્ધપંથ એટલું બધું અગ્રસ્થાન ભોગવતો હતો કે, તેણે બીજા લગભગ બધા જ ધર્મોને અંધકારમાં નાખી દીધા હતા. એ ધર્મોના સ્થાપત્યના કે સાહિત્યના થોડા જ અવશેષો આજે જડી આવે છે. પરંતુ આ બધાનું ખરેખરૂં માન તો ઇ. સ. પૂ.ની ત્રીજી સદીના ફિરસ્તારૂપ બૌદ્ધરાજ અશોકને જ મળવું જોઈએ.

---

## છઠ્ઠું પ્રકરણ.

---

### સામાજિક અને ધાર્મિક જીવન.

---

( અશોકની ધર્મલિપિઓના આધારે )

જે સામાજિક અને ધાર્મિક વાતાવરણમાં રહીને અશોક પોતાનું કામ કરતો હતો તે સામાજિક અને ધાર્મિક વાતાવરણનો વિચાર આપણે ન કરીએ ત્યાં સુધી અશોકના સંબંધમાં તેમ જ તેણે કરેલા કામના સંબંધમાં સ્પષ્ટ ખ્યાલ આપણને આવી શકે નહિ. અહીં એટલું પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે, આ પ્રકરણમાં

એ બાબતનો પૂરેપૂરો ખ્યાલ પણ આપી શકાય તેમ નથી. અશોકની ધર્મલિપિઓ આ વિષયની બાબતમાં શું જણાવે છે, એ તપાસવું; અને જ્યાં ખાસ જરૂર જણાય ત્યાં જ બહારનાં સાધનોની મદદથી આ વિષયને વધારે સ્પષ્ટ બનાવવો : એ જ આપણો હેતુ છે.

આપણા દેશના તે કાળના ધાર્મિક જીવનના સંબંધમાં જેટલી માહિતી મળી શકે તેમ હોય તેટલી માહિતી મેળવવાનો પ્રયત્ન પ્રથમ તો આપણે કરશું. અશોકે જે ધર્માચરણોનો ઉપદેશ પોતાની પ્રજાને કરેલો છે તે ધર્માચરણોમાં " 'બ્રાહ્મણો અને શ્રમણો' પરત્વે માનપૂર્વક વર્તણુક" નો સમાવેશ તેણે કરેલો છે, એ આપણે જોઇ ગયા છીએ. 'બ્રાહ્મણો અને શ્રમણો' એ વાકયનો અર્થ બરાબર સમજવામાં આવ્યો નથી. 'બ્રાહ્મણો અને સાધુઓ' અથવા 'બ્રાહ્મણો અને ભિક્ષુઓ': એવો તેનો મોઘમ અર્થ કરવામાં આવેલો છે. પાલિભાષાના સાહિત્યમાં —દાખલા તરીકે, **મહાપરિનિબ્બાણ સુત્તમાં** —એ જ વાકય વપરાએલું છે; અને અધ્યાપક હાઇસ ડેવિડ્ઝ સાહેબે તેનો અર્થ આવો કર્યો છે:—" જીવનની સાધુતાથી બનેલા બ્રાહ્મણો "[૧] પરંતુ એ કર્મધારય સમાસ નથી. એ તો દ્વંદ્વસમાસ છે; અને તેથી તેનો અર્થ આવો કરવાનો છે:—" બ્રાહ્મણો અને શ્રમણો." પાલિભાષામાં લખાએલા બધા બૌદ્ધગ્રંથોમાં જ્યાંજ્યાં શ્રમણોની સાથેસાથે બ્રાહ્મણોને ગણાવવામાં આવેલા છે ત્યાંત્યાં તે બન્નેને ઊંચામાં ઊંચી કોટીના અને એકસરખા પ્રમાણમાં પવિત્ર અને માનનીય માનવામાં આવેલા છે.[૨] એ રીતે જોતાં તેઓ બે પરસ્પર-વિરોધી ભિક્ષુસંઘો હતા. બ્રાહ્મણો ભિક્ષુઓ અને સાધુઓ હતા, અને તેમના ધર્મસિદ્ધાંતો વેદોને અનુસરતા હતા. શ્રમણો પણ ભિક્ષુઓ અને સાધુઓ હતા; પણ તેમના ધર્મસિદ્ધાંતો બ્રાહ્મણગ્રંથોમાંના ધર્મસિદ્ધાંતોથી વિરુદ્ધ હતા. એ બન્ને સંઘના લોકોના ધર્મસિદ્ધાંતો

૧. સે. બુ. ઇ., ૧૧, ૧૦૫.

૨. ઇ. ઍ., ૧૮૯૧, પૃ. ૨૬૩.

જૂદાજૂદા હતા તો પણ એ લોકો એકસરખું સાધુજીવન ગાળી શકતા અને સામાન્ય લોકોના સમાન સન્માનને પાત્ર નીવડી શકતા. આ જ કારણે બુદ્ધના સમયમાં શ્રમણોને જેટલું માન મળતું તેટલું જ માન બ્રાહ્મણભિક્ષુઓને પણ મળતું; અને અશોક પોતે એ બન્ને પ્રકારના સંઘોને એકસરખું માન આપતો તેમ જ પોતાની પ્રજાને તેવું વર્તન રાખવાનો આગ્રહ કરતો, એનું કારણ પણ એ જ છે.

અશોકના સાતમા મુખ્ય સ્તંભલેખમાં ત્રણ ધર્મસંપ્રદાયોનો ઉલ્લેખ કરવામાં આવેલો છેઃ–(૧) સંઘ; (૨) બ્રાહ્મણ આજીવકો; અને (૩) નિર્ગ્રંથો. અહીં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, અશોક પોતે કહે છે તેમ આ ધર્મસંપ્રદાયોના ઉપરાંત બીજા પણ ધર્મસંપ્રદાયો હતા. પરંતુ એ બીજા ધર્મસંપ્રદાયોનાં નામ ન ગણાવતાં માત્ર ઉક્ત ત્રણ ધર્મસંપ્રદાયોનાં નામ જ તેણે ગણાવેલાં છે તેથી કરીને એટલું તો સ્પષ્ટ થાય છે કે. તેના પોતાના સમયમાં એ ત્રણ ધર્મસંપ્રદાયો જ સૌથી વધારે મહત્ત્વના મનાતા હતા. ઉક્ત ત્રણ ધર્મસંપ્રદાયો પૈકીનો 'સંઘ' તો બેશક 'બુદ્ધસંઘ' જ હોવો જોઈએ. અશોક પોતે બૌદ્ધપંથી હતો તેથી સ્વાભાવિક રીતે જ તેણે બુદ્ધસંઘનું નામ પ્રથમ ગણાવ્યું છે. માત્ર એક અપવાદ આપણે બાદ કરીએ તો અશોકના સમયના બૌદ્ધપંથની ખાસિયતોની કાંઇ પણ માહિતી આપણને મળતી નથી. નિગ્લીવના સ્તંભલેખમાં કોનાકમન (કનક-મુનિ ?) બુદ્ધનો ઉલ્લેખ છે, એ ઉક્ત અપવાદ છે. એ સ્તંભલેખમાં અશોક કહે છે કે, પોતાના રાજકાળના વીસમા વર્ષમાં ઉક્ત સ્થળની મુલાકાત તેણે પોતે લીધેલી તે વખતે બીજી વેળાએ એ બુદ્ધના સ્તૂપને તેણે પોતે મોટો કરાવેલો. આથી કરીને એમ સ્પષ્ટ થાય છે કે, અશોકના સમયથી જ ગૌતમના ધર્મમાં આગળના બુદ્ધોનો સંપ્રદાય ભુલાડાવા લાગ્યો હતો. અશોકે જણાવેલા 'નિર્ગ્રંથો' તો બેશક મહાવીર સ્વામીના અનુયાયીઓ– જૈનપંથના સભ્યો–તરીકે

ઓળખાતા 'નિર્ગ્રંથો' હોવા જોઇએ. હવે 'આજીવકો'[૧] બાકી રહ્યા. એમને 'બ્રાહ્મણ' કહ્યા છે, એ જરા નવાઇભરેલું છે. એનો અર્થ બરાબર સ્પષ્ટ થતો નથી. પરંતુ એમ લાગે છે કે, આજીવકોના બે વર્ગો હશે :–(૧) બ્રાહ્મણ આજીવકો; અને (૨) અબ્રાહ્મણ આજીવકો. તે પૈકીના અબ્રાહ્મણ આજીવકો જૈનલોકોની સાથે સંબંધ ધરાવતા હશે, અને બ્રાહ્મણ આજીવકો તો પાણિનિએ અને પતંજલિએ ઉલ્લેખેલા પરિવ્રાજકો હશે. આજીવકોના એ બે ધર્મસંપ્રદાયોના ધર્મસિદ્ધાંતો અને તેમની ધર્મક્રિયાઓ આજે તો અતિશય મિશ્ર થઇ ગએલાં છે. તેમ છતાં પણ તેમના ધર્મસિદ્ધાંતોની અને તેમની ધર્મક્રિયાઓની વચ્ચે કાંઇ ભેદભાવ છે કે કેમ, એ જોવું રસભર્યું થઇ પડે તેમ છે. માત્ર એક જ દાખલો લો. અમુક આધારભૂત ધર્મગ્રંથમાં કહ્યું છે કે, આજીવકો માછલી ખાતા. પરંતુ બીજા બૌદ્ધગ્રંથમાં તો તેમને જીવહિંસાના વિરોધી ગણ્યા છે. આમ આ દાખલામાં ઉક્ત બે મતનો મેળ મળતો નથી. વળી, કેટલાંક બૌદ્ધસૂત્રોમાં કહ્યું છે તેમ, આજીવકો કર્મની યોગ્યતામાં માનતા નહિ; તો પછી, બીજાં કેટલાંક સૂત્રોમાં કહ્યું છે તેમ, તેઓ અઘરામાં અઘરી જાતનું ધાર્મિક તપ કરતા, એ કેમ બને ? ઘણું કરીને અહીં પરસ્પરવિરોધી સિદ્ધાંતોનો અને ક્રિયાઓનો જબરો ખીચડો થઇ ગયો છે. ઉક્ત સિદ્ધાંતો અને ક્રિયાઓ આજીવકોના જે જે વર્ગને યોગ્ય હોય તે તે વર્ગને વહેંચી આપવામાં આવે તો જ આ ગોટાળાનો નિકાલ થઇ શકે. અહીં તો આપણે એટલું જ ધ્યાનમાં લેવાનું છે કે, આજીવકોના

---

૧. જ. ડી. લે., ૨, ૧–૮૦. 'આજીવકો'ને લગતો શ્રીયુત વેણીમાધવ વર્ણનો વિદ્વત્તાભર્યો લેખ. જૂદાંજૂદાં સાધનોના આધારે તેમને લગતી જેટલી માહિતી મળે છે તેટલી માહિતી એ લેખમાં ગ્રથિત થએલી છે. પરંતુ આજીવકોના નિદાન બે વર્ગો હતા, એ અનુમાન તો શ્રીયુત દે. રા. ભાંડારકરનું પોતાનું જ છે, અને તે વિચારાર્થ વાચકોની સમક્ષ તેમણે રજૂ કરેલું છે.

બે વર્ગો હોય તો તે પૈકીના બ્રાહ્મણ આજીવકોનો વર્ગ વધારે મહત્ત્વનો હોવો જોઇએ; અને ઘણું કરીને એ જ વર્ગના આજીવકોને માટે અશોકે વર્વર(બરાબર)ની ગુફા બનાવડાવી હતી. વળી, એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે, ઉક્ત 'બ્રાહ્મણશ્રમણો'નો કેવો અર્થ અશોક પોતે કરતો હતો, એ તે પોતે જ આપણને અહીં કહી બતાવે છે. અશોકે જે સંઘ અને નિર્ગ્રંથો ગણાવેલ છે તે 'શ્રમણો' છે અને જે આજીવકો ગણાવેલા છે તે 'બ્રાહ્મણો' છે.

આ ધર્મસંપ્રદાયોને માટે અશોકે '**पासंड**' શબ્દ વાપરેલો છે. સંસ્કૃતભાષાના '**पाषंड**' શબ્દની ઉપરથી એ શબ્દ બનેલો છે, એમ માનવામાં આવે છે. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માંથી જણાય છે તેમ, અશોકના સમયમાં પણ એ શબ્દનો અર્થ 'ધર્મવિરોધી' થતો હતો. પરંતુ અશોકે એ અર્થમાં એ શબ્દનો ઉપયોગ કર્યો નથી; કારણ કે, તેણે પોતાના ધર્મને પણ '**पासंड**' કહ્યો છે. વળી, એટલું પણ યાદ રાખવાનું છે કે, જે ચૌદ મુખ્ય શિલાલેખોમાં એ શબ્દ જોવામાં આવે છે તે પૈકીના શાહબાઝગઢીના અને મનશહર (મન્સેરા)ના શિલાલેખમાં તો '**प्रषड**' શબ્દ વપરાએલો છે. એ શબ્દ સંસ્કૃતભાષાના '**पाषंड**' શબ્દને મળતો નથી પણ '**पार्षद**' (પર્ષદના સભ્ય) શબ્દને મળતો છે. પણ સંસ્કૃતસાહિત્યમાં '**पर्षद्**'નો અર્થ 'ધર્મ-પરિષદ' થાય છે. આ 'પાર્ષદ' શબ્દનો અર્થ અશોકના 'પાસંડ' શબ્દના અર્થને બરાબર મળતો નથી તો પણ તેને લગભગ મળતો તો છે. અશોકના સમયમાં 'પાર્ષદ' શબ્દનો અર્થ 'પાસંડ' શબ્દના અર્થને મળતો હોય, એ બનવાજોગ છે. પાષંડોના બે વર્ગો હતા:- (૧) પ્રવ્રજિતો અથવા ભિક્ષુઓ; અને (૨) ગૃહસ્થો અથવા ગૃહસ્થાશ્રમી લોકો. પોતાના બારમા મુખ્ય શિલાલેખમાં તેમ જ સાતમા મુખ્ય સ્તંભલેખમાં અશોકે એ બે વર્ગોનો ઉલ્લેખ કરેલો છે.

'**पासंड**' શબ્દની સાથે સંબંધ ધરાવતો શબ્દ '**धंम**' છે. અશોકના '**धंम**' અથવા '**धम**' શબ્દનો અર્થ શો થતો હતો, એ

આપણે જોઇ ગયા છીએ. 'ધાર્મિક ફરજોની સ્મૃતિ તે ધર્મ' : એવો અર્થ અશોક કરતો હતો. તે પોતે બૌદ્ધ ઉપાસક હતો તેથી ગૃહસ્થાશ્રમીને માટે બૌદ્ધપંથે ઠરાવી આપેલી ફરજોનો સમાવેશ તેણે સ્વાભાવિક રીતે તેમાં કર્યો હતો. તેમ છતાં પણ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, બીજા પાષંડોમાં પણ લગભગ એ જ ફરજો ગણાવવામાં આવતી હતી, એ વાત તેના ધ્યાનની બહાર ન હતી. આપણે અગાઉ જોઇ ગયા છીએ તેમ, પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં અશોક કબૂલ કરે છે કે, જે નીતિવિષયક આચરણોનો આગ્રહ ધર્મના નામે તે પોતે કરે છે તે જ નીતિવિષયક આચરણોનો ઉપદેશ બ્રાહ્મણોના તેમ જ શ્રમણોના પાષંડો પણ એકસરખી રીતે કરે છે. ટૂંકામાં કહેતાં, બધા પાષંડોનો એ ને એ જ ધર્મ છે, એમ અશોકે જણાવેલું છે. આ જ કારણે પોતાના સાતમા મુખ્ય શિલાલેખમાં તે કહે છે કે, "સર્વ પાષંડો સર્વત્ર ભલે વસે; કારણ કે, તેઓ બધા જ સંયમ અને ભાવશુદ્ધિ ઇચ્છે છે." વળી પોતાના બારમા મુખ્ય શિલાલેખમાં પણ તે કહે છે કે, ધર્મના સારની વૃદ્ધિ થાય તેટલા માટે લોકોએ એકબીજાના મુખથી ધર્મને સાંભળવો જોઇએ. અહીં એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, અમુક સદ્‌ગુણોનો અને સદાચરણોનો ઉપદેશ સર્વ પાષંડો એકસરખી રીતે કરતા હતા, અને તેમની દૃષ્ટિએ તે 'ધર્મ' ગણાતો હતો. આના સંબંધમાં અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝના વિચારો અહીં આપ્યા છેઃ—

"ધર્મને કાયદો ગણેલો છે. પણ 'કાયદો' શબ્દનો જે અર્થ હાલ થાય છે તે અર્થનો કાંઇ પણ અંશ 'ધર્મ' શબ્દમાં જોવામાં આવતો નથી. આના સંબંધમાં એ શબ્દ વપરાય છે ત્યારે તો તેનો અર્થ 'રૂઢિને અનુસરીને જે કરવું યોગ્ય છે તે' થાય છે. આથી કરીને તેનો અર્થ બરાબર 'ધર્મ' તો થતો જ નથી. આના સંબંધમાં તે શબ્દ વપરાય છે ત્યારે તેનો અર્થ તો 'યોગ્ય ભાવનાવાળા માણસને માટે જે કાર્ય યોગ્ય છે તે' અથવા તો 'સમજુ માણસ સ્વાભાવિક

રીતે જે આચરે તે' થાય છે. કર્મકાંડને લગતા કે અધ્યાત્મ-વિદ્યાને લગતા સર્વ પ્રશ્નોથી તે તદ્દન અલગ રહે છે."[1] પોતાના બીજા ગૌણ શિલાલેખમાં તેમ જ અન્યત્ર અમુકઅમુક નીતિવિષયક ફરજો ગણાવતાં આ જ કારણે અશોક ટૂંકાણમાં કહે છે કે, એ ફરજો તો **'પોરાણા પકિતિ દિઘાવુસે'** છે—એટલે કે, (મનુષ્યની) પુરાણી અને દીર્ઘાયુષી પ્રકૃતિ છે. અધ્યાપક જૉલી તો એક ડગલું આગળ ભરીને આપણને કહે છે કે, ધર્મ તો "સમસ્ત સંસ્કૃત-સાહિત્યમાંના વિસ્તૃતમાં વિસ્તૃત અને સૌથી વધારે મહત્ત્વના શબ્દો પૈકીનો એક (શબ્દ) છે. હિંદુ ભાષ્યકારોએ તેનો અર્થ સમજાવતાં કહ્યું છે કે, આત્માનો 'અપૂર્વ' ગુણ જન્માવનારી જે ક્રિયા છે તે ધર્મ છે તેમ જ સ્વર્ગીય સુખનું અને મોક્ષનું કારણ પણ ધર્મ છે."[2] એ રીતે જોતાં રૂઢિને અનુસરતું જે કાર્ય હોય અને યોગ્ય ભાવનાવાળો ઇસમ સ્વાભાવિક રીતે જે કરે અને જે સ્વર્ગીય સુખનું કારણ છે તે 'ધર્મ' છે. અશોકે પણ તેનો એવો જ અર્થ કરેલો છે. પોતાના નવમા મુખ્ય શિલાલેખમાં તેણે સ્પષ્ટ રીતે કહ્યું છે કે, "અહીંનું દરેક મંગળ સંશયવાળું છે. કદાચ તે એ હેતુને સફળ કરે, અને કદાચ તે આ લોકમાં ન રહે. પરંતુ આ ધર્મ-મંગળ કાળવશ નથી. તે એ હેતુને આ લોકમાં સફળ કરતું નથી તો પણ પરલોકમાં તે અનંત પુણ્યને પ્રસવે છે."

**'ધંમ'** શબ્દના ઉપલા અર્થથી મોટો સવાલ ઊભો થાય છે; કારણ કે, તેનો અર્થ એવો છે કે, સત્કર્મ પોતે જ ફળદાયી છે; અને કોઇ પણ દેવની આડત વિના તે સ્વર્ગીય સુખ આપી શકે છે. આથી જ સ્મિથ સાહેબે અશોકના ધર્મને 'ઇશ્વર વિનાનો

---

૧. "બુદ્ધિસ્ટ ઇંડિયા" (બૌદ્ધ હિંદુસ્તાન), પૃ. ૨૯૨.

૨. એ. રી. એ., ૪, ૭૦૨

ઇશ્વરવાદ' કહ્યો છે.[૧] પરંતુ સ્મિથ સાહેબે જે કહ્યું છે તે અશોકના ધર્મને લાગૂ પડે છે તેમ તેના સમયના બીજા ઘણાખરા પાષંડોને પણ લાગૂ પડે છે. અશોકના સમય સુધી તો કર્મવાદમાં લોકો પૂર્ણાંશે માનતા હતા. સત્કર્મો કરીને અને પોતાના કર્મના પરિણામમાં —આ લોકમાંના પોતાના સત્કર્મના બદલા તરીકે— પરલોકમાં એક કે બીજા દેવ તરીકે જન્મવાની આશા રાખીને સામાન્ય લોકો સંતોષ માનતા હતા. કર્મનો તથા તેના પરિણામમાં થનારા પુનર્જન્મનો નાશ કરવાનો પ્રયત્ન કરવાનું કામ તો બ્રાહ્મણ અને શ્રમણ સાધુઓને સોંપાયું હતું; અને તેથી કરીને જીવતા આત્મદેવમાં માનવાની કાંઇ જરૂર રહી ન હતી. ઇસ્વીસનના પહેલાંની પાંચમી સદીથી માંડીને અશોકના સમય સુધીમાં વારાફરતી અનેક સંપ્રદાયો અને પાષંડો જન્મ્યા હતા, અને તે પૈકીના દરેક સંપ્રદાયે અને પાષંડે વ્યક્તિગત આત્માના મોક્ષને લગતો પોતાનો ખાસ સિદ્ધાંત રજૂ કર્યો હતો. પરંતુ એક કે બે અપવાદ બાદ કરતાં બાકીના સૌને કર્મવાદનો મોહ લાગ્યો હતો; અને તેથી એવા સૌ એમ કહેતા કે, માત્ર કર્મથી જ વ્યક્તિનો મોક્ષ થાય છે. બૌદ્ધપંથ આવો હતો. આજીવકો આમ કહેતા. જૈનપંથ પણ આવો હતો. ખરૂં જોતાં ભક્તિમાર્ગના લોકો સિવાયના સૌ આમ માનતા. ભક્તિમાર્ગને કર્મવાદનો રંગ લાગેલો નહિ. તેમાં એમ કહ્યું હતું કે, પરમાત્માની ભક્તિથી જ મોક્ષ મળી શકે છે. પરંતુ એ સમય સુધી ભક્તિમાર્ગ આગળ પડતો ન હતો. અશોકના સમયની પછી તુર્ત જ ભક્તિમાર્ગ આગળ આવવા લાગ્યો. ખરૂં જોતાં તે એટલો બધો આગળ આવી ગયો હતો કે, આટલા સમય સુધી આટલા બધા આગળ આવેલા બૌદ્ધપંથના ઉપર જ ભક્તિમાર્ગે ભક્તિની છાપ પાડી દીધી.

ઉક્ત લોકધર્મના બીજા એક તત્ત્વનો ઉલ્લેખ પણ પોતાના એક શિલાલેખમાં અશોકે કરેલો છે. હિંદુસ્તાનમાં કર્મવાદ એટલો

૧. "અશોક", પૃ. ૩૩–૩૪

બધા એકાકાર થઇ ગયો હતો કે, માત્ર કર્મ જ મહત્ત્વનું અને ફળદાયી ગણાતું હતું. અને આત્મદેવની પૂજાના સંબંધમાં તેમ જ તેની સાથેના ઐકયના સંબંધમાં થોડો જ વિચાર કરવામાં આવતો હતો : એ વાત ખરી છે; પરંતુ પરલોકના જીવનના પરત્વે જ આ વાત સાચી ઠરે છે. આ લોકના જીવનનું શું ? પ્રાચીન કાળના હિંદુઓ ઐહિક સુખને માટે અને આનંદને માટે બેદરકાર રહે એટલા બધા તત્ત્વજ્ઞાની અને દુનિયાદારીથી વિમુખ હોય, એ માની શકાતું જ નથી. પોતાના નવમા મુખ્ય શિલાલેખમાં અશોક કહે છે કે, " માંદગીમાં, લગ્નપ્રસંગે, પુત્રલાભના પ્રસંગે અને મુસાફરીમાં લોકો અનેક (શુભ) મંગળો કરે છે. આ અને આવા બીજા પ્રસંગે લોકો અનેક મંગળો કરે છે. પરંતુ આ બાબતમાં સ્ત્રીજાતિ ઘણાં અને ઘણી જાતનાં, (પરંતુ) ક્ષુદ્ર અને અર્થહીન મંગળો કરે છે. " આ વર્ણન અશોકના સમયના લોકોની માન્યતાનો સારો ખ્યાલ આપે છે. પાલિભાષાના બૌદ્ધગ્રંથોમાં જે યક્ષો તથા ચૈત્યો તેમ જ ગંધર્વો અને નાગો ઇત્યાદિને લગતી હકીકત આપણા જોવામાં આવે છે તે સૌની પૂજા અશોકના સમયમાં ચાલૂ હશે, એવું અનુમાન આપણે ઉપલી હકીકતના આધારે કરી શકીએ છીએ. આવાં ધર્મમંગળો કરવાનો શોખ ખાસ કરીને સ્ત્રીઓને વધારે હતો, એવું અશોકે કહ્યું છે તે ખરૂં છે: એમ ઉક્ત બૌદ્ધગ્રંથોના આધારે બતાવી આપવાનું કામ કાંઇ અશકય નથી. લોકોની આ માન્યતાની સામે અશોક કોઇ જાતનો વિરોધ કરતો ન હતો. તે કહે છે કે, " અલબત્ત, મંગળો તો કરવાં જોઇએ. પણ આવી જાતનું મંગળ થોડું જ ફળ આપે છે. " આવાં મંગળોની સરખામણી ધર્મમંગળોની સાથે કરતાં તે આના સંબંધમાં જ કહે છે કે, આ લોકમાં ઉક્ત મંગળોનું ફળ સંશયભર્યું છે ત્યારે ધર્મમંગળો કાળથી અબાધિત છે અને નિદાન પરલોકમાં બેશક અનંત પુણ્યને પ્રસવનારાં છે.

સામાજિક જીવનના સંબંધમાં પણ અશોકની ધર્મલિપિઓમાંથી રસભરી માહિતી મેળવી શકાય છે. હિંદુસમાજજીવનની સાથે સંબંધ ધરાવતી અનેક, મહત્ત્વની બાબતો પૈકીની એક બાબત તો 'શાસ્ત્રોએ વિહિત કે અવિહિત ગણેલા ખોરાકનો વિચાર' છે. જે પ્રાણીઓના તથા પક્ષીઓના અને માછલીઓના વધની બંધી અશોકે પોતે કરેલી તેમનાં નામ પોતાના પાંચમા મુખ્ય સ્તંભલેખમાં તેણે ગણાવેલાં છે, એ આપણે જાણીએ છીએ. તેમાંનાં કેટલાંક નામો તો તદ્દન અજાણ્યાં છે; પણ બીજાં કેટલાક નામ આપણને જાણીતાં છે. તેમના સંબંધમાં અશોક કહે છે કે, તેમને ખાવામાં વાપરવામાં આવતાં નથી તેમ બીજો કોઇ ઉપયોગમાં લેવામાં આવતાં નથી'. અહીં 'બીજા કોઇ ઉપયોગમાં લેવામાં આવતાં નથી' એવું કહીને અશોક શું કહેવા માગે છે? એ બરાબર સ્પષ્ટ થતું નથી. જે પ્રાણીઓને ખાવામાં વાપરવામાં આવતાં નહિ તો પણ દવાદારૂના અને શણગારના કામે જેમનો વધ કરવો પડતો તે પ્રાણીઓનો ઉલ્લેખ ઘણું કરીને તે અહીં કરતો હશે, એમ લાગે છે. આવાં પ્રાણીઓની જે યાદી અશોકે આપેલી છે તે યાદીની સાથે ધર્મસૂત્રોએ કે ધર્મસંહિતાઓએ ખાવાના કે વધના કામે વિહિત કે અવિહિત ગણેલાં પ્રાણીઓની યાદીની સરખામણી આપણે કરશું તો આપણને બહુ નવાઇ લાગશે. અલબત્ત, કેટલાંક પ્રાણીઓને તો અશોકે તેમ જ ધર્મશાસ્ત્રોએ અવિહિત ગણેલાં છે. દાખલા તરીકે, શુક (પોપટ); સારિકા; ચક્રવાક; અને હંસ.[૧] પરંતુ બીજાં કેટલાંક પ્રાણીઓ અશોકના સમયમાં અવિહિત હતાં ત્યારે સ્મૃતિકારોએ વિહિત ગણ્યાં હતાં. અહીં પણ પાછા બે વર્ગો પડે છે:—(૧) સર્વ સ્મૃતિકારોએ

---

૧. "ઍનિમલ્સ ઇન ધી ઇન્સ્ક્રિપ્શન્સ ઑફ પિયદસિ" (પિયદસિની ધર્મલિપિઓમાંનાં પ્રાણીઓ) નામક વિદ્વાન લઘુલેખ શ્રીયુત મનોમોહન ચક્રવર્તીએ લખેલો છે તે આના સંબંધમાં ખાસ મનનીય છે. (મે. એ. સો. બેં., પુ. ૧, અં. ૧૭.)

વિહિત ગણેલાં પ્રાણીઓ; અને (૨) અમુકઅમુક સ્મૃતિએ વિહિત ગણેલાં પ્રાણીઓ. સર્વ સ્મૃતિકારોએ કક્કટ (કાચબો) અને કુદિ (કાચબી) તથા સયક (સાહુડી) વિહિત ગણ્યાં છે ત્યારે અશોકે તેમને અવિહિત ગણ્યાં છે. બીજા વર્ગના પ્રાણીનો એક જ દાખલો મળે છે. અશોકે **पलसते** (કુક્કર) અવિહિત ગણ્યું છે ત્યારે યાજ્ઞવલ્કયે તથા ગૌતમે તેમ જ મનુએ અને આપસ્તમ્બે તેને વિહિત ગણ્યું છે, અને વસિષ્ઠે તથા બૌદ્ધાયને તેની બાબતમાં શંકા ઉઠાવેલી છે. અહીં બહુ જ ઝીણી વિગતમાં ઊતરવાનો ઇરાદો આપણે રાખ્યો નથી. અન્યત્ર જ તેનું વિવેચન વિસ્તારપૂર્વક કરી શકાય. પરંતુ આના સંબંધમાં એક રસિક બાબતને આપણે ઊવેખી ન શકીએ. જે પ્રાણીઓનો વધ અશોકે તદ્દન બંધ કરેલો પણ સ્મૃતિઓએ જેમને ખાવાના કામે અમુક અંશે કે પૂર્ણ અંશે વિહિત ગણેલાં તે પ્રાણીઓની યાદીનો વિચાર અત્યારસુધીમાં આપણે કરી ગયા. પરંતુ ઘણીખરી સ્મૃતિઓએ અવિહિત ગણેલું– પણ અશોકના સમયમાં ખાવાના કામે વપરાતું– પ્રાણી પણ હતું. અલબત્ત, અહીં આપણે 'મોર'ની વાત કરીએ છીએ. મધ્યદેશના લોકોને મોરનું માંસ બહુ ભાવતું હતું. બધા જીવોની રક્ષા કરવાનું કામ અશોકે ઊપાડી લીધેલું તો પણ ઘણા કાળ પર્યંત મોરનો વધ તો દરબારી રસોડામાં થતો હતો.[1] પરંતુ એક ધર્મસૂત્ર સિવાયનાં બધાં ધર્મસૂત્રોએ મોરના વધના પાપમાંથી છૂટવાને માટે તપ કરવાની આજ્ઞા કરેલી છે.

જૂદાંજૂદાં ધર્મસૂત્રોના સમયની અને આધુનિક બંધારણની ચર્ચામાં ઊતરવું: એ આ પ્રકરણનો હેતુ નથી. પરંતુ અશોકના લેખવાળા બધા જ થાંભલાઓ મધ્યદેશમાંથી મળી આવેલા છે તેથી એમ ફલિત થાય છે કે, વિહિત કે અવિહિત ખોરાકને લગતી જે ચીજો તેમાં ગણાવેલી છે તે ઉક્ત દેશને ઉદ્દેશીને ગણાવાએલી હોવી જોઇએ. ધર્મસૂત્રો પૈકીના બૌદ્ધાયનધર્મસૂત્રમાં અને વસિષ્ઠધર્મસૂત્રમાં

---

૧. જુઓ પૃ. ૧૫–૧૬

આર્યાવર્ત(મધ્યદેશ)નાં રીતિરિવાજોનું એકીકરણ થએલું મનાય છે. બૌદ્ધાયનધર્મસૂત્રમાં કહ્યું છે[1] કે, ઉત્તરદિશાનાં રીતિરિવાજો ઉત્તર–હિંદુસ્તાનમાં પળાવાં જોઇએ, અને દક્ષિણદિશાનાં રીતિરિવાજો દક્ષિણ–હિંદુસ્તાનમાં પળાવાં જોઇએ. પરંતુ વસિષ્ઠધર્મસૂત્રમાં કહ્યું છે[2] કે, આર્યાવર્તમાં મંજુર રખાએલાં રીતિરિવાજો સર્વત્ર પ્રમાણ તરીકે સ્વીકારાવાં જોઇએ. બધી સ્મૃતિઓએ મોરના માંસને અવિહિત ગણ્યું હતું ત્યારે મધ્યદેશને લગતા બૌદ્ધાયને અને વસિષ્ઠે તેમ કર્યું ન હતું, એ હકીકતની સાથે ઉપલી હકીકતનો મેળ મળે છે. આપણા દેશના સંબંધમાં આપણે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, બૌદ્ધપંથની અને જૈનપંથની સતત વધતી જતી અસરને લઇને ફલાહારની દિશામાં સૌનું વલણ સતત વધતું જતું હતું; અને તેથી, પ્રથમ વિહિત મનાએલો ખોરાક પાછળથી અવિહિત મનાય, એ સંભવિત હતું; પણ પ્રથમ અવિહિત મનાએલો ખોરાક પાછળથી વિહિત મનાય, એ તો બને તેમ હતું જ નહિ. બૌદ્ધાયને તેમ જ વસિષ્ઠે પાંચનખી પ્રાણીઓ –સાહુડી અને કાચબો– ખાવામાં વાપરવાની છૂટ આપેલી છે; પણ ડુક્કરની બાબતમાં તો તેમનો અભિપ્રાય ઢચુપચુ છે. પરંતુ અશોકના સમયમાં તો ડુક્કર તેમ જ સાહુડી અને કાચબો અવિહિત મનાતાં હતાં. આ બધી ચર્ચા ધ્યાનમાં લેતાં તો આપણે કહી શકીએ કે, અશોકના સમયની પછી જ ધર્મસૂત્રો રચાયાં હોવાં જોઇએ.

સમાજજીવનના સંબંધમાં બીજી રસભરી બાબત ‘ સ્ત્રીઓની સ્થિતિ ’ છે. સાધારણ રીતે એમ મનાય છે કે, પ્રાચીન કાળમાં તો આપણા દેશમાં સ્ત્રીઓનો એકાંતવાસ અજાણ્યો જ હતો. વળી, એમ પણ મનાય છે કે, મુસલમાનોએ જ આપણા દેશમાં પડદાનો રિવાજ દાખલ કરેલો છે. પરંતુ આ માન્યતા છેક જ ભૂલભરેલી છે. ભાસનાં

---

૧. ૧, ૧, ૨, ૧–૬.

૨. ૧, ૧૦.

અને કાળિદાસનાં નાટકોનો અભ્યાસ કરતાં આપણી ખાત્રી થાય છે કે, તેમના સમયમાં તો પડદાનો રિવાજ પ્રચલિત હતો જ. ઇસ્વીસનની ત્રીજી સદીમાં થઇ ગએલા વાત્સ્યાયનના "કામસૂત્ર"થી પણ આ વાતને મજબૂત ટેકો મળે છે.[1] પરંતુ ઇસ્વીસનના પહેલાંના સમયમાં પણ એ રિવાજ પ્રચલિત હતો, એમ કહી શકાય છે. આપણે જોઇ ગયા છીએ કે, અશોકે પોતાના '**अवरोधन**' (ઝનાના)-નો ઉલ્લેખ કરેલો છે. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં પણ એ જ અર્થવાળો '**अंतःपुर**' શબ્દ વપરાએલો છે.[2] અંતઃપુર કેવી રીતે બાંધવું તેમ જ બહારના લોકોથી તેને કેવી રીતે રક્ષવું: એ બાબતની સૂચનાઓ પણ કૌટિલ્યે પોતાના એ ગ્રંથમાં આપેલી છે. વળી, "રામાયણ"માં પણ સ્ત્રીઓના એકાંતવાસના રિવાજના અનેક ઉલ્લેખો થએલા છે. આ બાબતનો જૂનામાં જૂનો ઉલ્લેખ પાણિનિએ (૩, ૨, ૩૬ માં) કરેલો છે. તેણે '**असूर्यंपश्या**' શબ્દ વાપરેલો છે. "કાશિકા"માં તેની સમજૂતી આમ આપી છેઃ—**असूर्यंपश्या राजदाराः** (સૂર્યને ન જોનારી રાણીઓ). "કાશિકા"એ પરંપરાગત દાખલો આપતાં આમ કહ્યું હોય તો એનો અર્થ એટલો જ થાય કે, પાણિનિના સમયમાં રાણીઓએ એટલો બધો સખ્ત ઝનાનો પાળવો પડતો કે, સૂર્યને પણ જોવાની તક તેમને મળતી નહિ!

વળી, માંદગીના અને લગ્નના તેમ જ પુત્રલાભના અને મુસાફરીના તથા અન્ય પ્રસંગે કરવામાં આવતાં મંગળોનો ઉલ્લેખ પોતાના નવમા મુખ્ય શિલાલેખમાં કરતાં અશોકે કહ્યું છે કે, "સ્ત્રીજાતિ ઘણાં અને ઘણી જાતનાં, (પરંતુ) ક્ષુદ્ર અને અર્થહીન મંગળો કરે છે." જૂના વિચારની હાલની હિંદુ-સ્ત્રીઓ પણ લગભગ

---

૧. સ. આ. મુ. સિ. જ્યુ. વૉ. ૩, ભાગ ૧, પૃ. ૩૩૭ અને ૩૫૯-૩૬૦.

૨. પૃ. ૪૦ અને આગળ.

એ જ પ્રણાલિકાને વળગી રહેતી આપણે જોઇએ છીએ. બેન્થામ નામક લેખકે એક સ્થળે જે ટીકા કરેલી છે તે અહીં યાદ આવી જાય છે. તે કહે છે કે, "સ્ત્રીનો ધર્મ વહેમની બાજુએ એટલે ઝીણીઝીણી ક્રિયાઓની તરફ વધારે સહેલાઇથી ઢળી પડે છે."[1]

અશોકના સમયમાં સમાજનું બંધારણ કેવું હતું, એ આપણે જાણતા નથી. પરંતુ તેની ધર્મલિપિઓમાં બે કે ત્રણ સ્થળે કાંઇક ઇશારો થએલો છે તેના આધારે આપણને તે સમયના સમાજ-બંધારણનો કાંઇક ખ્યાલ આવી શકે છે. અશોકના પાંચમા મુખ્ય શિલાલેખમાં કહ્યું છે કે, 'ભટમન્ય' બ્રાહ્મણોની અને 'ઇભ્યો'ની સાથે ધર્મમહામાત્રોએ સંબંધ રાખવાનો છે. અહીં બેશક સામાન્ય દુનિયાના બ્રાહ્મણોનો જ ઉલ્લેખ થએલો છે. શ્રમણોની સાથે ગણાવાતા બ્રાહ્મણ સાધુઓ અને ભિક્ષુઓ અહીં ઉલ્લેખાએલા નથી. '**इभ्य**' શબ્દ કાંઇક વિચિત્ર છે. "ઉપનિષદો"માં માત્ર એક જ પ્રસંગે તે શબ્દ વપરાએલો છે. પાલિભાષાના સાહિત્યમાં પણ તે શબ્દ જોવામાં આવે છે. "મહાનારદ–કસ્સપ–જાતક" માં એ શબ્દ વપરાયો છે, અને ભાષ્યકારે તેનો અર્થ '**गहपति**' (ગૃહપતિ) કર્યો છે. બ્રાહ્મણોની વર્ણાશ્રમપદ્ધતિમાંના વૈશ્યો સાધારણ રીતે ગૃહપતિ કહેવાય છે. પણ '**वेस्स**' (વૈશ્ય) શબ્દ તો સિદ્ધાંતવિષયક ચર્ચાઓના સંબંધમાં જ પાલિભાષાના ગ્રંથોમાં વપરાયો છે. વૈશ્યોની જૂદી જ જ્ઞાતિ હતી, એવી મતલબનું લખાણ પાલિભાષાના ગ્રંથોમાં તો કોઇ સ્થળે જોવામાં આવતું નથી.[2] પરંતુ સમાજબંધારણમાં 'ઇભ્યો'નો (ગૃહપતિનો) ખાસ જૂદો વર્ગ હતો ખરો. ક્ષત્રિયોની અને બ્રાહ્મણોની પછી મુકાતો એ અભિજનો(ઉમરાવો)નો

---

૧. "થીઅરી ઑફ લેજિસ્લેશન" (કાયદા ઘડવાને લગતો સિદ્ધાંત) (પૅટરનૉસ્ટર લાયબ્રેરી, ૧૮૯૬), પૃ. ૩૯.

૨. ફિક્કૃત "સોશિયલ ઑર્ગેનિઝેશન, એટ સેટેરા" (સામાજિક વ્યવસ્થા, વગેરે) (ભાષાંતર), પૃ. ૨૫૧ અને આગળ.

વર્ગ હતો. અશોકની ધર્મલિપિઓમાં એક પણ સ્થળે ક્ષત્રિયોનો ઉલ્લેખ થએલો નથી, એ જરા નવાઇભર્યું લાગશે. પરંતુ આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, વૈશ્યોની માફક ક્ષત્રિયો પણ યોધવર્ગ તરીકે હયાતી ધરાવતા ન હતા. એ પ્રાચીન સમયમાં રાજવર્ગના લોકોને જ ક્ષત્રિયો ગણવામાં આવતા હતા; અને અશોકના પોતાના સમયમાં તેનાં પોતાનાં સગાંસંબંધીઓનો તેમ જ તેના ખંડિયા રાજાઓનો અને દક્ષિણ-હિંદુસ્તાનમાંના અંતોનો (સરહદી પ્રાંતોના રાજાઓનો) સમાવેશ એ ક્ષત્રિયોના રાજવર્ગમાં થતો હતો. એમનો ઉલ્લેખ તો અશોકે પોતાની ધર્મલિપિઓમાં કરેલો છે, એ આપણે જોયું છે. ક્ષત્રિયો(યોધવર્ગ)ની માફક શૂદ્રો પણ માત્ર સિદ્ધાંતવિષયક ચર્ચાઓમાં જ દેખા દેતા હતા. જ્ઞાતિ કે વિશિષ્ટ વર્ગ તરીકે તેમની જરા પણ હયાતી ન હતી. અશોકના સમયમાં સમાજના હલકા વર્ગો 'ભૃતકો' (વેઠે પકડાતા મજુરો) અને 'દાસો' (ગુલામો) તરીકે ઓળખાતા હતા. એમની સાથે દયાભાવથી વર્તવાની આજ્ઞા અશોકે કરેલી છે. જે નીતિવિષયક ફરજો તેણે 'ધર્મ' તરીકે ગણાવી છે તે નીતિવિષયક ફરજોમાં એ બાબતનો પણ સમાવેશ તેણે કરેલો છે. આજે વર્ણાશ્રમપદ્ધતિનો જેવો અર્થ આપણે સમજીએ છીએ તેવો અર્થ જે સમયમાં સમજવામાં આવતો ન હતો તે સમયનાં સમાજબંધારણમાં 'ભૃતકો'નો અને 'દાસો'નો ખાસ જૂદો વર્ગ ગણાતો હતો. આજે આપણા દેશમાં ગુલામોની હયાતી રહી નથી. વેઠે પકડાતા મજુરો તો હજી હયાત છે; પણ વિવિધ જ્ઞાતિઓના લોકોને મજુર તરીકે વેઠે પકડવામાં આવે છે. હાલના સમાજબંધારણનું ખાસ લક્ષણ 'વર્ગો' નથી પણ 'જ્ઞાતિઓ' છે.

અશોકના સમયના આપણા દેશના સમાજજીવનને લગતી બીજી એક બાબતનો ઇશારો તેના બીજા મુખ્ય શિલાલેખમાં કરવામાં આવેલો છે. તેમાં તે કહે છે કે, તેના પોતાના સામ્રાજ્યમાં

તેમ જ પાડોસનાં સ્વતંત્ર રાજ્યોમાં તેણે બે પ્રકારની ચિકિત્સા સ્થાપી હતીઃ—(૧) મનુષ્યચિકિત્સા; અને (૨) પશુચિકિત્સા. વળી, તે એમ પણ કહે છે કે, જ્યાંજ્યાં ઔષધિઓ તેમ જ મૂળિયાં અને ફળો ન હતાં ત્યાંત્યાં તે સૌ લેવડાવી જઇને તેણે પોતે રોપાવ્યાં હતાં. એ શિલાલેખના આધારે આપણે એમ સમજવાનું છે કે, અશોકે મનુષ્યોને માટે દવાખાનાં સ્થાપ્યાં હતાં અને પશુઓને માટે પાંજરાપોળો સ્થાપી હતી. લોકદાનથી ચાલતી સંસ્થાઓ સ્થાપવાને લગતી પદ્ધતિ હિંદુસ્તાનના બીજા ભાગોમાં હતી કે કેમ, એ કહેવું અઘરૂં છે; પણ મુંબાઇ ઇલાકામાં તો એ પદ્ધતિ અજાણી ન હતી. ઇ. સ. ના અઢારમા સૈકાની નોંધોના આધારે આપણે કહી શકીએ છીએ કે, મહારાષ્ટ્રમાં તેમ જ ગુજરાતમાં ગરીબ અને નિરાધાર લોકોને વૈદ્યકીય મદદ મફત આપવાની વ્યવસ્થા રાજાઓ અને ભાયાતો ઘણુંખરૂં કરતા, અને તેના પરિણામમાં કાંઇ પણ ભાડું ન લેતાં મફત જમીનનું કે ગામનું દાન વૈદ્યને કરવામાં આવતું. વળી એવા પ્રકારની જમીનના ટુકડામાં ઔષધિઓ ઊગાડવી, એવું લખાણ કેટલાંક તામ્રપત્રોમાં ખાસ જોવામાં આવે છે.[૧] પાંજરાપોળો તો આજે પણ હિંદુસ્તાનના પશ્ચિમભાગમાં જોવામાં આવે છે. અઢારમા સૈકાના છેવટના ભાગમાં સુરતમાં જે પાંજરાપોળ ચાલતી હતી તેનો ઉલ્લેખ હૅમિલ્ટન સાહેબે કરેલો છે.[૨] ગમે તે જ્ઞાતિના કે જાતિના ધણીનાં જે ઢોરોના અવયવ ભાંગી ગયા હોય (એટલે કે, જે ઢોરો અપંગ થયાં હોય) તે ઢોરોને આવી પાંજરા-

---

૧. "સીલિકશન્સ ફ્રૉમ ધી સાતારા રાજાઝ ઍંડ ધી પેશ્વાઝ ડાયરીઝ" (સાતારાના રાજાઓની અને પેશ્વાઓની નિત્યનોંધમાંથી ચૂંટી કાઢેલી નોંધો), પુ. ૮, પૃ. ૨૨૧–૨૨૩; એસ. એચ. હોડીવાળાકૃત "સ્ટડીઝ ઇન પારસી હિસ્ટરી" (પારસીઓના ઇતિહાસનો અભ્યાસ), પૃ. ૧૮૬–૧૮૮

૨. હૅમિલ્ટનકૃત "ડીસ્ક્રિપ્શન ઑફ હિંદોસ્તાન" (હિંદુસ્તાનનું વર્ણન) (૧૮૨૦), પુ. ૧, પૃ. ૭૧૮, ચોથી આવૃત્તિ.

પોળોમાં દાખલ કરવામાં આવે છે. આ વાત અહીં બરાબર બંધ બેસે છે; કારણ કે, પોતે મનુષ્યચિકિત્સાની તેમ જ પશુચિકિત્સાની સ્થાપના કરી હતી, એમ જણાવીને અશોક એવું કહેવા માગે છે કે, મનુષ્યોને મફત દવા વહેંચવાના ઇરાદાથી તેણે પોતે ધર્માદા દવાખાનાં સ્થાપ્યાં હતાં, અને પશુઓને માટે પાંજરાપોળના જેવી સંસ્થા સ્થાપી હતી. જ્યાંજ્યાં ઔષધિઓ તથા મૂળિયાં અને ફળો ન હતાં ત્યાંત્યાં તે સૌ લેવડાવી જઇને તેણે પોતે રોપાવ્યાં હતાં, એમ અશોકે જે કહ્યું છે તેનો અર્થ આપણે એવો કરવાનો છે કે, તુર્ત ઉપયોગમાં લઇ શકાય તેવી દવાઓ તૈયાર રહે તેટલા માટે ઉક્ત સંસ્થાઓના અંગે તેણે ખેતરોની વ્યવસ્થા કરી હતી. રોગી મનુષ્યોને કે પશુઓને મફત દવા પૂરી પાડવાને લગતી જે પદ્ધતિ હિંદુસ્તાનના પશ્ચિમભાગમાં ઇસ્વીસનના અઢારમા સૈકામાં હયાત હતી તે પદ્ધતિ ઇસ્વીસનની પહેલાંની ત્રીજી સદીમાં પણ હયાત હતી, એ જોઇને ખરેખર નવાઇ લાગે છે.[1] વળી વધારામાં એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે, તે સમયમાં જાણીતી સર્વ દવાઓ અશોકની પરોપકારવૃત્તિને લઇને આખી દુનિયાને મળી શકતી હતી.

અશોકના સમયની વિદ્યાવિષયક બાજુનો વિચાર આપણે ન કરીએ ત્યાંસુધી તે સમયના સમાજજીવનનું વર્ણન અધૂરૂં જ ગણાય. તેથી કરીને હવે આપણે એ બાબતનું વર્ણન ટૂંકામાં કરશું. અહીં પણ એટલું યાદ રાખવું જોઇએ કે, તે સમયની ખુદ વિદ્યાના વિકાસની બાબતમાં તો લગભગ નજીવી જ માહિતી અશોકની ધર્મલિપિઓમાંથી આપણને મળે છે. તેમ છતાં પણ વિદ્યાના વાહનરૂપ લેખનપદ્ધતિ(વર્ણમાળા)ની અને બોલી(ભાષા)ની બાબતમાં અશોકની

---

**૧. આ વિષયના સંબંધમાં કાળજીપૂર્વક શોધ કરવાની જરૂર છે; પણ દરમ્યાનમાં જુઓ જી. એન. મુખોપાધ્યાયકૃત "ધી સર્જિકલ ઇન્સ્ટ્રુમેન્ટસ ઑફ ધી હિંદુઝ" (હિંદુઓનાં વૈદ્યકીય શસ્ત્રો), પુ. ૧, પૃ. ૩૪ અને આગળ તથા પૃ. ૪૮ અને આગળ.**

ધર્મલિપિઓમાંથી આપણને ઘણું જાણવાનું મળી આવે છે. અશોકની ધર્મલિપિઓ બે લિપિમાં કોતરાએલી છે:-(૧) બ્રાહ્મી; અને (૨) ખરોષ્ઠી. શાહબાઝગઢીમાંથી અને મનશહર(મન્સેરા)માંથી મળી આવેલા ચૌદ મુખ્ય શિલાલેખો ખરોષ્ઠી લિપિમાં કોતરાએલા છે. કોઇ ચીનાઇ આધારને પ્રમાણરૂપ ગણીને બ્યુહ્લર સાહેબે 'खरोष्ठी' શબ્દને સાચો માન્યો છે, અને એ લિપિનો શોધ કરનારા કોઇ 'खरोष्ठ' (ખર=ગધેડો, અને ઓષ્ઠ=ઓઠ) નામક ઋષિના નામની ઉપરથી એ શબ્દને તેમણે વ્યુત્પન્ન માન્યો છે. પરંતુ બીજા કોઇ ચીનાઇ આધારને પ્રમાણરૂપ માનીને શ્રીયુત સીલ્વન લેવી સાહેબે 'खरोष्ट्री' શબ્દને ખરો માન્યો છે, અને હિંદુસ્તાનની હદની બહાર તેને લાગીને આવો રહેલા 'खरोष्ट्र' નામક કોઇ દેશના નામની ઉપરથી તે શબ્દને વ્યુત્પન્ન થએલો તેમણે ગણ્યો છે. બીજી લિપિ 'બ્રાહ્મી' કહેવાતી હતી તેનું કારણ એ કે, તે બ્રહ્માના મુખમાંથી નીકળેલી મનાય છે. ફારસી અને અરબી તથા ઉર્દુ લિપિની માફક ખરોષ્ઠી લિપિ પણ જમણી બાજુએથી ડાબી બાજુએ લખાતી હતી, અને હાલની બીજી બધી હિંદુ-લિપિઓની માફક બ્રાહ્મી લિપિ પણ ડાબી બાજુએથી જમણી બાજુએ લખાતી હતી. હિંદુસ્તાનના વાયવ્યકોણના પ્રાંતોમાં તેમ જ ચીની તુર્કસ્તાન સુધીના પાડોસના પ્રદેશમાં ખરોષ્ઠી લિપિ પ્રચલિત હતી. બ્રાહ્મી લિપિ આખા હિંદુ-સ્તાનમાં પ્રચલિત હતી એટલું જ નહિ, પણ જે ભાગોમાં ખરોષ્ઠી લિપિ પ્રચલિત હતી તે ભાગોમાં પણ તે પ્રચલિત હતી. ઇસ્વીસનના પાંચમા સૈકાના અરસામાં ખરોષ્ઠી લિપિ સ્વાભાવિક રીતે નિર્મૂળ થઇ ગઇ હતી; પણ બ્રાહ્મી લિપિ તો હિંદુસ્તાનમાંની તેમ જ સિંહલદ્વીપમાંની અને બ્રહ્મદેશમાંની તથા તિબેટમાંની સ્વદેશી લિપિઓની માતા ગણાય છે. ખરોષ્ઠી લિપિ જમણી બાજુએથી ડાબી બાજુએ લખાતી હતી, એ જ એમ સાબીત કરે છે કે, એ લિપિનું મૂળ 'સેમિટિક' હોવું જોઇએ. એકીમીનિયન લોકોના રાજ-

કાળ દરમ્યાન મીસરથી માંડીને ઇરાન સુધીમાં ખૂબ પ્રસરેલી 'એરેમાઇક' લિપિમાંથી તે ઊતરી આવેલી છે. તક્ષશિલામાંથી થોડા વખતના પહેલાં 'એરેમાઇક' લિપિમાં લખેલો લેખ મળી આવેલો છે તેથી એમ સાબીત થાય છે કે, ગંધારને જીતી લઇને એકીમીનિયન લોકોએ રાજકારભારના કામે એરેમિયન લોકોને આપણા દેશમાં બોલાવ્યા, અને એ રીતે આપણા દેશના લોકોને 'એરેમાઇક' ભાષાથી તેમ જ લિપિથી વાકેફ કર્યા. મૌર્યરાજ્નેની રાજ્યવ્યવસ્થાનાં મૂળ લખાણોના ઉપર તેમ જ હુજૂર દફતરોના ઉપર જે ઇરાની અસર થઇ હતી તેની નોંધ અગાઉ આપણે લઇ ગયા છીએ. વળી, હિંદુસ્તાનના વાયવ્યકોણમાં એકીમીનિયન લોકોએ વસવાટ કર્યો હતો તેથી એવું થવા પામ્યું હતું, એમ પણ આપણે પ્રથમ કહી ગયા છીએ.[૧] બ્રાહ્મી લિપિની ઉત્પત્તિના સંબંધમાં જૂદાજૂદા અનેક વિચારો પ્રચલિત છે. પરંતુ એ સૌના સાર તરીકે ટૂંકામાં આપણે કહીએ તો, આ બાબતમાં મુખ્ય બે પક્ષો છે. એક પક્ષ એમ કહે છે કે, બ્રાહ્મી લિપિ આપણા દેશમાં જ ઉત્પન્ન થએલી છે. સૌના પહેલાં લૅસન સાહેબે આ અભિપ્રાય સૂચવ્યો હતો, અને પાછળથી સર ઍલેક્ઝાંડર કનિંગહામ સાહેબે તેને ટેકો આપ્યો હતો. બીજો પક્ષ એમ કહે છે કે, બ્રાહ્મી લિપિ 'સેમિટિક' લિપિમાંથી ઊતરી આવેલી છે. એ પક્ષમાં પણ પાછાં બે તડ પડેલાં છે. તે પૈકીના એક તડમાં વેબર સાહેબ અને બ્યુહ્લર સાહેબ છે. હિંદુસ્તાનના લિપિશાસ્ત્રમાં નિષ્ણાત થએલા બધા યુરોપીય વિદ્વાનો એ બે સાહેબોના અભિપ્રાયને માન્ય રાખે છે. એ બન્ને સાહેબો એમ માને

---

૧. બ્યુહ્લર કૃત "ઇંડિયન પેલિયોગ્રાફી" (હિંદુસ્તાનનું લિપિશાસ્ત્ર) (ભાષાંતર), પૃ. ૨૪ અને આગળ; ઇં. ઍં., ૧૯૦૪, પૃ. ૭૯ અને આગળ; ઇં. ઍં., ૧૯૦૫, પૃ. ૨૧ અને આગળ અને પૃ. ૪૧ અને આગળ; ઇં. ઍં., ૧૯૦૬, પૃ. ૪ અને આગળ; "કૅમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇંડિયા" (હિંદુસ્તાનનો ઇતિહાસ —કૅમ્બ્રિજ યુનિવર્સિટી તરફથી), પુ. ૧, પૃ. ૬૨ અને ૬૫૭.

છે કે, ઉત્તરદિશાના 'સેમાઇટ' લોકોની લિપિમાંથી બ્રાહ્મી લિપિ ઊતરી આવેલી છે. ઉત્તરદિશાના સેમાઇટ લોકોની લિપિ જૂનામાં જૂની ફીનિશિયન વર્ણમાળા છે; અને તે ઇસ્વીસનની પૂર્વે આશરે ૮૫૦ના સમયની છે, એમ મનાય છે. બ્રાહ્મી લિપિ સેમિટિક લિપિમાંથી ઊતરી આવેલી છે, એ વાતના ઇનકાર કરતાં કનિંગહામ સાહેબે જે મજબૂતમાં મજબૂત દલીલ રજૂ કરી હતી તે એ હતી કે, બ્રાહ્મી લિપિ તો ડાબી બાજુએથી જમણી બાજુએ લખાય છે, પણ સેમિટિક લિપિઓ તો જમણી બાજુએથી ડાબી બાજુએ લખાય છે. પરંતુ બ્યુહ્લર સાહેબે ખાત્રી કરાવનારી સાબીતી આપી છે કે, બ્રાહ્મી લિપિ પણ શરૂઆતમાં જમણી બાજુએથી ડાબી બાજુએ લખાતી હતી. એ પદ્ધતિના કાંઇક અંશો અશોકનાં લખાણોમાં પણ જોવામાં આવે છે. દાખલા તરીકે, તેની કેટલીક ધર્મ-લિપિઓમાં 'ध' તથા 'त' અને 'ओ' વગેરેના જેવા કેટલાક વર્ણો ઊંધા લખેલા જોવામાં આવે છે. એ લેખોમાં કેટલાક જોડાક્ષરો પણ ઊંધા લખેલા જોવામાં આવે છે. દાખલા તરીકે, 'त्प'ના તથા 'स्त'ના અને 'व्य'ના બદલામાં 'प्त' તથા 'त्स' અને 'य्व' લખેલા જોવામાં આવે છે. મૂળે બ્રાહ્મી લિપિ જમણી બાજુએથી ડાબી બાજુએ લખાતી હશે તેના આ અવશેષો છે, એમ કહી શકાય છે. એ રીતે બ્રાહ્મી લિપિની ઉત્પત્તિ 'સેમેટિક' લિપિમાંથી થએલી છે, એ વાત છેક હમણાં સુધી સ્વીકારાતી આવતી હતી. પણ છએક વર્ષના પહેલાં નિઝામ સરકારના રાજ્યમાંથી પૂર્વૈતિહાસિક સમયનાં માટીનાં વાસણો મળી આવ્યાં અને તેમના ઉપરનાં લખાણોનો અભ્યાસ થયો ત્યારે ઉપલી વાત જૂઠી ઠરી. અશોકના સમયની વર્ણમાળામાંના અક્ષરોની સાથે ઉક્ત વાસણોની ઉપરનાં લખાણોમાંના નિદાન પાંચ અક્ષરો બરાબર મળતા આવે છે. વળી, કલકત્તાના 'ઇંડિયન મ્યુઝીઅમ'-(પ્રાચીન વસ્તુઓના સંગ્રહસ્થાન)માં પૂર્વૈતિહાસિક સમયનો એક પથરો પડેલો છે તેના ઉપર પાસેપાસે ત્રણ ખાડા છે તે દેખીતી

રીતે કાંઇક લખાણુ છે, અને એ લખાણુના અક્ષરો અશોકના સમયના અક્ષરોને બહુ મળતા આવે છે.[1] એ રીતે બ્રાહ્મી લિપિની ઉત્પત્તિની ચર્ચા ઐતિહાસિક કાળને લગતી નથી રહેતી પણ પૂર્વૈતિહાસિક કાળને લગતી બની જાય છે. આમ છે તે યોગ્ય જ છે; કારણ કે, આજે યુરોપમાં પણ બધી સેમિટિક તેમ જ અન્ય લિપિઓનું મૂળ પૂર્વૈતિહાસિક સમયમાં શોધાઇ રહ્યું છે. પૂર્વૈતિહાસિક મનુષ્યે વર્ણમાળાનો શોધ કરેલો, એ વાત હવે ધીમેધીમે સ્વીકારાતી જાય છે. પૂર્વૈતિહાસિક ચીજોના ઉપર થએલાં લખાણોમાંના નિદાન આઠ વર્ણો અશોકના સમયની વર્ણમાળામાંના વર્ણોને મળતા આવે છે તો પછી આપણે એમ જ માનવું જોઇએ કે, બ્રાહ્મી લિપિ આપણા દેશમાં જ પૂર્વૈતિહાસિક સમયમાં જન્મી હતી. ઇસ્વીસનના પહેલાં આશરે ૮૦૦માં જન્મેલી સેમિટિક લિપિની સાથે બ્રાહ્મી લિપિનો સંબંધ જોડવો, એ કોઇ પણ રીતે યોગ્ય નથી.[2]

હવે અશોકના સમયની ભાષાની સ્થિતિનો પ્રશ્ન આપણે વિચારવાનો છે. અશોકની ધર્મલિપિઓમાં જોડણીને લગતી જે બે ખાસિયતો જોવામાં આવે છે તેમનો વિચાર કરીને પછી ઉપલો પ્રશ્ન આપણે હાથમાં લેશું; કારણ કે, આપણે તેમ ન કરીએ તો બોલીને લગતી ખાસિયતોની સાથે જોડણીને લગતી ખાસિયતોનો ગોટાળો થઇ જવાનો સંભવ રહે છે. પહેલી ખાસિયત તો એ છે

---

૧. શ્રીયુત દે. રા. ભાંડારકરનો આ અભિપ્રાય પાછળથી છેક જ ખોટો ઠર્યો છે. એ પથરો ઊંધો પડેલો તેથી એમને આવો ભ્રમ થએલો. પણ એ પથરાને છતો કરી વાંચતાં એમની ગંભીર ભૂલ સાબીત થઈ છે; અને તેથી આ દલીલ હવે અહીં અસ્થાને છે.

ભરતરામ.

૨. સ. આ. મુ. સી. ન્યુ. વૉ. ૩, ભાગ ૧, પૃ ૪૯૩ અને આગળ; ઈ. ઍ., ૧૯૧૯, પૃ. ૫૭ અને આગળ; જ. એ. સો. બેં., ૧૯૨૧., પૃ. ૨૦૯ અને આગળ; "કલકત્તા રીવ્યુ," ૧૯૨૩, અને આગળ પૃ. ૩૫૮

કે, અશોકનાં લખાણોમાં કોઇ પણ સ્થળે સમાન વર્ણોનું દ્વિત્વ જોવામાં આવતું નથી. દાખલા તરીકે, **अत्थि**(સંસ્કૃતભાષાના **अस्ति**)ના અને **सव्व**(સંસ્કૃતભાષાના **सर्व**)ના બદલામાં માત્ર '**अथि**' અને '**सव**' જ જોવામાં આવે છે. પરંતુ આ કાંઇ અશોકનાં લખાણોની જ ખાસિયતો નથી. ઇસ્વીસનની ચોથી સદી સુધીમાં પ્રાકૃતભાષામાં લખાએલાં લખાણો પૈકીનું ભાગ્યે જ કોઇ લખાણ કોતરતાં એવી જાતનું દ્વિત્વ કરેલું જોવામાં આવે છે. બીજી ખાસિયત એ છે કે, શાહબાઝગઢીમાંથી અને મનશહરમાંથી મળી આવેલા અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો કોતરનારે દીર્ઘ અને હ્રસ્વ સ્વરોનો ભેદ જાળવ્યો નથી. આ પણ કાંઇ અશોકનાં લખાણોની જ ખાસિયત નથી. ખરોષ્ઠી લિપિમાં પાછળના સમયમાં કોતરાએલાં બધાં લખાણોમાં પણ આ ખાસિયત જોવામાં આવે છે. ઉપલી બે બાબતોને જ અશોકનાં લખાણોની જોડણીની ખાસિયતો તરીકે ગણાવી શકાય તેમ છે. આપણે તેમને બાજુએ રાખીએ તો અશોકની ધર્મલિપિઓમાં ઉચ્ચારને અનુસરીને જ લખાણ થએલું છે, એમ આપણે ખુશીથી કહી શકીએ.

હવે એવો સવાલ ઊભો થાય છે કે, બોલીને લગતી શી ખાસિયતો અશોકનાં લખાણોમાં જોવામાં આવે છે? અશોકના સમયમાં બોલીઓ હયાત હતી, એવો પૂરાવો તેનાં લખાણોમાંથી મળી આવે છે ખરો? આ સવાલનો જવાબ આપવાનો પ્રયત્ન હવે આપણે કરશું. અશોકના સાત મુખ્ય સ્તંભલેખો આપણે જોશું તો આપણને ચોક્કસ જણાશે કે, તે સૌમાં એક જ બોલી વપરાએલી છે, અને અમુક ખાસિયતો પણ એકસરખી રીતે એ સૌમાં જોવામાં આવે છે. શ્રીયુત સેનાર્ત સાહેબે એ ખાસિયતો બહુ સારી રીતે વર્ણવેલી છે.[1] એ લેખોમાં '**ण**' કે '**ञ**' જોવામાં આવતો નથી પણ '**न**' જોવામાં આવે છે. શરૂઆતના '**य**'ને રૂખસદ આપવામાં

---

[1] ઇ. ઍ, ૧૮૯૨ પૃ. ૧૭૧ અને આગળ.

આવેલી જોવામાં આવે છે; અને તેથી '**यथा**'ના બદલામાં '**अथा**' જોવામાં આવે છે. '**र**'ના બદલામાં હંમેશાં '**ल**' વપરાય છે (દાખલા તરીકે, '**राजा**'ના બદલામાં '**लाजा**' લખાય છે). નરજાતિના અને ઘણુંખરૂં નાન્યતરજાતિના શબ્દની પહેલી વિભક્તિના એકવચનના છેડે 'એ'-કાર આવે છે (દાખલા તરીકે, '**समाज**'ના બદલામાં '**समाजे**' અને '**दानं**'ના બદલામાં '**दाने**' વપરાય છે). જે જોડાક્ષરમાં શરૂઆતમાં 'ય'કાર ન આવતો હોય તે જોડાક્ષર હંમેશાં જોડાક્ષર તરીકે નથી લખાતો, પણ તેના બે અક્ષરોની વચ્ચે 'ઇ'કાર દાખલ કરવામાં આવે છે (દાખલા તરીકે, '**अवध्यानि**'ના બદલામાં '**अवधियानि**' લખાય છે). વળી, 'ર'કાર શરૂઆતમાં ન હોય તો તો હંમેશાં તેને રૂખસદ આપવામાં આવે છે (દાખલા તરીકે, '**प्रिय**'ના બદલામાં '**पिय**' વપરાય છે). જે થાંભલાઓના ઉપર અશોકના સાત મુખ્ય સ્તંભલેખો કોતરાએલા છે તે થાંભલાઓ મધ્યદેશમાંથી જ મળી આવેલા છે તેથી કરીને આપણે એમ કહી શકીએ છીએ કે, ઉપલી બધી ખાસિયતો એ પ્રાંતની બોલીની જ ખાસિયતો હોવી જોઇએ. પરંતુ અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોનો વિચાર આપણે કરીએ છીએ ત્યારે આપણી સામે બીજી મુશ્કેલી ખડી થાય છે. પ્રથમ તો આપણને એમ માલૂમ પડે છે કે, મધ્યદેશની બોલીની ઉક્ત ખાસિયતો ધવલીના અને યાવગઢના શિલાલેખમાં પૂરેપૂરા અંશે અને કાલશીના શિલાલેખમાં લગભગ પૂરેપૂરા અંશે દેખા દે છે. પછી બાકીનાં સ્થળોના શિલાલેખોનો વિચાર આપણે કરીએ છીએ ત્યારે આપણને એમ માલૂમ પડે છે કે, શાહબાઝગઢીના તથા મનશહરના અને ગિરનારના શિલાલેખમાં મધ્યદેશની બોલીની કેટલીક ખાસિયતો જોવામાં આવે છે તો પણ તેમની પોતાની કેટલીક ખાસિયતો પણ જોવામાં આવે છે, અને એ એમની ખાસિયતો જૂદીજૂદી બોલી જ બતાવી આપે છે. આપણે આ બાબતમાં વધારે ઊંડા ઊતરીએ

છીએ તો જૂદીજૂદી બે બોલીઓ આપણને મળી આવે છેઃ–(૧) શાહબાઝગઢીના અને મનશહરના શિલાલેખની એક બોલી; અને (૨) ગિરનારના શિલાલેખની બીજી બોલી. પાટલિપુત્રમાંની હુજૂર કચેરીમાંથી કોઇ હુકમ છૂટતો હશે ત્યારે તેની નકલ દરેક પ્રાંતના સુબાને મોકલી આપવામાં આવતી હશે. પાટલિપુત્રમાં વપરાતી રાજભાષાથી જૂદી પડતી બોલી જ્યાં નહિ વપરાતી હોય ત્યાં તો એ નકલમાંનો હુકમ મૂળને અનુસરીને જ કોતરવામાં આવતો હશે. અશોકના સ્તંભલેખો જૂદાંજૂદાં છ સ્થળોએ કોતરાએલા છે તો પણ તેમની ભાષા લગભગ એકસરખી જ છે, એનું કારણ આ જ હોવું જોઇએ. એ લેખોવાળા થાંભલાઓ મૂળે જે સ્થળે હતા તે સ્થળો મધ્યદેશમાં જ હતાં તેથી કરીને મધ્યદેશની બોલીમાં લખાએલો જે હુકમ પાટલિપુત્રમાંથી છૂટેલો તે બનતાં સુધી મૂળને અનુસરીને જ કોતરાયો. પરંતુ અશોકના શિલાલેખોની બાબતમાં તેમ બન્યું નહિ. કાલશી અને ધવલી તથા યાવગઢ મધ્યદેશની અંદર કે મધ્યદેશને લાગીને આવેલ હોવાથી તે સ્થળમાંના શિલાલેખોનું લખાણ લગભગ એકસરખું જ છે, અને સ્તંભલેખો જે બોલીમાં લખાએલા છે તે જ બોલીમાં તે શિલાલેખો પણ લગભગ પૂર્ણાંશે લખાએલા છે. પરંતુ શાહબાઝગઢી અને મનશહર ઉત્તરાપથમાં આવેલાં છે, અને ગિરનારનો પ્રદેશ દક્ષિણાપથમાં આવેલો છે.[૧] તે સૌની પોતપોતાની બોલી હતી; અને તેથી કરીને મધ્યદેશના લખાણની નકલને બનતાં સુધી અનુસરવાનો પ્રયત્ન કરવામાં આવેલો તો પણ તે તે પ્રાંતની બોલીની ખાસિયતો એ લખાણમાં ઘુસી જઇ શકી છે. ઉત્તરાપથની બોલીની ખાસિયતો શી હતી? દક્ષિણાપથની બોલીની ખાસિયતો શી હતી? મધ્યદેશની બોલીની બધી ખાસિયતો ઉક્ત બોલીઓમાં બીલકુલ જોવામાં આવતી નથી, એ જ એમ બતાવી આપે છે કે, ઉત્તરાપથની તેમ જ દક્ષિણાપથની

---

૧. ઇ. લે. ૧૯૧૮, પૃ. ૪૪ અને આગળ.

બોલીઓ મધ્યદેશની બોલીઓથી જૂદી પડે છે. દાખલા તરીકે, ઉત્તરાપથની અને દક્ષિણાપથની બોલીમાં 'न' તેમ જ 'ञ' અને 'ण' વપરાય છે; નરજાતિના નામની પહેલી વિભક્તિના એકવચનના અંતે 'એ'કાર નથી આવતો પણ 'ઓ'કાર આવે છે; 'र'ના બદલામાં 'ल' નથી વપરાતો, વગેરે વગેરે. ઉત્તરાપથની બોલીઓ દક્ષિણાપથની બોલીઓથી કેટલા અંશે જૂદી પડે છે, એ હવે આપણે જોશું. અલબત્ત, એ બન્ને બોલીઓનાં નામોની સાતમી વિભક્તિના એકવચનના છેડે 'એ'કાર આવે છે; પણ દક્ષિણાપથની બોલીઓનાં નામોની સાતમી વિભક્તિના એકવચનના અંતે ઘણુંખરૂં 'म्हि' આવે છે ત્યારે ઉત્તરાપથની બોલીઓનાં નામોની સાતમી વિભક્તિના એકવચનના અંતે (મધ્યદેશની બોલીઓના અનુસારે) 'सि' આવે છે. ઉત્તરાપથની બોલીઓમાં 'श' તેમ જ 'ष' અને 'स' વપરાય છે ત્યારે દક્ષિણાપથની બોલીઓમાં (મધ્યદેશની બોલીઓને અનુસરીને) માત્ર 'स' જ વપરાય છે. દક્ષિણાપથની બોલીમાં 'व्य' કાયમ રહે છે ત્યારે ઉત્તરાપથની બોલીમાં તે 'व्व' બની જાય છે. વળી, ઉત્તરાપથની બોલીઓમાં શબ્દમાંના 'य' અને 'ह' એકબીજાનું સ્થાન લે છે, અને તેમાંનો ત્રીજો અક્ષર પોતાના વર્ગના પહેલા અક્ષરનું રૂપ ધરે છે. દક્ષિણાપથની બોલીઓમાં 'ए' કાયમ રહે છે, અને હંમેશાં 'ष्ठ'ના બદલામાં તેમ જ કોઇક પ્રસંગે 'स्त' ના બદલામાં 'स्ट' વપરાય છે.

હિંદુસ્તાનના ભાષાશાસ્ત્રને લગતી બીજી એક બાબતના સંબંધમાં પણ અશોકનાં લખાણો જાણવાજોગ માહિતી પૂરી પાડે છે. પાલિભાષાના અને પ્રાકૃતભાષાના સંબંધમાં બોલતાં કેટલાક ભાષાશાસ્ત્રીઓ ઉચ્ચારની અવનતિના વિષયની મોઘમ વાતો કરે છે. તેઓ એમ માને છે કે, પાછળના સમયનું સૂચન એથી થાય છે.[૧]

૧. સ્વર્ગસ્થ રા. ગો. ભાંડારકરકૃત "વિલ્સન ફાઇલૉલૉજિકલ લેક્ચર્સ" (વિલ્સન-સ્મારકનાં ભાષાશાસ્ત્રવિષયક ભાષણો), પૃ. ૮ અને આગળ; પૃ. ૩૪ અને આગળ.

તેઓ એવી દલીલ કરે છે કે, જોડાક્ષરોનું સાદું રૂપ બનવું તથા પાસેપાસેના બે શબ્દોમાં 'સ્વરોનું ભળી જવું અને તાલુસ્થાનીય વર્ણોનો તેમ જ 'હ'કારનો શોખ વગેરે આ ઉચ્ચારની અવનતિ દર્શાવે છે. પણ જે ભાષામાં કે બોલીમાં આ ખાસિયતો જોવામાં આવતી નથી તે ભાષાના કે બોલીના કરતાં જે ભાષામાં કે બોલીમાં આ ખાસિયતો જોવામાં આવે છે તે ભાષા કે બોલી વધારે પાછળની માનવી જ જોઇએ ખરી? બીજા સૌને અપવાદરૂપ ગણતાં અમુક વર્ગના કે લોકોના કે દેશના ખાસ ઉચ્ચારની રીતનું દર્શન એ ખાસિયતો કરાવે, એમ કેમ ન બને? આ બાબતમાં અશોકનાં લખાણોના આધારે શો નિર્ણય થઇ શકે તેમ છે, એ આપણે જોશું. ગિરનારના શિલાલેખને કાલશીના શિલાલેખની સાથે સરખાવતાં આપણને એવું માલૂમ પડી આવે છે કે, ગિરનારના શિલાલેખમાંની ભાષામાં ઉચ્ચારની અવનતિ ઓછી જણાય છે, પણ કાલશીના શિલાલેખમાંની ભાષામાં ઉચ્ચારની અવનતિ વધારે પ્રમાણમાં દેખાય છે. આપણે જોઇ ગયા છીએ કે, જોડાક્ષરોમાંનો મૂળ 'ર'કાર ગિરનારના શિલાલેખમાં કાયમ રહ્યો છે ત્યારે કાલશીના શિલાલેખમાં લગભગ સર્વત્ર ઊડી જ ગયો છે. દાખલા તરીકે, ગિરનારના શિલાલેખમાં આપણે '**सर्वत्र**' શબ્દ વાંચીએ છીએ; પણ કાલશીના શિલાલેખમાં તો હંમેશાં '**सवत**' (**सव्वत्त**) શબ્દ જ આપણે જોઇએ છીએ. વળી, ગિરનારના શિલાલેખમાં જ્યાં '**हस्ति**' શબ્દ છે ત્યાં કાલશીના શિલાલેખમાં '**हथि**' (**हत्थि**) શબ્દ જ છે. ગિરનારના શિલાલેખની અને કાલશીના શિલાલેખની સરખામણી કરતાં તેમનામાં જોડાક્ષરોનું સાદું રૂપ બની જતું જોવામાં આવે છે તેના અનેક દાખલાઓ પૈકીના આ તો માત્ર થોડાક જ દાખલા છે. હવે તાલુસ્થાનીય વર્ણોના શોખનો વિચાર આપણે કરશું. સંસ્કૃતભાષામાંના '**कृत**' અને '**भृत**' શબ્દના બદલામાં ગિરનારના શિલાલેખમાં '**कत**' અને '**भत**' શબ્દ વપરાયા છે ત્યારે કાલશીના

શિલાલેખમાં તો '**कट**' અને '**भट**' શબ્દ જ વપરાયા છે. તે જ પ્રમાણે ગિરનારના શિલાલેખમાંના '**द्वादस**' અને '**एदिस**' શબ્દના સ્થાને કાલશીના શિલાલેખમાં '**दुवाडस**' અને '**हेडिस**' શબ્દ જ જોવામાં આવે છે. વળી, '**हेडिस**' તેમ જ '**हेत**' અને '**हिद**' વગેરે શબ્દો એમ સાબીત કરી આપે છે કે, કાલશીની બોલીમાં 'હ'કારનો શોખ ખાસ હતો. એ રીતે જોતાં એમ જણાઇ આવે છે કે, પાલિભાષાના અને પ્રાકૃતભાષાંના નિયમોને અનુસરીને કાલશીની બોલીમાં ઉચ્ચારની અવનતિ વધારે પ્રમાણમાં થએલી છે, અને ગિરનારના પ્રદેશની બોલીમાં ઉચ્ચારની અવનતિ ઓછા પ્રમાણમાં થવા પામેલી છે. પરંતુ તેથી કરીને, ગિરનારના પ્રદેશની બોલી પહેલાંની હતી અને કાલશીની બોલી પછીની હતી, એવો નિર્ણય કરવાની હિંમત કોઇ ભાષાશાસ્ત્રી કરશે ખરો ? અલબત્ત, તે તેમ નહિ જ કરે; કારણ કે, અશોકના રાજકાળમાં ગિરનારના પ્રદેશની બોલી અને કાલશીની બોલી સાથેસાથે જ હયાતી ધરાવતી હતી; અને તેથી કરીને એમાંની પહેલી બોલીને બીજી બોલીના પહેલાંની ન જ કહી શકાય. તેમ છતાં પણ એ ભાષાશાસ્ત્રીઓના સિદ્ધાંતના અનુસારે તો કાલશીની બોલી ગિરનારના પ્રદેશની બોલીના કરતાં વધારે પ્રમાણમાં ઉચ્ચારની અવનતિ બતાવી આપતી હોવાથી ગિરનારના પ્રદેશની બોલીના સમયની પછીના સમયની ગણાવી જોઇએ. આમાં ખરી વાત તો એ છે કે, જેમને પાલિભાષાના અને પ્રાકૃતભાષાના નિયમો કહેવામાં આવે છે તે ઉચ્ચારની અવનતિ બીલકુલ દર્શાવતા નથી. તે તો અમુક વર્ગના કે લોકોના કે દેશના ઉચ્ચારની જે ખાસ રીત સર્વ યુગોમાં પ્રચલિત હતી તે રીત જ દર્શાવે છે. દાખલા તરીકે, "વેદ"ની ભાષા લો.[1] "વેદ"માં '**विविष्टचै**' રૂપની સાથે સાથે '**विविद्वचै**' રૂપ પણ જોવામાં આવે છે: એ જ એમ બતાવી આપે છે કે, "વેદ"ની ભાષામાં પણ જોડાક્ષરોમાંના બે વ્યંજનો પૈકીનો

---

૧. "ઇડિશે સ્ટુડિયેન" ( હિંદુસ્તાનનો અભ્યાસ ), ૨, ૮૭, ટીકા.

વ્યંજન બેવડાતો. વળી, "વેદ"માં '**कृत**' તથા '**पद्भिः**' અને '**विदग्धता**' રૂપની સાથે સાથે '**कुट**' તથા '**पड्भिः**' અને '**विदड्ढता**' રૂપ જોવામાં આવે છે : એ પણ એમ બતાવી આપે છે કે, તાલુસ્થાનીય વર્ણોનો પક્ષપાત "વેદ"ની ભાષામાં પણ હતો. ટૂંકામાં કહેતાં, આ બાબતમાં ખરી હકીકત એ છે કે, ઉચ્ચારના આવા ફેરફારો ખરૂં જોતાં ઉચ્ચારની અવનતિ દર્શાવે છે, એવું સાબીત કરનારો કોઇ પણ પૂરાવો મળી આવતો નથી. વળી, કેટલાક ભાષાશાસ્ત્રીઓ કહે છે તેમ, પાછળના સમયની ભાષાનું સૂચન એથી થાય છે, એવું પણ કાંઇ અવશ્ય નથી. ખરૂં જોતાં તો વસ્તુસ્થિતિ એનાથી ઉલટી છે. અમુક સમયમાં અથવા કોઇ જાતિમાં કે પ્રાંતમાં ખરા અને શુદ્ધ ઉચ્ચાર પ્રચલિત હશે તેની સાથેસાથે જ જૂદા પ્રકારના ઉક્ત ઉચ્ચારો પણ પ્રચલિત હશે, એમ જ આપણે કહી શકીએ છીએ.

ભરતે પોતાના "નાટયશાસ્ત્ર"ના સત્તરમા પ્રકરણમાં જે કહ્યું છે[1] તે આના સંબંધમાં યાદ રાખવાનું છે. તે કહે છે કે, સંસ્કૃતભાષા અને પ્રાકૃતભાષા કાંઇ બે ભાષાઓ નથી; તે તો બોલીના–એટલે કે, ઉચ્ચારના અને પાઠ (**पाठ्य**)ના–બે પ્રકાર છે. તેણે માત્ર ચાર ભાષાઓનો જ સ્વીકાર કરેલો છે:—(૧) અભિભાષા ( દેવોની ભાષા ); (૨) આર્ય-ભાષા (રાજાઓની ભાષા); (૩) જાતિભાષા (વિવિધ જાતિઓની અને જ્ઞાતિઓની ભાષા); અને (૪) જાત્યંતરી ભાષા (પક્ષીઓની અને પશુઓની ભાષા). પહેલા બે પ્રકારની ભાષાઓ હંમેશાં '**संस्कृत-पाठ्य**' ( સુધરેલી બોલી ) કહેવાય છે; પણ બીજા પ્રકારની ભાષા '**संस्कृत**' ( સુધરેલી ) તેમ જ '**प्राकृत**' ( હલકા પ્રકારની ) બોલી કહેવાય છે. ઉક્ત સંજ્ઞાઓનો ઉપયોગ મનમાની રીતે કરવામાં આવ્યો છે તેથી કરીને બહુ ગોટાળો થવા પામેલો છે. વળી, પાલિભાષામાં જે ઉચ્ચારભેદ જોવામાં આવે છે તે ઉચ્ચારની અવનતિ દર્શાવે છે, અને તેથી તે પાછળના સમયની ભાષાનું સૂચક

---

૧. ૫, ૨૫ અને આગળ.

ચિહ્ન છે: એવી માન્યતાએ પણ ઘણો ગોટાળો કરી મુકેલો છે. કેટલાક ભાષાશાસ્ત્રીઓએ પૂર્વગ્રહ બાંધીને જે ગોટાળો ઉપસ્થિત કરી ફેલાવી દીધો છે તેને આપણા મગજમાંથી દૂર કરી દઈને આપણે સંભાળ-પૂર્વક વિચાર કરશું તો આપણને માલૂમ પડશે કે, મૌર્યરાજ અશોકનાં લખાણોની ભાષા અને પાણિનિએ તથા કાત્યાયને અને પતંજલિએ જે ભાષાનું વ્યાકરણ લખ્યું છે તે ભાષા એ ને એ જ છે. અહીં માત્ર એટલો જ ફેર છે કે, અશોકનાં લખાણોમાં એ ભાષાનું પ્રાકૃત રૂપ દેખા દે છે ત્યારે ઉક્ત વ્યાકરણકારોનાં લખાણોમાં એ ભાષાનું સંસ્કૃત રૂપ દેખા દે છે. અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના ગિરનારના શિલાલેખમાંના નવમા શાસનનો નાનો ફકરો નમૂના તરીકે અહીં આપણે લેશું:—

**देवानं-पियो प्रियदसि राजा एवं आह। अस्ति जनो उचावचं मंगलं करोते आबाधेसु वा आवाहविवाहेसु वा पुत्रलाभेसु वा प्रवासंम्हि वा। एतम्हि च अञम्हि च जनो उचावचं मंगलं करोते ॥**

અહીં આપણે ઉચ્ચારને લગતી અમુક ખાસિયતો જતી કરીએ તો, જે ભાષાનું વ્યાકરણ પાણિનિએ અને પતંજલિએ લખ્યું છે તે ભાષા ઉપલા શિલાલેખની ભાષા નથી, એમ કહેવું અઘરૂં થઈ પડશે. આપણા દેશની કોઈ પણ દેશી ભાષા બોલતા કોઈ વિદ્વાન પંડિતને આપણે સાંભળશું અને કોઈ ગામડિયાને આપણે સાંભળશું તો ઉપરના દાખલામાં બોલીનો જે ભેદ જોવામાં આવે છે તેના કરતાં વધારે ભેદ આપણા જોવામાં આવશે. શ્રીયુત એફ. ડબલ્યુ. થૉમસ સાહેબ નિષ્પક્ષપાત વિદ્વાન મનાય છે. તેણે પણ કહ્યું છે કે, "મૂળ ભાષાનો વિચાર કરતાં ઉક્ત શિલાલેખોમાં જે પાઠફેર જણાય છે તેના કરતાં વધારે પાઠફેર મૂળ ભાષાનો વિચાર કરતાં હાલની બોલાતી તેમ જ લખાતી અંગ્રેજી ભાષામાં જોવામાં આવે છે, એમ

આપણે કહીએ તો તે કાંઇ વધારે પડતું કહેવાય નહિ."[1] અલબત્ત, જૂદા જૂદા ત્રણ પ્રાંતોની—મધ્યદેશની તથા ઉત્તરાપથની અને દક્ષિણાપથની—ત્રણ પ્રકારની ઉચ્ચારની ખાસિયતો અશોકના સમયમાં હતી, અને એ રીતે તે સમયમાં ત્રણ મુખ્ય બોલીઓ બેશક પ્રચલિત હતી; પરંતુ એ બોલીના ભેદ ઉચ્ચારના અને પાઠના પ્રકાર દર્શાવે છે, એમ આપણે કબૂલ રાખીએ તો પછી આપણે એવો જ નિર્ણય કરી શકીએ છીએ કે, ઉક્ત શિલાલેખોની મૂળ ભાષા તો જે ભાષાનું વ્યાકરણ ઉક્ત વ્યાકરણકારોએ લખેલું છે તે જ ભાષા હોવી જોઇએ. અહીં પતંજલિની ટીકા યાદ આવે છે. તેણે કહ્યું છે કે, જે ભાષાનું વ્યાકરણ પાણિનિએ લખેલું તે ભાષા શિષ્ટ બ્રાહ્મણો વ્યાકરણના અભ્યાસના અભાવે પણ સ્વાભાવિક રીતે જે ભાષા બોલતા તે જ ભાષા હતી.[2] અહીં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, "અષ્ટાધ્યાયી" નહિ શીખેલા જે બ્રાહ્મણો "અષ્ટાધ્યાયી"ના નિયમોને અનુસરીને બોલતા તે બ્રાહ્મણો જ પતંજલિએ ઉલ્લેખેલા 'શિષ્ટ' બ્રાહ્મણો હતા.[3] આથી એમ સાબીત થાય છે કે, જે ભાષાનું વ્યાકરણ "અષ્ટાધ્યાયી" છે તે ભાષા ઇસ્વી સનની પહેલાં આશરે ૧૫૦ ના વર્ષ સુધી —પતંજલિના સમય સુધી—આર્યાવર્તના શિષ્ટ બ્રાહ્મણોની સ્વભાષા તરીકે ચાલૂ રહી હતી.

લોકોના જૂદા જૂદા વર્ગોમાં ભાષાના જે વિવિધ પ્રકાર ઘણું-ખરૂં પ્રચલિત હતા તે વિવિધ પ્રકાર અશોકના સમયની બોલી દર્શાવે છે, એમ આપણે કબૂલ રાખીએ. પણ સવાલ એ થાય છે કે, શિષ્ટ બ્રાહ્મણોની ભાષામાં લખાએલો એક પણ શિલાલેખ મળી આવ્યો નથી, એનું શું કારણ? ઇસ્વી સનના ૧૫૦ ના વર્ષ સુધી—

---

૧. જ. રૉ. એ. સો., ૧૯૦૪, પૃ. ૪૬૨.

૨. સ્વર્ગસ્થ રા. ગો. ભાંડારકરકૃત "વિલ્સન ફાઇલૉલૉજિકલ લેકચર્સ" (વિલ્સન–સ્મારકનાં ભાષાશાસ્ત્રવિષયક ભાષણો), પૃ. ૨૯૫–૨૯૬

૩. જ. રૉ. એ. સો., ૧૯૦૪, પૃ. ૪૭૯–૪૮૦.

પશ્ચિમના ક્ષત્રપવંશના રુદ્રદામાના સમય સુધી–તો સામાન્ય લોકો સંસ્કૃતભાષા સમજી કે બોલી શકતા નહિ, એવું સાબીત કરી આપનારો–સંસ્કૃતભાષામાં લખાએલો–એક પણ લેખ ઉક્ત સમય સુધીમાં મળી આવેલો નથી: એમ સ્વર્ગસ્થ ફ્લીટ સાહેબે આપણને ભાર દઇને કહ્યું છે[1]. પરંતુ એ ભાષામાં લખાએલો ઉક્ત સમયનો એક પણ લેખ મળી આવ્યો નથી, એમ કહેવું તદ્દન સાચું ન કહેવાય. રાજપૂતાનામાંના ઉદયપુર રાજ્યમાં ઘોસૂંડીની વાવ છે તેમાં જે લેખ છે તે સંસ્કૃતભાષામાં લખાએલો છે. આમ કહેવાનું ખાસ કારણ એ છે કે, તેમાં બે સ્થળે દ્વિવચનનું રૂપ વપરાએલું જોવામાં આવે છે.[2] બ્યુહ્લર સાહેબે ઉક્ત લેખને ઇસ્વી સનની પહેલાંના ૩૫૦ થી ૨૫૦ ના વચગાળાનો કહ્યો છે. એ રીતે એ લેખ લગભગ અશોકના સમયનો જ ઠરે છે. પ્રાચીન સમયમાં આવા અનેક લેખો સંસ્કૃતભાષામાં લખાયા હશે; પણ આજે તેઓનો પત્તો લાગતો નથી: એમ આપણે કહીએ તો કાંઇ ખોટું ન ગણાય. બ્રાહ્મણોનાં મંદિરો વગેરેમાં જ આવા સંસ્કૃતલેખો લખાયા હશે, એમ કહી શકાય. બૌદ્ધલોકોના સ્તૂપો વગેરે તેમ જ જૈનલોકોનાં દેહરાં વગેરે લોકોના નિવાસસ્થાનથી દૂર બંધાતાં તેમ બ્રાહ્મણોનાં મંદિરો વગેરે લોકોના રહેઠાણથી આઘે ન બંધાતાં ગામની કે શહેરની અંદર કે બાજુમાં બંધાતાં તેથી કરીને જ એ બ્રાહ્મણોનાં મંદિરોમાંના સંસ્કૃત–લેખો આજે સદાને માટે નષ્ટ થઇ જવા પામ્યા છે, એમ કહેવામાં કાંઇ હરકત નથી.

સ્વર્ગસ્થ ફ્લીટ સાહેબ અને અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝ સાહેબ એમ માને છે કે, ઇસ્વી સનની પહેલાંના ૩૦૦ ના વર્ષથી માંડીને ઇસ્વી સનના ૧૦૦ ના વર્ષ સુધીના બધા શિલાલેખો દેશી ભાષામાંથી ઊતરી આવેલી અને દેશી ભાષાને ઘણા અંશે મળતી આવતી એક

---

૧. જ. રૉ. એ. સો., ૧૯૦૪, પૃ. ૪૮૩.

૨. મે. આ. સ. ઇ., અંક ૪, પૃ. ૧૧૯.

જાતની પાલિભાષામાં લખાએલા છે. તેમના મતે આથી એમ સાબીત થાય છે કે, ઇસ્વી સનના ૧૦૦ ના વર્ષ સુધી તો પાલિભાષા જ પ્રચલિત હતી. જે ભાષાનું વ્યાકરણ પાણિનિએ અને પતંજલિએ લખેલું તે સંસ્કૃતભાષા તો એ સમયની દેશી ભાષા ન જ હોઇ શકે, એમ તેઓ માની બેસે છે; પણ એમનો આ અભિપ્રાય સ્વીકારી શકાય તેમ નથી. તેનું પહેલું કારણ તો એ છે કે, ઉપર આપણે કહી ગયા તેમ લગભગ અશોકના જ સમયનો નિદાન એક લેખ તો બેશક સંસ્કૃતભાષામાં લખાએલો મળી આવેલો છે. વળી, બીજું કારણ એ છે કે, જૂદાં જૂદાં લખાણોની ભાષાના–ફ્રાંસના વિદ્વાન સેનાર્ત સાહેબ જેને 'શિલાલેખોની પ્રાકૃતભાષા' કહે છે તે ભાષાના –સંબંધમાં સેનાર્ત સાહેબે જે કાંઇ કહ્યું છે તેનો વિચાર ઉક્ત વિદ્વાનોએ કરેલો લાગતો નથી. ગુજરાતથી અને પશ્ચિમ–કિનારાની ગુફાઓથી માંડીને કૃષ્ણાનદીના મુખની પાસેના અમરાવતી સુધીના તથા ઉત્કલમાંની ખંડગિરિની ગુફાઓ સુધીના તેમ જ મધ્ય-હિંદુસ્તાનમાંના સાંચીથી અને ભરહુતથી માંડીને મુંબાઇ–ઇલાકાની દક્ષિણદિશાની હદરૂપ વનવાસી[1] સુધીના અને મદ્રાસ–ઇલાકાના કાંચી (હાલના કાંજીવરમ્) સુધીના વિસ્તારમાં એ બધાં લખાણો વેરાએલાં છે, એ હકીકત પ્રથમ તો આપણે ધ્યાનમાં રાખવાની છે. વળી, આપણે બીજી હકીકત ધ્યાનમાં રાખવાની છે તે એ કે, આશરે ઇ. સ. પૂ. ૨૫૦ થી માંડીને ઇ. સ. ૪૫૦ સુધીના લગભગ સાત સૈકાઓના ગાળાનાં એ બધાં લખાણો છે; અને તેમ છતાં પણ જૂનામાં જૂનાં લખાણોની અને છેક હમણાંનાં લખાણોની વચ્ચે કાંઇ ખાસ ફેરફાર જોવામાં આવતો નથી. અલબત્ત, તે બધાં લખાણોમાં બોલીને લગતી જે કેટલીક ખાસિયતો જોવામાં આવે છે તે ખાસિયતો શ્રીયુત ઑટો ફ્રૅંકે સાહેબે બતાવેલી છે.[2] પણ

---

૧. ઇં. ઍં., ૧૮૯૨, પૃ. ૨૬૦.

૨. "પાલિ ઍંડ સંસ્કૃત" (પાલિભાષા અને સંસ્કૃતભાષા), પૃ. ૧૧૦ અને આગળ.

ખાસ કરીને અશોકનાં લખાણોમાં જોવામાં આવતી એવી ખાસિયતોની સાથે સરખામણી કરતાં તે ખાસિયતો એટલી જુજજાજ જણાય છે કે, આપણા આ ગ્રંથના કામે આપણે તેમને નજીવી ગણીએ તો કાંઇ પણ વાંધો ન આવે. હવે સવાલ એ ઊભો થાય છે કે, આટલા મોટા વિસ્તારમાં ફેલાએલી એ ભાષા સાત સૈકાઓ સુધી સામાન્ય લોકોના મોઢેથી ઉચ્ચારાઇ હોવા છતાં પણ અવનતિને કે ફેરફારને વશ ન થઇ, એ બને જ કેમ? અલબત્ત, એમ બની શકે જ નહિ. આપણા આ નિર્ણયનો ચોક્કસ પૂરાવો એ છે કે, પ્રાકૃતભાષાઓના સાહિત્યના જે જૂનામાં જૂના નમૂનાઓ આપણી સમક્ષ આજે મોજૂદ છે તે-'હાલ' નામક લેખકે રચેલા શ્લોકો અને જૂનામાં જૂનાં નાટકોની પ્રાકૃતભાષાના નમૂનાઓ-આ સમયના અંતભાગના કે તેની પહેલાંનાં થોડાં વર્ષના છે; અને તેમ છતાં પણ તેઓમાં બોલીને લગતો જે ફેરફાર જોવામાં આવે છે તે ઘણો વધારે આગળ વધેલો હતો. ઉક્ત સર્વ લખાણોમાંની બોલી આટલા મોટા વિસ્તારમાં લગભગ સાત સૈકાઓ સુધી બોલાતી જીવંત લોકભાષા નહિ હોય; પણ આશરે ઇ. સ. પૂ. ૨૦૦ થી માંડીને ઇ. સ. ૪૫૦ સુધીની રાષ્ટ્રભાષા-પ્રાચીન હિંદુસ્તાનની 'હિંદુસ્તાની' ભાષા-તે હોય એમ સંભવિત છે. આજની હિંદુસ્તાની ભાષામાં પણ પ્રાંતિક ખાસિયતો કાંઇ અજાણી નથી. ખરેખર, મહારાષ્ટ્રની હિંદુસ્તાની ભાષામાં મરાઠી ભાષાના શબ્દો અને મરાઠી ભાષાની વાકયરચના જેટલા અંશે ઘુસી જવા પામ્યાં છે તેટલા જ અંશે ગુજરાતની હિંદુસ્તાની ભાષામાં ગુજરાતી ભાષાના શબ્દો અને ગુજરાતી ભાષાની વાકયરચના ઘુસી જવા પામેલાં છે, અને મહારાષ્ટ્રની તેમજ ગુજરાતની હિંદુસ્તાની ભાષા કાશીમાં બોલાતી હિંદુસ્તાની ભાષાથી જૂદી જ પડી આવે છે. આવું છે તો પણ, આધુનિક હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા હિંદુસ્તાની છે, એની ના તો કોઇ જ નહિ કહી શકે. 'શિલાલેખોની પ્રાકૃતભાષા'ની બાબતમાં પણ એમ જ હતું. શ્રીયુત ફ્રૅંકે સાહેબે પ્રથમ જોયું હતું

તેમ, તેમાં અહીંતહીં કેટલાક પ્રાંતિક ભેદ જોવામાં આવે છે તો પણ, તે ઇ. સ. પૂ. ૨૦૦ થી માંડીને નિદાન ઇ. સ. ૧૫૦ સુધીના ભારતવર્ષની હિંદુસ્તાની ભાષા હતી. હવે જે સવાલનો જવાબ આપણે આપવાનો છે તે એ છે કે, ક્યારે અને શા કારણે તે રાષ્ટ્રભાષા થવા પામી ? અલબત્ત, અશોકના સમયમાં તો તે રાષ્ટ્રભાષા ન હતી. ઉત્તરાપથની બોલીથી મધ્યદેશની બોલી જેટલા અંશે જૂદી પડે છે તેટલા જ અંશે ઉત્તરાપથની તેમ જ મધ્યદેશની બોલી દક્ષિણાપથની બોલીથી જૂદી પડે છે. એ રીતે અશોકનાં લખાણોમાં એક બોલી જોવામાં નથી આવતી, પણ ત્રણ બોલીઓ જોવામાં આવે છે. પરંતુ અન્ય અનેક લખાણોમાં વપરાએલી 'શિલાલેખોની પ્રાકૃતભાષા' તો માત્ર એક જ ભાષા હતી. વળી, તે અશોકના સમયમાં હયાતીમાં આવી ન હતી, પણ તેની પછીના સમયમાં તે હયાતીમાં આવી હતી. એ ભાષા શાથી ઉત્પન્ન થઇ હશે, એનું તો માત્ર અનુમાન જ થઇ શકે છે. ધર્મોપદેશને લગતી અશોકની અથાગ ધગશના પરિણામમાં આખા હિંદુસ્તાનમાં અસાધારણ પ્રવૃત્તિ થઇ રહેલી હોવી જોઇએ. એક પ્રાંતથી બીજા પ્રાંતને જૂદો પાડનારી બધી આડખીલીઓ દૂર થઇ હોવી જોઇએ, અને વિવિધ પ્રાંતોની વચ્ચે પરસ્પર વ્યવહાર શરૂ થયો હોવો જોઇએ. એ પરસ્પર વ્યવહાર બહુ જ તીવ્ર હતો, અને તે વખતોવખત થતો રહેતો હતો; અને તેથી કરીને અશોકના મૃત્યુની પછી તુરત જ આખા હિંદુસ્તાનને માટે સમાન ભાષાની જરૂરિયાત બહુ જ જણાઇ હોવી જોઇએ. જે પ્રાંત ઉક્ત પ્રવૃત્તિનું કેંદ્રસ્થાન હતો—અને જેમાં પ્રાકૃતભાષાની માતા ગણાતી મહારાષ્ટ્રી ભાષા બોલાતી હતી—તે પ્રાંતે ઉપર્યુક્ત નવીન જરૂરિયાતને પહોંચી વળવાના હેતુથી પોતાની સ્થાનિક બોલી કદાચ પ્રચલિત કરી હશે. એ રીતે એક કાળે પ્રાંતિક ગણાતી બોલી સાર્વલૌકિક ભાષાની સ્થિતિએ પહોંચી ગઇ. બૌદ્ધલોકોના ગ્રંથો આખા હિંદુસ્તાનમાં સૌ કોઇ સમજી શકે તેટલા માટે તેઓમાં

એ જ સાર્વલૌકિક ભાષા વપરાઇ, અને દરબારી ભાષા અગર રાજભાષા તરીકે તેનો સ્વીકાર સર્વત્ર થયો તેમ જ બીજા ધર્મોના લોકોએ પણ તેનો સ્વીકાર કર્યો. દાખલા તરીકે, વિદિશાનગર-(બેસનગર)ના સુપ્રસિદ્ધ થાંભલાની ઉપર કોતરાએલો વૈષ્ણવ શિલાલેખ તથા વિવિધ બ્રાહ્મણ–યજ્ઞો ગણાવતો સાતકર્ણીનો નાનાઘાટનો ગુહાલેખ અને સાતવાહન–વંશના ગૌતમીપુત્ર સાતકર્ણીનાં તથા વસિષ્ઠીપુત્ર પુલુમાવિનાં રાજશાસનો 'શિલાલેખોની પ્રાકૃતભાષા'–માં જ લખાએલાં છે. દક્ષિણદેશના બૌદ્ધગ્રંથોમાંની પાલિભાષા જ આ 'શિલાલેખોની પ્રાકૃતભાષા' હતી, એમ આપણે ખુશીથી કહી શકીએ. [૧]

---

૧. કલકત્તાની વિદ્યાપીઠની સમક્ષ ઈ. સ. ૧૯૧૯ માં શ્રીયુત દે. રા. ભાંડારકરે જે બે વ્યાખ્યાનો આપ્યાં હતાં તે બે વ્યાખ્યાનોમાંથી આ બધી ચર્ચા અહીં ઊતારી લેવામાં આવેલી છે. એ વ્યાખ્યાનોમાં એમણે એવો અભિપ્રાય પ્રતિપાદિત કર્યો હતો કે, જેને 'ગાથાની બોલી' કહેવામાં આવે છે તે કુશનવંશના સમયના શિલાલેખોની મિશ્ર સંસ્કૃતભાષા જ છે. ઇસ્વી સનની પહેલાંની પહેલી સદીથી માંડીને ઈસ્વી સનની ત્રીજી સદી સુધીમાં બ્રાહ્મણધર્મની ચઢતી કળાને લઇને બ્રાહ્મણેતર જ્ઞાતિઓ પણ સંસ્કૃતભાષાનો અભ્યાસ મોટા પ્રમાણમાં કરતી થઇ હતી, અને સાહિત્યના વાહન તરીકે પાલિભાષા નાબૂદ થઇ ગઈ ન હતી. એવા એ સમયના શિષ્ટ લોકોની સ્વભાષા તરીકે ઉક્ત 'ગાથાની ભાષા'ને ઓળખાવી શકાય નહિ તો પણ તેમની બોલાતી ભાષા તરીકે તો તેને જરૂર ઓળખાવી શકાય. આ જ કારણે કેટલાક બૌદ્ધગ્રંથો એ ભાષામાં લખાએલા જોવામાં આવે છે. કુશન–વંશના સમયમાં ઉત્પન્ન થએલી બૌદ્ધજાતિઓના લોકોએ શિષ્ટ જનોના મુખે બોલાતી ભાષામાં પોતાના ગ્રંથો લખ્યા, એ સ્વાભાવિક હતું. ઇસ્વી સનની ત્રીજી સદી સુધી આવા ફેરફાર થતા ચાલૂ રહ્યા. એ વખતે સામાન્ય વ્યવહારમાં સંસ્કૃતભાષાનો ઉપયોગ સર્વત્ર થવા લાગ્યો, અને સાહિત્યના વાહન તરીકેનું પોતાનું સ્થાન તેણે લઇ લીધું. એ વખતે જે બૌદ્ધજાતિઓ હયાતીમાં આવી તે બૌદ્ધજાતિઓના લોકોએ કેવળ સંસ્કૃતભાષામાં જ

અશોકના સમયની કળાના સંબંધમાં થોડુંક વિવેચન હવે આપણે કરશું. આ બાબતમાં જે બાંધકામોની સાથે અશોકનું નામ જોડવામાં આવેલું છે તે બાંધકામોનો વિચાર આપણે નહિ કરીએ, પણ ખુદ અશોકે જ જે બાંધકામ કરાવેલાં તે બાંધકામનો જ વિચાર આપણે કરશું. અશોકનાં બાંધકામ તેના સમયની કળાનો અચ્છો ખ્યાલ આપે છે. જે શિલાઓની તથા થાંભલાઓની ઉપર તેની ધર્મલિપિઓ કોતરાએલી તે અને જે ગુફાઓનું દાન આજીવકોને કરવામાં આવેલું હતું તે તેના સમયની કળાઓના નમૂનાઓ છે, એ આપણે જાણીએ છીએ. કળાના અને સ્થાપત્યના નમૂના તરીકે તેમનું એટલું સુંદર વર્ણન થઇ ગએલું છે કે, હવે એ બાબતમાં કાંઇ કહેવાનું બાકી રહેતું નથી. યંત્રશાસ્ત્રીની અને કળાકારની નજરે અશોકનાં એ બાંધકામોનો વિચાર કરવો: એ જ અહીં આપણું ધ્યેય છે. શ્રીયુત સેનાર્ત સાહેબે પ્રથમ સૂચવ્યું હતું તેમ, એકીમીનેયન રાજા ડેરિયસનાં શાસનોનો દાખલો જોઇને મૌર્યરાજ અશોકે શિલાઓના ઉપર કોતરાએલી પોતાની ધર્મલિપિઓ કાઢવાનું ઠરાવેલું, એ કાંઇ અશકય નથી. વળી, સ્મિથ સાહેબ કહે છે તેમ, નક્ષ-ઇ-રુસ્તમમાંથી મળી આવેલો ડેરિયસનો શિલાલેખ "ખરી રીતે 'નજરે જોવામાં આવે છે તો પણ ઇતિહાસદર્શક' નથી એમ મનાય છે, અને 'સિદ્ધાંતને તથા નીતિને અને ધર્મને લગતા ભાવિ વર્તનના સંબંધમાં ડેરિયસે પોતાની પ્રજાને કરેલી છેલ્લી ગંભીર વીનતી' તેમાં સમાએલી છે."[1] એ જ દાખલો લઇને અશોકે પોતાની ધર્મલિપિઓ લખાવવાનો નિર્ણય કર્યો હશે, એમ સ્મિથ સાહેબ કહે છે. પરંતુ અશોકે તો એક ડગલું આગળ ભરીને થાંભલાઓનો પણ

---

પોતાના ગ્રંથો લખ્યાલખાવ્યા. દાખલા તરીકે, "ધંમપદ" નામક બૌદ્ધગ્રંથ પાલિભાષામાં તેમ જ મિશ્ર સંસ્કૃતભાષામાં અને શુદ્ધ સંસ્કૃતભાષામાં લખાએલો જોવામાં આવે છે તેનું કારણ આ જ છે.

૧. સ્મિથકૃત "અશોક", પૃ. ૧૪૧.

ઉપયોગ કર્યો હતો. અશોકના કડિયાઓએ શિલાઓને ઘસીને લીસી કરીને તેમના ઉપર કોતરકામ કરેલું છે તો પણ ઇરાનના કડિયાઓના એવા કામથી તેમનું કામ કાંઈ ખાસ ચઢિયાતું નીવડયું નથી. પરંતુ થાંભલાઓની વાત તો છેક જ જૂદી છે. ઇરાનનાં બાંધકામોમાં થાંભલાઓ વપરાતા નહિ, એમ તો ન જ કહી શકાય; પરંતુ કોઇ બાંધકામના ભાગ તરીકે થાંભલાઓ ઊભા ન કરાવતાં સ્વતંત્ર અને એકાકી થાંભલાઓ ઊભા કરાવવાનું પ્રથમ માન તો માત્ર આપણા દેશને જ મળે છે. રોમના રાજાઓની પહેલાંના સમયમાં પશ્ચિમ–એશિયામાં કે યુરોપમાં એ પ્રથા પડેલી જાણવામાં નથી. અશોકના થાંભલાઓ અસાધારણ કદના છે. ૫૦૦ થી ૬૦૦ તસુની તેમની લંબાઇ અને સરાસરી ૩૧ તસુની તેમની જાડાઇ કાંઇ સાધારણ ન કહેવાય. આજે વીસમી સદીમાં આપણે આપણા વૈજ્ઞાનિક જ્ઞાનની અને કેળવણીની અને સાધનોની બડાઇ હાંકીએ છીએ; પણ આજે એ સૌનો ઉપયોગ કરનારને પણ આશરે ૪૮ તસુની પહોળાઇના તથા ૪૮ તસુની જાડાઇના અને ૬૦૦ તસુની લંબાઇના પથરા ખોદવાનું કામ મુશ્કેલીભર્યું થઇ પડે તેમ છે. આવું છે તો પછી, આજથી બે હજાર વર્ષના પહેલાંના મૌર્યકાળના કારીગરો આવું મુશ્કેલ કામ કેવી રીતે સાધી શકયા હશે? ખરેખર, આપણે તો એના માત્ર વિચારથી જ આશ્ચર્યમાં ગરકાવ થઇ જઇએ છીએ. વળી, આવા અસાધારણ કદના પથરા બરાબર ખોદી કાઢવા, અને તેમને ટાંકણાથી છોલીને તેના બરાબર પ્રમાણસર તથા દેખાવડા ગોળ થાંભલા તૈયાર કરવા તેમ જ આરસીના જેવા ચળકતા તેમને બનાવવા: એ કામ તો એનાથી પણ વધારે મહેનતનું અને નાજુક હતું. આજનો કડિયો તો એ કામ જોઇને આભો જ બની જાય તેમ છે. અશોકના સમયના કડિયાઓએ તો એ કામ અસાધારણ ફતેહમંદીથી પાર પાડેલું છે, એમ કહેવું જોઇએ. પરંતુ આટલેથી જ બસ નથી. સંયુક્ત પ્રાંતોના મિરઝાપુર પ્રાંતમાંના ચુનાર ગામની ખાણમાંથી ખોદી કાઢેલા અડદિયા પથરાનો અશોકનો

દરેકેદરેક થાંભલો બનેલો છે. એમ કહેવાય છે કે, એ થાંભલાઓ એ ગામમાં ટાંકણાની મદદથી તૈયાર થએલા અને જૂદાંજૂદાં સ્થળોએ લઇ જવામાં આવેલા. તે પૈકીના કેટલાક થાંભલાઓ ડુંગરામાંથી ખોદી કાઢવામાં આવ્યા હતા, અને સેંકડો ગાઉ દૂર મોકલવામાં આવ્યા હતા. આવા અસાધારણ કદના થાંભલાઓને લાંબા પલ્લે લઇ જવા અને દૂરદૂરનાં અનેક સ્થળોએ ગોઠવવા : એ કાંઇ રમતની વાત ન હતી. એ કામે જે યાંત્રિક સાધનોનો અને મગજશક્તિનો ઉપયોગ તે સમયે કરવો પડયો હશે તે આજના જમાનામાં આપણને અશક્ય ન થઇ પડે તો પણ આપણો દમ તો જરૂર કાઢે. સોળસો વર્ષની પછી અશોકના ત્રણ થાંભલાઓને સુલતાન ફિરોઝશાહે દિલ્હીમાં આણ્યા હતા, એમ જણાય છે. તે પૈકીના 'ટોપ્રા'માંના થાંભલાને પંજાબના અંબાલા પ્રાંતમાંથી ખસેડીને દિલ્હીમાં ગોઠવતાં એ સુલતાનના યંત્રશાસ્ત્રીઓને જે અસાધારણ મુશ્કેલી પડેલી તેનું વર્ણન આપણા સારા નસીબે જળવાઇ રહેલું છે. તેનો સમકાલીન ઇતિહાસકાર શમ્સ-ઇ-શિરાઝ કહે છે કે:—

"ઠઠ્ઠાની ચઢાઇ કરીને સુલતાન ફિરોઝ પાછો ફર્યો ત્યારપછી દિલ્હીના પાડોસમાં તે ઘણુંખરું આવજા કરતો હતો. એ દેશના એ ભાગમાં પથ્થરના બે થાંભલાઓ હતા. ડુંગરોની તળાટીએ આવેલા સધૌરાના અને ખિઝરાબાદના પ્રાંતમાંના ટોપ્રા ગામમાં તે પૈકીનો એક થાંભલો હતો, અને બીજો થાંભલો મિરથ ગામની નજીકમાં હતો......ફિરોઝશાહે એ થાંભલાઓ પ્રથમ જોયા ત્યારે તેને બહુ નવાઇ લાગી, અને સ્મરણચિહ્નો તરીકે તેમને દિલ્હીમાં સંભાળપૂર્વક લઇ જવાનો ઠરાવ તેણે કર્યો.

"દિલ્હીથી નેવું કોસ દૂર પર્વતોની બાજુમાં ખિઝરાબાદ પ્રાંત આવેલો છે. સુલતાને એ પ્રાંતની મુલાકાત લીધી અને ટોપ્રા ગામમાંનો થાંભલો જોયો ત્યારે તેને દિલ્હીમાં લઇ જવાનો અને ભાવિ પ્રજાઓને માટે સ્મરણચિહ્ન તરીકે ત્યાં તેને ઊભો કરવાનો

ઠરાવ તેણે કર્યો. એ થાંભલાને નીચો પાડવાને લગતી સાદામાં સારી યોજનાઓનો વિચાર કરીને તેણે છેવટની આજ્ઞા પ્રસિદ્ધ કરી. દોઆબની અંદર અને બહાર આસપાસ રહેતા સર્વ રહીશોએ તેમ જ સર્વ ઘોડેસ્વારોએ અને પાયદળના સર્વ લોકોએ હાજર રહેવું, એવો હુકમ તેણે કર્યો. એ કામને માટે જોઇતાં સર્વ ઓજારો અને સાધનો પોતાની સાથે લેતા આવવાનો હુકમ પણ તેણે સૌને કર્યો. સેંબલની ( રેશમના જેવા મુલાયમ રૂની ) ગાંસડીઓ લાવવાની સૂચના કરવામાં આવી. એવું ઢગલાબંધ રૂ પેલા થાંભલાની આસપાસ ગોઠવવામાં આવ્યું. થાંભલાના તળિયાની પાસેની જમીન ખોદી કાઢવામાં આવી ત્યારે પેલી રૂની પથારીના ઉપર તે થાંભલો ધીમેથી આડો પડ્યો. પછી ધીમેધીમે પેલા રૂને કાઢી લેવામાં આવ્યું, અને થોડા દિવસના અંતે તે થાંભલો જમીનના ઉપર સહીસલામત રીતે સૂઇ ગયો. એ થાંભલાના પાયાને તપાસવામાં આવ્યો ત્યારે તળિયેથી જબરો ચોરસ પથરો મળી આવ્યો તેને પણ બહાર કાઢવામાં આવ્યો.

પછી તે થાંભલાને કાંઇ નુકસાન ન થાય તેટલા માટે તેની ટોચથી માંડીને તેના તળિયા સુધી રોડાં અને કાચાં ચામડાં વીંટાળી દેવામાં આવ્યાં. બેંતાળીસ પૈડાંની ગાડી બનાવડાવવામાં આવી, અને દરેક પૈડાને ( પેલા થાંભલાને ? ) અનેક દોરડાં બાંધવામાં આવ્યાં. હજારો લોકો દરેક દોરડાને ખેંચવા લાગ્યા. પુષ્કળ મહેનતના અને મુશ્કેલીના અંતે એ થાંભલો ઊંચકાયો અને ગાડીમાં ગોઠવાયો. દરેક પૈડાને એકેક દોરડું બાંધવામાં આવ્યું, અને દરેક દોરડાને બસો માણસો ખેંચે એમ કુલ બેંતાળીસ પૈડાંને એકંદરે ૮,૪૦૦ માણસો ખેંચવા લાગ્યા. આમ હજારો માણસોએ એકસાથે મહેનત કરી તેથી કરીને ગાડી ચાલી, અને તેને જમના નદીના કાંઠાની પાસે લાવવામાં આવી. ત્યાં તેને જોવાને સુલતાન પોતે આવ્યો. સંખ્યાબંધ મોટાં વહાણો ભેગાં કરવામાં આવ્યાં. તે પૈકીનું મોટું વહાણ ૫,૦૦૦ થી

૭,૦૦૦ મણ અનાજ લઇ જઇ શકે એવડું હતું, અને નાનામાં નાનું વહાણ ૨,૦૦૦ મણ અનાજ લઇ જઇ શકે એવડું હતું. પેલા થાંભલાને એ વહાણોના ઉપર ચાલાકીથી સૂવાડી દેવામાં આવ્યો અને પછી ફિરોઝાબાદમાં લઇ જવામાં આવ્યો. ત્યાં જમીનના ઉપર તેને ઊતારવામાં આવ્યો, અને અતિશય મહેનતથી અને ચાલાકીથી કુશ્કમાં તેને લઇ જવામાં આવ્યો.

"એ વખતે ઉક્ત લેખકની ઉમ્મર બાર વર્ષની હતી, અને માનનીય મીરખાંનો તે શિષ્ય હતો. પેલા થાંભલાને એ જગ્યાએ લઈ જવામાં આવ્યો ત્યારે તેના સત્કારને માટે જામી મસજિદની પાસે ભવ્ય મકાન બંધાવવામાં આવ્યું. પ્રવીણમાં પ્રવીણ સ્થપતિઓને અને કારીગરોને એ મકાન બાંધવાના કામે રોકવામાં આવ્યા. એ મકાન બાંધવામાં પથ્થરનો અને ચૂનાનો ઉપયોગ કરવામાં આવ્યો, અને તેમાં અનેક પગથિયાં રાખવામાં આવ્યાં. એક પગથિયું ચણાઇ રહેતું ત્યારે પેલા થાંભલાને તેના ઉપર ગોઠવવામાં આવતો. પછી બીજું પગથિયું ચણવામાં આવતું, અને પેલા થાંભલાને ઊંચકીને તેના ઉપર ગોઠવવામાં આવતો. એમ કરતાં કરતાં ધારેલી ઊંચાઇએ પેલો થાંભલો જઇ પહોંચ્યો. આટલી સ્થિતિએ કામ આવી પહોંચ્યું એટલે પછી તે થાંભલાને સીધો ઊભો કરવાને લગતી બીજી યુક્તિઓ યોજવી પડી. બહુ જ જાડાં દોરડાં મેળવવામાં આવ્યાં, અને તળિયાના દરેક છ પગથિયે દુમકલાસ (વિંડલૅસ) ગોઠવવામાં આવ્યાં. દોરડાની એક બાજુના છેડા પેલા થાંભલાની ટોચે બાંધવામાં આવ્યા અને તેની સામી બાજુના છેડાને દુમકલાસની આસપાસ વીંટાળી દેવામાં આવ્યા. સંખ્યાબંધ બંધ બંધાયાથી એ દુમકલાસ મજબૂત બની ગયાં, પછી (પેલાં દુમકલાસનાં) ચક્રો ફેરવવામાં આવ્યાં એટલે પેલો થાંભલો લગભગ અર્ધા ગજના જેટલો ઊંચકાયો. પછી તે પાછો નીચે બેસી ન જાય તેટલા માટે તેની નીચે લાકડાની ગાંઠો અને રૂની પોટલીઓ ગોઠવવામાં આવી. એ રીતે એ થાંભલો રફતેરફતે

બરાબર ટટાર ઊભો થઇ ગયો. પછી તેને આધાર આપવાના હેતુથી મોટા મોટા પાટડાઓ તેની આસપાસ ગોઠવી દેવામાં આવ્યા, અને એ રીતે પાલખનું પીંજરૂં બની ગયું. સીધી લીટીમાંથી જરા પણ તે ન ચસે એવી રીતે તેને તીરના જેવી ટટાર સ્થિતિમાં એ રીતે ગોઠવી દેવામાં આવ્યો. પ્રથમ ઉલ્લેખેલા પેલા ચોરસ પથરાને એ થાંભલાની નીચે જ ગોઠવી દેવામાં આવ્યો હતો."[1]

ફિરોઝશાહે તો અશોકના માત્ર ત્રણ જ થાંભલાઓને એ રીતે ખસેડયા હતા, અને તે પણ કાંઇ મોટામાં મોટા થાંભલા ન હતા. વળી, મૂળ જગ્યાએથી બહુબહુ તો પોણોસો ગાઉ દૂર જ તેમને ખસેડવામાં આવેલા. પરંતુ અશોકે માત્ર ત્રણ જ થાંભલા ઊભા કરાવેલા નહિ. તેણે તો આવા ત્રીસેક થાંભલા તૈયાર કરાવેલા, અને બહુ જ આઘાં સ્થળે ઊભા કરાવેલા. પથરા ખોદી કાઢવાનું અને ટાંકણાથી તેમને બરાબર માપસર તૈયાર કરીને થાંભલા બનાવવાનું અને એ થાંભલાને લાંબા પલ્લે લઇ જવાનું કામ અશોકના સમયના શિલ્પકારોની કુનેહની અને મગજશક્તિની સાક્ષી પૂરે છે.

એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, અશોકના સમયની પહેલાંના કાળમાં ભાગ્યે જ કોઇ મકાન પથ્થરે બાંધેલું જણાય છે. સ્થાપત્યના કામે પથ્થરનો ઉપયોગ કરવાનું પ્રથમ માન બૌદ્ધરાજ અશોકને જ ઘટે છે. અશોકે પોતાનાં લખાણોમાં અનેક સ્થળે કહ્યું છે કે, પોતાની ધર્મલિપિઓ ચિરસ્થાયી થાય તેટલા માટે શિલાઓના ઉપર અને થાંભલાઓના ઉપર તેણે તે કોતરાવી હતી. એ જ કારણે પોતાના સામ્રાજ્યના કુનેહવાળા કારીગરોનો અને પોતાની સાધનસંપત્તિનો ઉપયોગ કરીને પોતાની ધર્મલિપિઓ પથરાના ઉપર તેણે કોતરાવી હતી. અશોકના કાળની પહેલાંના સમયમાં આપણા દેશમાં

૧. ઇલિયટકૃત "હિસ્ટરી ઑફ ઇંડિયા" (હિંદુસ્તાનનો ઈતિહાસ), ૩, ૩૫૦.

મુખ્યતઃ લાકડાનાં બાંધકામો થતાં હતાં. આજે પણુ બ્રહ્મદેશમાં અને ચીનમાં તેમ જ જાપાનમાં લાકડાનાં મકાનો બાંધવાનો રિવાજ ચાલૂ છે. અલબત્ત, બાંધકામમાં પથ્થરના કરતાં લાકડું વધારે સારૂં થઇ પડે છે; પરંતુ પથ્થર જેટલો ચિરસ્થાયી નીવડે છે તેટલું લાકડું ચિરસ્થાયી નીવડતું નથી, એ જ એની ખામી છે. મેગાસ્થેનીસ કહે છે કે, "તીર મારવાનું ફાવી શકે તેટલા માટે બાકાં રાખીને ચણેલી ફરતી દિવાલ" પાટલિપુત્રની આસપાસ બાંધેલી હતી. ચંદ્રગુપ્તના પાટનગરનું જ રક્ષણુ આવી લાકડાની દિવાલથી થતું હતું તો પછી તે સમયનાં બધાં જ બાંધકામમાં લાકડાનો ઉપયોગ થતો હશે, એમ આપણે ખુશીથી અનુમાની શકીએ. બૌદ્ધસાહિત્યનાં "જાતકો" માં પણુ લાકડાના બાંધકામના અનેક ઉલ્લેખો[1] અને ઇંટના[2] બાંધકામના થોડાક ઉલ્લેખો જોવામાં આવે છે; પણુ પથ્થરના બાંધકામનો એક પણુ ઉલ્લેખ તેમાં જોવામાં આવતો નથી. પથ્થરના બાંધકામની કળા અને તેનો ઉદ્યોગ કોઇ જ જાણુતું નહિ, એવો એનો અર્થ કરવાનો નથી; કારણુ કે, "જાતકો"માં તેમનો ઉલ્લેખ થએલો છે ખરો.[3] વળી, લગભગ અશોકના સમયની જ પથ્થરની એક મૂર્તિ તો જાણુવામાં છે. એ મૂર્તિ પરખમમાંથી મળી આવેલી છે.[4] એ મૂર્તિ દરબારી કડિયાઓએ ઘડેલી નહિ. વળી, રાજપૂતાનાના નગરી ગામમાં વાસુદેવ-સંકર્ષણુના મઠને ફરતી જંગી દિવાલના અવશેષો જોવામાં આવે છે તે અશોકના

---

૧. "જાતક," ૨, ૧૮, ૭-૧૩; ૬, ૩૩૨, ૨૧ અને આગળ.

૨. "જાતક," ૬, ૪૨૯, ૧૭-૧૮.

૩. દાખલા તરીકે, જુઓ "જાતક" ૧, ૪૭૮, ૫ અને ૧૨.

૪. "કૅટલૉગ ઑફ ધી આર્કીઑલૉજિકલ મ્યુઝિયમ, મથુરા" (મથુરામાંના પુરાણુવસ્તુસંગ્રહસ્થાનનું સૂચિપત્ર), પૃ. ૮૩ અને ચિત્રપટ ૧૨.

સમયના સહજ પહેલાંના કાળના હોવા જોઇએ.[1] ફર્ગ્યુસન સાહેબના મતે[2] અશોકના સમયની પહેલાંનું ગણાય તેવું પથ્થરનું બીજું બાંધકામ રાજગૃહ( રાજગીર )માં આવેલ ' **जरासंघ को बैठक** ' છે. અશોકના સમયની પહેલાં પથ્થરના બાંધકામની કળા અને તેનો ઉદ્યોગ વિકસેલાં હતાં તેનો વધારાનો પૂરાવો હજી જોઇતો હોય તો પિપ્રાવાના સ્તૂપમાંથી મળી આવેલી પથ્થરની જબરી પેટી તેનો પૂરાવો પૂરો પાડે છે.[3] એક જ ભૂખરા કાળમીંઢ પથ્થરમાંથી તે પેટી બનાવવામાં આવેલી છે, અને તે બાવન તસુની લંબાઇની અને સવાબત્રીસ તસુની પહોળાઇની અને સત્રાછત્રીસ તસુની ઊંચાઇની છે. ઉત્તમોત્તમ હસ્તકળાનો નમૂનો તે પૂરો પાડે છે. પોતાની ધર્મલિપિઓને ચિરસ્થાયી કરવાનો વિચાર અશોકને સ્ફુર્યો ત્યારે પોતાની પહેલાંના સમયથી વિકસતી આવેલી અને આબાદી ભોગવતી પથ્થરકામની કળાનો ઉપયોગ કરી લેવાનો ઠરાવ તેણે કરેલો, એમ જણાય છે.

આ દૃષ્ટિએ અશોકનાં બાંધકામોનું આટલું વર્ણન બસ થશે. હવે એવો સવાલ થાય છે કે, કળાના નમૂના તરીકે એ બાંધકામોમાં વિકાસનો કેટલો અંશ રહેલો છે? આપણે તેમના જે ત્રણ વર્ગો પાડેલા છે તે પૈકીનો થાંભલાઓનો વર્ગ જ અહીં પણ મહત્ત્વનો થઇ પડે છે. દરેક થાંભલાના ત્રણ ભાગ પડેલા હોય છે:-(૧) ઘંટાકાર ટોચવાળો ઊભો થાંભલો; (૨) થાંભલાની ટોચે પાટ; અને (૩) ટોચે આસપાસ કોતરકામવાળો મુગટનો ભાગ. ટોચ અને તેની ઉપરની પાટ તથા તેની ઉપરનો મુગટરૂપ ભાગ થાંભલાની સૌથી વધારે મહત્ત્વની અને કળાભરી ખાસિયત ગણાય છે. આવી જાતના થાંભલાનો સારામાં સારો નમૂનો સારનાથમાંથી મળી આવેલો છે.

---

૧. મે. આ. સ. ઇં., અંક ૪, પૃ. ૧૨૮ અને આગળ.

૨. હિ. ઈં. ઇ. આ., પુ. ૧, પૃ. ૭૫.

૩. સ. આ. મુ. સિ. જ્યુ. વૉ., પુ. ૩, ભાગ ૧, પૃ. ૪૨૬.

સારનાથના થાંભલાના સંબંધમાં સર જ્હૉન માર્શલ સાહેબ કહે છે કે, "પરંતુ સારનાથનો થાંભલો આદર્શરૂપ ન ગણાય તો પણ, ઇસ્વી સનની પહેલાંની ત્રીજી સદીમાં સૌથી વધારે વિકસેલી જે કળાથી દુનિયા પરિચિત થએલી હતી તે કળાનો નમૂનો –જેના અનેક બાપદાદાઓ કળાનું કામ કરતા અને કળાનો અનુભવ ધરાવતા તે વ્યક્તિના હાથનું કામ– તે છે. ફૂલી ઊઠતી નસોવાળા અને અતિશય વિકસિત સ્નાયુઓવાળા જે સિંહો ટોચે મુગટરૂપ બેઠેલા છે તેમનામાં અને તેમની નીચે જાણે કે સાચેસાચું જીવંત હોય તેવું જે ઊઠાવદાર કામ છે તેમાં બાલાવસ્થા ભોગવતી કળાની ખોડખાંપણોનો ( તેના અધૂરાપણાનો ) જરા પણ અંશ જોવામાં આવતો નથી. શિલ્પકારે નૈસર્ગિકતાનો આશય રાખ્યો છે ત્યાં સુધી કુદરતમાંથી જ પોતાનાં ચિત્રોના નમૂના લીધેલા છે. એટલાથી જ બસ નથી. એણે તો એનાથી પણ વધારે કામ કર્યું છે. એ થાંભલો સ્થાપત્યનો નમૂનો છે, એ વાત ધ્યાનમાં રાખીને ચારે સિંહોને તેને બંધબેસતા કરવાના હેતુથી તેમનામાં બાંધકામના બરનો વિશેષ અંશ જાણીજોઇને અને હેતુપૂર્વક દાખલ કરેલો છે; અને ટોચની સપાટ પાટની ઉપર મુકેલા ઘોડાને માટે તેણે પશ્ચિમદેશની કળામાં જાણીતા થએલા અને સ્વીકારાએલા નમૂનાનો ઉપયોગ કરેલો છે. તેના ઊઠાવદાર કામની વિશિષ્ટતા પણ તેટલી જ પરિપકવ સ્થિતિએ પહોંચેલી છે. આપણે ટૂંક સમયમાં જોશું તેમ, ગ્રીસના શરૂઆતના સ્થાપત્યની માફક હિંદુસ્તાનના શરૂઆતના સ્થાપત્યમાં પણ બે નિશ્ચિત સપાટીઓની–પથ્થરની મૂળ આગળની સપાટીની અને જે ભાગ કોતરી કાઢયો હોય તે ભાગની અંદરની સપાટીની– વચ્ચે ઊઠાવદાર કામ કરવાનો રિવાજ હતો. સારનાથના થાંભલાના ઊઠાવદાર કામમાં આ ક્રિયાનો કાંઇ પણ અંશ જોવામાં આવતો નથી. કોઇ પણ આદર્શરૂપ આગળની સપાટીનો વિચાર કર્યા વગર દરેકેદરેક ભાગની ખરેખરી ઊંડાઇને અનુસરીને ઉક્ત પ્રાણીનો ( ઘોડાનો ) દરેકેદરેક ભાગ ઘડવામાં આવેલો છે;

અને તેનું પરિણામ એ આવ્યું છે કે, ગોળાકાર આકૃતિને અર્ધોઅર્ધ કાપી કાઢીને ઉપલી પાટની સપાટીમાં ગોઠવી દીધી હોય તેવો દેખાવ થઇ રહ્યો છે. " ૧

પરંતુ પુરાણવસ્તુશાસ્ત્રીઓનો એવો અભિપ્રાય છે કે, અશોકની સ્થાપત્યકળા પરદેશી છે. એક મંતવ્ય એવું છે કે, ઇરાનની મારફતે આસીરિયામાંથી અશોકને "જે સૂચનોથી હિંદુસ્તાનમાં લાકડાના સ્થાપત્યના સ્થળે પથ્થરના સ્થાપત્યની સ્થાપના થઇ તે સૂચનો મળેલાં " ૨ તે જ પ્રમાણે સારનાથના થાંભલાના ઉપલા અર્ધા ભાગમાં જણાતી ઘણીખરી ખાસિયતોનો –ખાસ કરીને ઘંટાકાર ટોચનો– નમૂનો પણ આસીરિયામાંથી જ મળેલો હતો. છેક હમણાંનું બીજું મંતવ્ય એ છે કે, અશોકનો થાંભલો ઇરાનનું અને ગ્રીસનું જ કામ છે. સ્થાપત્યને લગતી તેની ખાસિયતો ઇરાની છે; પણ જીવંત પ્રાણીઓનું ઘડતરકામ તો પૂરેપૂરૂં ગ્રીસનું છે. તેનું કારણ એ છે કે, એ અરસામાં બૅક્ટ્રિયામાં ગ્રીસદેશીય જુસ્સો પૂરબહારમાં હતો અને "ઇરાનનાં નજીવાં અને ભાવહીન રૂપોના ઉપર આધિપત્ય ભોગવાને તેમને સચેતન કરતો હતો. "૩ આથી કરીને ઇરાનની અને ગ્રીસની એ કળા બૅક્ટ્રિયામાંથી હિંદુસ્તાનમાં દાખલ થઇ. હવે સવાલ એ થાય છે કે, ઇરાનની અને ગ્રીસની એ કળા અશોકના થાંભલામાં ખરેખર જોવામાં આવતી હોય અને બૅક્ટ્રિયામાં જ તે પોતે વિકસી હોય તો પછી, ખુદ બૅક્ટ્રિયામાંથી કે તેના પાડોસના પ્રદેશમાંથી –દાખલા તરીકે, હિંદુસ્તાનના વાયવ્યકોણના પ્રદેશમાંથી– એ કળાનો કોઇ પણ નમૂનો જડી આવ્યો નથી, એનું કારણ શું? આવા નમૂનાઓ મળી ન આવે ત્યાં સુધી તો ઇરાનની અને ગ્રીસની અસરને તો માત્ર નિરાધાર અનુમાન તરીકે જ માનવી જોઇએ. વળી, આપણે પ્રથમ

---

૧. કૅ. હિ. ઇં., ૧, ૬૨૦–૬૨૧.

૨. હિ. ઇં. ઈ. આ., પુ. ૧, પૃ. ૫૮–૫૯.

૩. કૅ. હિ. ઈં., ૧, ૬૨૨.

કહી ગયા છીએ તેમ, કોઇ મકાનના મુખ્યભાગરૂપ થાંભલાના બદલામાં સ્વતંત્ર થાંભલા ઊભા કરવાનો વિચાર ઇરાનમાં કે ગ્રીસમાં જન્મ્યો નથી પણ હિંદુસ્તાનમાં જ જન્મ્યો છે. તે જ પ્રમાણે, અશોકના થાંભલા ઘડવામાં બૅક્ટ્રિયાના ગ્રીસવાસી લોકોએ આવો આગળપડતો ભાગ લીધો હતો તો પછી, આયોનિક કે કોરિંથિયન વર્ગનાં રૂપના જેવાં કે તેની વિશિષ્ટતાઓના જેવાં ખાસ કરીને ગ્રીસનાં રૂપ કે તેની વિશિષ્ટતાઓ આ સ્થાપત્યમાં તેમણે દાખલ કર્યા નથી, એ જરા નવાઇભરેલું છે. હિંદી-પાર્થિયન અને કુશન વંશના સ્થાપત્યમાં આયોનિક કે કોરિંથિયન રૂપ કે તેની વિશિષ્ટતાઓ જોવામાં આવે છે; પણ અશોકના સમયમાં તો તેવું કાંઇ જ ન હતું. વેલબુટ્ટી અને સાંકળ તેમ જ મણકા અને ફીરકી વગેરે જે દેખાવો ગ્રીસની કળાના અભ્યાસીને જાણીતા છે તે અશોકના થાંભલામાં જોવામાં આવે છે, એ વાત ખરી છે. પરંતુ એ દેખાવો કાંઇ ખાસ ગ્રીસની જ ખાસિયતો નથી; કારણ કે, ખુદ ગ્રીસવાસી લોકોએ આસીરિયામાંથી તેનું અનુકરણ કરેલું છે, એમ જાણવામાં આવેલું છે. અશોકના થાંભલાની બીજી ખાસિયતો -દાખલા તરીકે, ઘંટાકાર ટોચનો ભાગ, અને ચિત્રકામ વગરનો લીસો ઊભો થાંભલો અને તેનો ચળકાટ- ઇરાનીઓની મારફતે નહિ પણ સીધી રીતે આસીરિયાવાસીઓની કનેથી લીધેલ છે, એમ કહેવું વધારે કુદરતી છે. અનેક વર્ષોની પહેલાં શ્રીયુત રાજેંદ્રલાલ મિત્રે કહ્યું હતું તેમ, અશોકના સમયની પછી ઘણા કાળે હિંદુસ્તાનના લોકોએ આસીરિયાના લોકોની નકલ કરી હતી,[1] એમ કહેવું વધારે સહીસલામતીભર્યું છે. સર્વ પુરાણવસ્તુશાસ્ત્રીઓએ મૌર્યકાળની પહેલાંની માનેલી '**जरासंध की बैठक**'ને ફર્ગ્યુસન સાહેબે મૂળે આસારિયાના અંશવાળી અને બિર્સ નિમરૂદની નકલ તરીકે ગણી

૧. "ઇંડો-આર્યન્સ" (હિંદી-આર્યો), પુ. ૧, પૃ. ૧૪ અને આગળ.

છે,[1] એ વાત આપણા ઉપલા નિર્ણયને બંધબેસતી નીવડે છે. પરંતુ સવાલ એ થાય છે કે, હિંદુસ્તાનના અને આસીરિયાના લોકો ક્યારે અને ક્યાં સમાગમમાં આવેલા? 'આસીરિયન' લોકો બેશક અસુરો છે. વેદસાહિત્યમાં તેમને ખુદ હિંદુસ્તાનના લોકો કહેલા છે. વેદકાળના આર્ય લોકો તેમની સાથે સતત લડાઇ કરતા હતા. આર્યોનું આગમન થયું તેના પહેલાં જ તેમણે હિંદુસ્તાનના મોટા ભાગનો કબજો લઇ લીધેલો, એમ જણાય છે. અસુરો મોટા શિલ્પીઓ હતા, એમ લાગે છે; કારણ કે, "ઋગ્વેદ" માં પણ તેમનાં "સાત દિવાલનાં" કે "લોખંડની દિવાલનાં" શહેરોનો અથવા તો તેમનાં "પથ્થરનાં સો શહેરો" નો ઉલ્લેખ અનેક સ્થળે કરેલો જોવામાં આવે છે. અહીં એ સમયના દિવાલવાળા કિલ્લાઓનો ઉલ્લેખ થએલો લાગે છે. વળી, તે પૈકીના કેટલાક કિલ્લા પથ્થરના બાંધેલા હતા, એમ પણ આથી જણાય છે. "ઋગ્વેદ" માં રાજમહેલોને "હજાર બારણાં-વાળા" અને "હજાર થાંભલાના આધારે બાંધેલા મંડપો" ધરાવનારા કહ્યા છે. અસુર મયદાનવે યુધિષ્ઠિરને માટે બાંધેલા મંડપનું જે વર્ણન "મહાભારત"માં આપેલું છે તે ઉપલા વર્ણનને બરાબર મળતું આવે છે. ઘણું કરીને તે લાકડાના બનાવવામાં આવતા હતા. જંગી મકાનો અસુરોના સ્થાપત્યની ખાસિયત હતી. તેઓ જંગી પ્રમાણમાં મકાનો બાંધતા. અશોકના સમયની હિંદુ સંસ્કૃતિમાં આસીરિયાનો જેટલો અંશ હતો તેટલો જ અંશ આર્યોનો પણ હતો; અને સ્થાપત્યની દૃષ્ટિએ જોતાં તો હિંદુસ્તાન આસીરિયાના લોકોને (અસુરોને) ખરેખર આભારી હતો. તેમાં પણ ખાસ કરીને જે આસીરિયાવાસીઓએ હિંદુસ્તાનમાં વસવાટ કરીને તેને પોતાની જન્મભૂમિરૂપ બનાવી દીધો હતો તે આસીરિયાવાસીઓને તો હિંદુસ્તાન બહુ જ આભારી હતો. એ રીતે આપણે એમ કહી શકીએ કે, અશોકના સમયનું સ્થાપત્ય ઘણા અંશે આસીરિયાને આભારી હતું તો પણ હિંદુ હતું.

---

૧. "કેઇવ ટેમ્પલ્સ ઑફ ઇંડિયા" (હિંદુસ્તાનનાં ગુહામંદિરો), પૃ. ૩૪-૩૫.

# પરિશિષ્ટ.

---

કોઇ પણ વિદ્વાને અસુરોના પ્રશ્નનો અભ્યાસ હજી સુધી બરાબર કર્યો નથી, એ ખરેખર દયાજનક સ્થિતિ છે. કેટલાક વિદ્વાનોએ[1] અલબત્ત થોડા વખતથી એમ સૂચવવા માંડયું છે કે, વેદસાહિત્યમાં લોકો તરીકે ઉલ્લેખાએલા અસુરો ઘણુંકરીને આસીરિયા-વાસીઓ હતા. વળી, હિંદુસ્તાનની બહાર મેસોપોટેમિયામાં કે મધ્ય-એશિયામાં કોઇ સ્થળે આસીરિયાવાસી લોકોની સાથે આર્યોનો સમાગમ જે સમયે થએલો તે સમયનાં સંભારણાંરૂપે એ ઉલ્લેખો છે, એમ પણ તેઓ કહે છે. પરંતુ તે વિદ્વાનોની પહેલાંના એચ. એચ. વિલ્સન સાહેબે અને કે. એમ. બૅનરજીએ એ જ સિદ્ધાંતો રજૂ કર્યા હતા, એ વાત દેખીતી રીતે ભૂલી જવામાં આવી લાગે છે. વિલ્સન સાહેબે કહ્યું છે કે, અસુરો તો "હિંદુસ્તાનના પૂર્વવૈદિક" લોકો હતા; અને તેમનાં શહેરોનો નાશ ઇંદ્રે કરેલો કહેવાય છે.[2] બૅનરજીએ એક ડગલું આગળ ભરીને કહ્યું છે કે, અસુરો તો આસીરિયાવાસીઓ જ છે. તેણે એમ પણ કહ્યું છે કે, જે ત્રણ અર્થમાં '**अस्सुर**' શબ્દ 'કયુનિફૉર્મ' શિલાલેખોમાં વપરાયો છે તે જ અર્થમાં '**असुर**' શબ્દ વેદસાહિત્યમાં વપરાએલો છે.[3] પરંતુ તે વિલ્સન સાહેબથી વિરુદ્ધ પડીને એમ માને છે કે, હિંદુસ્તાનની અંદર નહિ પણ બહાર મધ્ય-એશિયામાં આર્યોનો સમાગમ આસીરિયાના લોકોની સાથે થયો હોવો જોઇએ. પણ

---

૧. રૉ. એ. સો., ૧૯૧૬, પૃ. ૩૬૩-૩૬૪; જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો., પુ. ૨૫, પૃ. ૭૬ અને આગળ.

૨. "ઋગ્વેદ" (અંગ્રેજી ભાષાંતર) પુ. ૩, પ્રસ્તાવના, પૃ. ૧૪.

૩. "એરિયન વિટ્નેસ" (એરિયન સાક્ષી), પૃ. ૪૯ અને આગળ.

વિલ્સન સાહેબ જે કહે છે તે ખરૂં લાગે છે. શ્રીયુત વિ. કા. રાજવાડેએ હાલમાં 'અસુર' શબ્દના વિષયનો વિસ્તારપૂર્વક લેખ લખેલો છે તેમાં તેમણે યોગ્ય જ કહ્યું છે કે, "સારા અર્થમાં 'અસુર' શબ્દ વપરાયાના અનેક દાખલાઓ મળી આવે છે, અને ખરાબ અર્થમાં માત્ર ૧૫ (એટલે કે, કુલ ૧૦૫ ના એકસપ્તમાંશ) સ્થળે તે શબ્દ વપરાએલો જોવામાં આવે છે. આ વાત એમ બતાવી આપે છે કે, ઋગ્વેદના સમયના અંતભાગમાં ઋગ્વેદના ધર્મની અને જરથુસ્તના ધર્મની વચ્ચે ફાટફૂટ થઇ હતી. ઋગ્વેદની પછીના સમયમાં એ વૈમનસ્ય તીવ્ર અને તીવ્રતર થતું ગયું."[1] અહીં છેલ્લું વાક્ય બહુ જ મહત્ત્વનું છે; કારણ કે, ઋગ્વેદની પછીના સમયમાં આર્યોએ આપણા દેશમાં વસવાટ બેશક કરેલો તેથી કરીને આર્યોની અને અસુરોની વચ્ચેનું તીવ્ર વૈમનસ્ય આપણા દેશમાં જ પેદા થયું હતું, એમ એ વાક્ય સ્પષ્ટ કરી આપે છે. "શતપથ-બ્રાહ્મણ"માં પણ એક સ્થળે કહ્યું છે કે, પ્રાચ્યો પણ અસુરો હતા. 'પ્રાચ્ય'-ને 'મગધ' પણ કહેવામાં આવે છે,[2] એ તો આપણે જાણીએ છીએ. વિહારના છોટાનાગપુરમાં અનાર્ય જાતિ તરીકે અસુરો આજે પણ જોવામાં આવે છે, એ વાત ઉપલી હકીકતને બરાબર બંધબેસતી આવે છે. આપણે પ્રથમ કહી ગયા છીએ તેમ જે '**जरासंध की बैठक**' ને ફર્ગ્યુસન સાહેબે મૌર્યકાળની પહેલાંની માનેલી છે અને આસીરિયામાંના બિર્સ નિમરૂદની નકલ તરીકે ગણાવેલી છે તે '**जरासंध की बैठक**' વિહારમાંના રાજગૃહ-(રાજગીર)માં જ છે, એ વાત પણ ઉપલી હકીકતને મળતી આવે છે. બાબીલોનિયાની મહોર (સીલ) આપણા દેશમાંથી શાથી મળી આવેલી, એ વાતનો ખુલાસો પણ ઉપરની હકીકતથી થઇ જાય છે.[3]

---

૧. પ્રો. ટ્રા. ફ. ઓ. કૉ., પૃ. ૧૮-૧૯.

૨. ૧૩, ૮, ૧, ૫; સે. બુ. ઈ., પુ. ૪૪, પૃ. ૪૨૩-૪૨૪.

૩. જ. એ. સો. બં., ૧૯૧૪, પૃ ૪૬૨.

એ મહોર નાગપુરના પુરાણવસ્તુસંગ્રહસ્થાનમાં રાખવામાં આવેલી છે, અને તે ઇસ્વી સનની પહેલાંના ૨,૦૦૦ વર્ષના જેટલી જૂની છે. એ મહોર કયી જગ્યાએથી જડેલી, એ જણાયું નથી; પણ મધ્યપ્રાંતોમાંના કોઇ સ્થળેથી તે મળી આવેલી, એમ મનાય છે.

"શતપથ-બ્રાહ્મણ"ના સમયમાં પ્રાચ્યોની જાતિ તો અસુરોની અનેક જાતિઓ પૈકીની માત્ર એક જ જાતિ હતી. પણ આપણા દેશના બધા ભાગમાં અસુરોનાં બીજાં થાણાં હોવાં જોઇએ ખરાં. વેદસાહિત્યનો અને "રામાયણ–મહાભારત" નો બારીક અભ્યાસ કરવામાં આવે તો તેમના હલનચલનનો અને તેમનાં રાજ્યોનો ઇતિહાસ આપણે ઊપજાવી શકીએ ખરા. જે ખાંડવવનના દાવાનળમાંથી અર્જુને સુપ્રસિદ્ધ મયાસુરને બચાવ્યો હતો તે ખાંડવવન-સહિત સંયુક્ત પ્રાંતોના પશ્ચિમભાગમાં અસુરોનું એક થાણું હોવું જોઇએ. પાણિનિના સમય સુધી પણ અસુરો (લડવૈયા) લોકો તરીકે ઓળખાતા હતા. પાણિનિએ પોતાના પર્શુ–ગણવાળા પર્શુઓ–(પ્રાચીન પર્શિયન લોકો)ની પછી તુરત જ અસુરોને ગણાવેલા છે. તેઓ કોઇ મ્લેચ્છ ભાષા બોલતા.[1]

આપણા દેશમાં આર્યો દાખલ થયા તેના પહેલાંના સમયથી જ આસીરિયાવાસી લોકો આપણા દેશમાં મોજૂદ હતા તો પછી એવો સવાલ સ્વાભાવિક રીતે થાય છે કે, હિંદુસ્તાનમાં આસીરિયાની સંસ્કૃતિના કાંઇ લીસોટા જોવામાં આવે છે ખરા? તેના જવાબમાં 'હા' કહેવાની છે. આસીરિયાની સૌથી પહેલી અસર તો આપણા દેશના પ્રાચીન સ્થાપત્યના ઉપર થએલી જોવામાં આવી છે. સ્વર્ગસ્થ બાલ ગંગાધર ટિળકે પણ આપણને બતાવી આપ્યું છે કે, 'અથર્વવેદ' માંના કેટલાક દાનવો અથવા અસુરો ચોખ્ખેચોખ્ખા ચાલ્ડિયાવાસી હતા.[2] ઋગ્વેદની પછી અથર્વવેદ

---

૧. જ. ઑ. ઍ. રૉ. એ. સો., ૨૫, ૭; સા. ડૅ. મૉ. ગે., ૬૮, ૭૧૯

૨. "ભાંડારકર કૉમ્મેમોરેશન વૉલ્યુમ" (ભાંડારકર—સ્મારક-ગ્રંથ), પૃ. ૨૯ અને આગળ.

થએલો તેથી કરીને ચાલ્ડિયાના દેવગણનો આટલો ભાગ આપણા દેશમાં જ દાખલ થએલો હોવો જોઇએ. ખરૂં જોતાં તો મૌર્યકાળના ઉદયની પહેલાંના હિંદુસ્તાનની સંસ્કૃતિમાં મુખ્યતઃ આર્યોનો અને અસુરોનો જ અંશ હતો.

---

# સાતમું પ્રકરણ

## ઇતિહાસમાં અશોકનું સ્થાન

અશોક જે વિવિધ પ્રવૃત્તિ સતત કરી રહ્યો હતો તે પ્રવૃત્તિનો સંપૂર્ણ રીતે સ્પષ્ટ ખ્યાલ અત્યારસુધીમાં આપણે મેળવી લીધો છે. ઇતિહાસમાં અશોકનું ખરૂં સ્થાન કયું ગણાય? એ નક્કી કરવાના હેતુથી આપણે તેના કામનો ચોક્કસ અંદાજ કાઢવાનો પ્રયત્ન હવે કરશું; પણ તેનો આદર્શ અને તેના હેતુઓ નક્કી કરવાનો પ્રયત્ન આપણે ન કરીએ ત્યાં સુધી તેના કામનો વિગતવાર ખ્યાલ બાંધવાનું બની શકે તેમ નથી. અશોકે આ બાબતમાં દિલ ખોલીને આપણને કાંઇ પણ કહ્યું છે ખરૂં? અશોકે પોતાના મનના ઊંડાણમાં અનેક પ્રસંગે આપણને ઊતાર્યા છે તો પછી આ મહત્ત્વની બાબતમાં તે આપણા ઉપર વિશ્વાસ રાખીને આપણને કાંઇ જ ન કહે, એ માની શકાતું નથી. પોતાના છઠ્ઠા મુખ્ય શિલાલેખમાં તે કહે છે કે, "આખી દુનિયાના હિતથી વધારે ઉમદા ફરજ બીજી કોઇ નથી. વળી જે કાંઇ જહેમત હું ઊઠાવું છું તે એવા હેતુથી કે, ભૂતોની પ્રત્યેના ઋણમાંથી હું મુક્ત થાઉં, તેઓમાંના કેટલાકને અહીં સુખી કરૂં, અને તેઓ પરલોકમાં સ્વર્ગે પહોંચે." એ રીતે જોતાં, અશોકનો આદર્શ માત્ર 'મનુષ્યોની પ્રત્યે ભ્રાતૃભાવ' નથી, પણ 'જીવતાં

પ્રાણીઓની પ્રત્યે ભ્રાતૃભાવ ' છે. આખી સજીવ સૃષ્ટિની સાથે પોતાનો સંબંધ રહેલો છે, એમ તે માને છે; અને તેમને ઐહિક તેમ જ પારલૌકિક સુખ મળે તેમ કરવું, એ પોતાની ફરજ છે : એમ તે ગણે છે. મનુષ્યોની બાબતમાં તે એમ માને છે કે, માત્ર પોતાની પ્રજાની પ્રત્યે જ તેની પોતાની ફરજ રહેલી નથી, પણ મનુષ્યજાતિની પ્રત્યે તેની પોતાની ફરજ રહેલી છે. આ બાબતમાં તેણે બહુ સ્પષ્ટ રીતે કહી દીધું છે. ધવલીના અને યાવગઢના જૂદા જૂદા શિલાલેખોમાં તે કહે છે કે, જેવી રીતે તે પોતાનાં સંતાનોને આ લોકનું તથા પરલોકનું સર્વ હિતસુખ અપાવવા ઇચ્છે છે તેવી જ રીતે સર્વ મનુષ્યોને માટે પણ તેવું જ તે પોતે ઇચ્છે છે. વળી એ પૈકીના બીજા શિલાલેખમાં આગળ વધીને તે પોતાના અમલદારોને ફરમાવે છે કે, તેના પોતાના ઉપર વિશ્વાસ રાખવાનું પાડોસનાં સ્વતંત્ર રાજ્યોના લોકોને તેમણે કહેવું, અને તેમણે તેમની ખાત્રી કરી આપવી કે, " જેવો આપણો પિતા તેવો જ આપણો રાજા (અશોક) છે. તે જેમ પોતાને અનુકંપે છે તેમ આપણને અનુકંપે છે; રાજાનાં જેવાં સંતાનો તેવાં આપણે છીએ. " આ વાત એમ બતાવી આપે છે કે, પોતાનાં સંતાનોની પ્રત્યેના પિતાના વર્તનના જેવું અશોકનું વર્તન માત્ર પોતાની પ્રજાની સાથે જ રહેતું નહિ, પણ સર્વ મનુષ્યોને તેનો લાભ આપવાના હેતુથી સરહદી રાજ્યોની પ્રજાની સાથે પણ તેનું તેવું વર્તન રહેતું હતું. અલબત્ત માત્ર આધ્યાત્મિક બાબતોમાં જ પાડોસનાં સ્વતંત્ર રાજ્યોમાં કોઇ પણ રાજા વિજય મેળવી શકે, અને એ રીતે એવાં રાજ્યોની પ્રજાને તેની પોતાની પ્રજા તરીકે તે ગણી શકે.

જે આદર્શને અનુસરીને અશોક પોતાનું કામ કરી રહ્યો હતો તે આદર્શના સંબંધમાં આટલું કહેવું બસ થશે. અહીં જે કહ્યું છે તે અતિશયોક્તિ નથી, પણ સત્ય કથન છે : એ વાતની ખાત્રી અશોકે પોતાનો હેતુ પાર પાડવાને લીધેલા ઉપાયોથી થઇ

જાય છે. પ્રથમ તો, મનુષ્યોના અને પશુઓના શરીરસુખને માટે તેણે જે પરોપકારનાં કામ કરેલાં તેમનો વિચાર આપણે કરવાનો છે. અગાઉ તે આપણે જોઇ ગયા છીએ.[1] તે પૈકીનું સૌથી વધારે મહત્ત્વનું કામ તો એ હતું કે, તેણે ઔષધિઓ તથા મૂળિયાં અને ફળો જ્યાંજ્યાં ન હતાં ત્યાંત્યાં લેવડાવી જઇને રોપાવ્યાં હતાં. કૂવા ખોદાવવા, અને છાયા આપનારાં ઝાડ રોપાવવાં : એ વગેરે પરોપકારનાં કામો તેમ જ ઉપરનું પરોપકારનું કામ પોતાના સામ્રાજ્યમાં તેણે કરેલાં એટલું જ નહિ, પણ હિંદુસ્તાનની અંદરના અને બહારના પોતાના સમકાલીન રાજાઓના પ્રદેશોમાં પણ તેણે તે કામો કરેલાં. પ્રાણીઓની પ્રત્યે બેદરકારીભરી ક્રૂરતા થતી અટકાવવાને તેમ જ તેમનો વધ થતો બંધ કરવાને તેણે જે ઉપાયો લીધેલા તે પણ આપણે પ્રથમ વાંચી ગયા છીએ.[2] પરંતુ માત્ર પ્રાણીઓની પ્રત્યે જ તે દયા બતાવતો, એમ કાંઇ નથી. આપણે અગાઉ કહી ગયા છીએ તેમ, '**प्राणानं अनारंभो**' ( પ્રાણનો વધ ન કરવો તે ) અને '**अविहिंसा भूतानम्**' ( જીવંત પ્રાણીઓની હિંસા ન કરવી તે ) નીતિવિષયક ધર્માચરણની બે મુખ્ય બાબતો છે. એમને અનુસરીને જ તે પોતાના બીજા મુખ્ય સ્તંભ-લેખમાં કબૂલ કરે છે કે, "બપગાં તથા ચોપગાં પ્રાણીઓને તથા પક્ષીઓને અને પાણીમાં રહેતાં પ્રાણીઓને પ્રાણની દક્ષિણા આપવાના જેટલો પણ" અનુગ્રહ તેણે પોતે કર્યો છે. એ રીતે અશોકે વિસ્તૃત કાર્યક્રમ ઘડી કાઢયો હતો; અને માત્ર પ્રાણીઓની બાબતમાં જ નહિ, પણ આખી પ્રાણીસૃષ્ટિની બાબતમાં તેનો અમલ કરવાનું તેણે ઠરાવ્યું હતું. જે ઐહિક હિતસુખ તેણે પોતે સાધેલું અને મનુષ્યોએ તેમ જ પશુઓએ પણ સાધેલું તે હિતસુખના સંબંધમાં આટલું કહેવું બસ થશે. આપણે એમ પણ જાણીએ

---

1. જુઓ પૃ. ૧૩૩-૧૩૪; ૧૪૦-૧૪૧.

2. જુઓ પૃ. ૧૩૭-૧૩૮.

છીએ કે, પારલૌકિક હિતસુખ સાધવાની બાબતમાં- એટલે કે, માત્ર પોતાના સામ્રાજ્યની જ પ્રજામાં નહિ પણ બહારના લોકો સહિત સર્વ મનુષ્યોમાં ધર્મ જાગૃત કરીને ફેલાવવાની બાબતમાં- પણ તેણે તનતોડ મહેનત કરી હતી. એ જાતની પ્રવૃત્તિમાં અશોકને ઘણી ફતેહ મળેલી, એ આપણે જોઇ ગયા છીએ. હિંદુસ્તાનની બહારના દેશોમાં પણ તેવી ફતેહ પોતે મેળવેલી, એવું અશોક પોતે કહે છે તે કાંઇ ખોટો ડોળ ન હતો.[1] ધર્મોપદેશક તરીકેના તેના પ્રયત્નોનાં કેવાં શુભ પરિણામ આવેલાં, એ આપણે જાણીએ છીએ. બુદ્ધનો ઉપદેશ આખા હિંદુસ્તાનમાં તેમ જ સિંહલદ્વીપમાં ફેલાયો હતો. ઇ. સ. પૂ. ૨૦૦ ની પહેલાં ચીનમાં પણ તે પ્રસર્યો હતો. પશ્ચિમ–એશિયામાં બૌદ્ધપંથનો સ્વીકાર થયો હોય તો તેવાં કાંઇ ચિહ્નો દેખાતાં નથી તો પણ ખ્રિસ્તીધર્મના ઉપર તો તેની અસર બેશક થએલી જ હતી. નિદાન મનુષ્યોની પ્રત્યેના ભ્રાતૃભાવને લગતા પોતાના સિદ્ધાંતના સંબંધમાં તો ખ્રિસ્તીધર્મ અશોકે પ્રસરાવેલા બુદ્ધોપદેશને આભારી છે, એવો નિર્ણય કર્યા વગર છૂટકો જ નથી.

અશોકના મનની સામે કયો આદર્શ સતત ખડો રહેતો હતો, તથા સર્વને લાગૂ પડતી અને અવિરત પ્રવૃત્તિ કયા મુખ્ય હેતુથી તે કરતો હતો : એ આપણે જોઇ ગયા. આથી કરીને, ઇતિહાસમાં અશોક કયું સ્થાન ભોગવે છે, એ હવે આપણે નક્કી કરી શકીએ ખરા. પ્રાચીન દુનિયાના અનેક સમ્રાટોની સાથે તેની સરખામણી કરવામાં આવેલી છે. પણ એ સરખામણીથી તેને જરા પણ આંચ આવતી નથી. જૂદાં જૂદાં બે દૃષ્ટિબિંદુથી તેને રોમના મહાન સમ્રાટ કૉન્સ્ટંટાઇનની સાથે સરખાવવામાં આવેલો છે. અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝ એમ માને છે કે, અશોક કૉન્સ્ટંટાઇનના જેવો હતો; કારણ કે, ખ્રિસ્તીધર્મમાં આધ્યાત્મિક અવનતિ થએલી તેનું કારણ કૉન્સ્ટંટાઇને

---

૧. જુઓ પૃ. ૨૪૧.

કરેલાં પરોપકારનાં ધર્મકાર્યો હતાં તેવી જ રીતે અશોકે કરેલો બૌદ્ધપંથનો સ્વીકાર અને સંઘને તેણે કરેલી સુંદર ભેટો "બૌદ્ધપંથની પડતીના માર્ગના–હિંદુસ્તાનમાંથી તે પંથને બાતલ કરવાના– પહેલા પગથિયારૂપ"[1] હતાં. અહીં પહેલાં તો કહેવું જોઇએ કે, હિંદુસ્તાન-માંથી બૌદ્ધપંથ બાતલ થયો છે, એમ કહેવું જ ભૂલભરેલું છે; કારણ કે, બંગાળાના કેટલાક ભાગમાં હજુ પણ તે ચાલૂ છે. અલબત્ત, આજે તે ડામાડોળ સ્થિતિમાં છે ખરો. ઇસ્વી સનની બારમી સદીની પછી તુરત જ– એટલે કે, અશોકની પછી આશરે દોઢ હજાર વર્ષે– તેની આવી કફોડી સ્થિતિ થએલી હતી. આવું હોવાથી, તેની પછી આટલી મુદતે બૌદ્ધપંથ બાતલ થયો તેને માટે તેને પોતાને શી રીતે જવાબદાર ગણવો, એ જ સમજી શકાતું નથી. વળી, બૌદ્ધપંથના સંઘને અયોગ્ય ભેટો તેણે આપેલી, એનો પૂરાવો શો? અલબત્ત, બૌદ્ધગ્રંથોની હકીકતમાં પૂર્ણ વિશ્વાસ રાખવાનું અધ્યાપક હ્રાઇસ ડેવિડ્ઝ આપણને કહે છે; પણ નિદાન અશોકની બાબતમાં તો તે ગ્રંથોમાંની હકીકતનો ઘણોખરો ભાગ લગભગ અવિશ્વસનીય છે.

સિંહલદ્વીપના અને અન્ય ભિક્ષુઓએ પરંપરાગત લોકકથાને બરાબર જાળવી રાખી છે, એમ ઘડીભર આપણે માની લઇએ તો પણ, અશોકની પછીના સૈકાઓમાં બૌદ્ધભિક્ષુઓની આધ્યાત્મિક અવનતિ થયાની સાબીતી ક્યાં છે? ગુપ્તકાળની શરૂઆતના– એટલે કે, આશરે ઇ. સ. ૩૫૦ના– પહેલાં બૌદ્ધપંથની પડતી થયાના દાખલા મળી આવતા જ નથી. વળી, કેટલાક વિદ્વાનો અશોકને કૉન્સ્ટંટાઇનની સાથે સરખાવે છે તેનું કારણ એ કે, બન્ને રાજાઓ પોતપોતાના ધર્મના આશ્રયદાતા હતા, અને તે ધર્મનો ફેલાવો કરવામાં તેમણે પુષ્કળ મદદ કરી હતી.[2] પરંતુ એ વિદ્વાનો એટલી

---

૧. "બુદ્ધિઝમ" (બૌદ્ધપંથ), પૃ. ૨૨૨.

૨. હાર્ડીકૃત "અશોકઃ આઇન–કારકટર–બિલ્ડ, એટ સેટેરા," પૃ. ૩૦; હ્રાઇસ ડેવિડ્ઝ કૃત "બુદ્ધિસ્ટ ઇંડિયા" (બૌદ્ધહિંદુસ્તાન), પૃ. ૨૯૭–૨૯૮; રૅપ્સનકૃત "એન્શિયંટ ઇંડિયા" (પ્રાચીન હિંદુસ્તાન), પૃ. ૧૦૪.

વાત ભૂલી ગયા છે કે, જે પરિસ્થિતિમાં અશોક પોતાના ધર્મનો પ્રચાર કરવાને મથી રહ્યો હતો તે પરિસ્થિતિ કૉન્સ્ટંટાઇન જે પરિસ્થિતિમાં કામ કરી રહ્યો હતો તે પરિસ્થિતિથી તદ્દન જૂદી પડતી હતી.[૧] "કૉન્સ્ટંટાઇને વિજય પામતા ધર્મનું ઉપરિપણું લીધું હતું" ત્યારે અશોકે જરા પણ આગળ નહિ વધેલા ધર્મનું ઉપરિપણું લીધું હતું. કૉન્સ્ટંટાઇન "ગણત્રી કરનારો, લુચ્ચો, વહેમી, ઘણુંખરૂં ક્રૂર, કડક" હતો, અને તેની "સંપૂર્ણ દીર્ઘદૃષ્ટિનો એક જ દાખલો તેને 'મહાન' કહેવાને લાયક ઠરાવે છે." પરંતુ અશોકનો આત્મા વિચારશીલ અને દયાળુ તેમ જ ઉચ્ચ આદર્શો ધરાવનારો તથા તનતોડ મહેનત કરનારો અને એક જ હેતુની પ્રત્યે દૃષ્ટિ રાખનારો તેમ જ અજબ યુક્તિઓથી ભરેલો હતો. "રાજનીતિના કામે (ધર્મની બાબતમાં) સહનશીલ થવાની તરફ કૉન્સ્ટંટાઇનનું વલણ રહેતું હતું." ધર્મની પ્રત્યેની અશોકની સહનશીલતા ખરા જિગરની હતી. પોતાના જીવનનાં છેવટનાં વર્ષોમાં કૉન્સ્ટંટાઇન બદલાઇ જઇને ખરા દેવને પૂજનારો રહ્યો ન હતો. તેના મતે તેનો ધર્મ માત્ર "વિચિત્ર ખીચડો" હતો. અશોકે આવી નીતિભ્રષ્ટતા કદિ પણ બતાવી નથી. તે તો શરૂઆતથી આખર સુધી એ ને એ ધર્મને ચીવટાઇથી વળગી રહ્યો હતો.

વળી, ઈ. સ. ૭૨૧ થી ઇ. સ. ૮૧૦ સુધી થઇ ગએલા રોમના સમ્રાટ માર્કસ ઑરેલિયસ ઍંટોનિયસની સાથે અશોકને સરખાવવામાં આવેલો છે.[૩] અલબત્ત, ખાનગી ઉચ્ચ જીવનની બાબતમાં તો માર્કસ ઑરેલિયસ અશોકનો બરોબરિયો હતો. બુદ્ધિ-વિકાસની બાબતમાં તો તે અશોકને પણ ટપી જાય તેવો હતો; પણ

---

૧. "ટાઈમ્સ લિટરરી સપ્લીમેન્ટ" ('ટાઇમ્સ' પત્રની સાહિત્યપૂર્તિ), ઑગસ્ટ ૭, ૧૯૧૪.

૨. એ. રી. એ., ૪, ૭૭

૩. મૅકફેઈલકૃત "અશોક", પૃ. ૮૦; કૅ. હિ. ઇ., ૧, ૫૦૯.

આદર્શની ઉચ્ચતાની બાબતમાં તેમ જ અવિરત અને સુયોગ્ય જહેમત ઊઠાવવાની બાબતમાં તો અશોક તેને ટપી જાય તેવો હતો. અલબત્ત, માર્કસ ઑરેલિયસનાં વખાણ કરનારા કેટલાક લોકો કહે છે કે, મનુષ્યજાતિની પ્રત્યે પ્રેમ રાખવામાં જ પોતાના જીવનનું સાફલ્ય તે પોતે માનતો હતો, અને એ જ એનો ધર્મ હતો. પણ અહીં એટલી વાત ભૂલી જવાઇ છે કે, તેનામાં "રોમવાસીને યોગ્ય થઈ પડે તેવાં મોટાઇ અને દંભ તથા રોમવાસીને યોગ્ય થઇ પડે તેવી સાર્વભૌમસત્તાના આદર્શની ચીવટાઇ" હતાં, અને "રોમની ચઢતીને લગતા તેના પોતાના આદર્શની સાથે ખ્રિસ્તીધર્મના પ્રસારનો મેળ બેસતો ન હતો"[૧] તેથી જ ખ્રિસ્તીઓની તરફ તેણે રીતસર ક્રૂરતા દાખવી હતી. અશોકના જીવનને અને તેની રાજ્યવ્યવસ્થાને ટૂંકી બુદ્ધિના આવા મલિન આદર્શનો પાસ લાગ્યો ન હતો તેમ જ મનુષ્યજાતિના કોઇ વિભાગની પ્રત્યેના આવા અમાનુષી વૈરભાવનો ડાઘ લાગ્યો ન હતો. સમસ્ત મનુષ્યજાતિના તેમ જ સમસ્ત પ્રાણી-સૃષ્ટિના હિતસુખને માટે તેણે રીતસર તનતોડ મહેનત કરી હતી, અને તેનું નિઃસ્વાર્થી જીવન જાતિવિષયક કે રાષ્ટ્રીય કે કૌટુંબિક દંભથી અથવા પક્ષપાતથી દૂષિત થએલું નથી.

કોઇ એક લેખકે રાજા આલ્ફ્રેડની સાથે તથા શાર્લમેનની સાથે અને પહેલા ખલીફ ઉમ્મરની સાથે તેમ જ એવા બીજા અનેક રાજાઓની સાથે અશોકની સરખામણી કરેલી છે.[૨] અનેક રાજાઓ અશોકના જેવા મોટા લડવૈયા અથવા મોટા રાજનીતિજ્ઞ થઇ ગયા છે; પણ તે સૌ પૈકીના અશોકની કીર્તિ આખા જગતમાં સદાને માટે પ્રસરી છે તેનું મુખ્ય કારણ એ છે કે, તેણે મનુષ્યજાતિનું ઐહિક તેમ જ પારલૌકિક હિતસુખ સાધ્યું હતું. અશોકની આ ખાસિયત થોડા અંશે પણ જે રાજામાં ન હોય તે રાજાને અશોકની

---

૧. એ. બ્રિ., ૧૭, ૬૯૫.

૨. મૅકફેઇલકૃત "અશોક," પૃ. ૮૦ અને આગળ.

સાથે સરખાવી શકાય નહિ. આ દૃષ્ટિએ જોતાં તો અશોકને માત્ર મુગલ સમ્રાટ અકબરની સાથે જ સરખાવી શકાય.[1] અકબરે પોતાની પ્રજાના હિતસુખને માટે ઘણી જહેમત ઉઠાવી હતી, એ બાબતમાં તો કાંઇ જ શક નથી. પણ જે ખાસ મહત્ત્વની બાબતમાં અશોકને તે મળતો આવે છે તે એ છે કે, તેણે ધર્મની બાબતમાં સહનશીલતા રાખવાનું ઠરાવ્યું હતું, અને દરેક ધર્મમાંનાં સત્યને શોધવાને લગતા પોતાના સહાનુભૂતિપૂર્વક પ્રયત્નથી તેણે પોતાની પ્રજાના ઉપર ઉમદા દાખલો બેસાડયો હતો. સુન્ની તથા સુન્ની તેમ જ શિયા અને બ્રાહ્મણ તેમ જ (જૈન) જતિ તથા બૌદ્ધ તેમ જ ખ્રિસ્તી અને યાહુદી તેમ જ જરથુસ્તી વગેરે સૌની ધર્મચર્ચા સાંભળવામાં અને તેમનું પ્રમુખપદ લેવામાં તેને કેટલો આનંદ પડતો, એ આપણે જાણીએ છીએ. આવી ચર્ચા શા હેતુથી તે કરતો, એ પણ આપણે જાણીએ છીએ. તે ઘણુંખરૂં કહેતો કે, ‘ જે વ્યક્તિ પોતાના અન્વેષણના માર્ગમાં ન્યાયથી જ દોરાય છે અને વિવેકબુદ્ધિ કબૂલ રાખે તેજ દરેક ધર્મમાંથી તારવી લે છે તે જ વ્યક્તિ ખરેખર મનુષ્ય ગણાય. જે તાળાની કૂંચી ખોવાઇ ગઇ છે તે તાળું કદાચ આ જ રીતે ઉઘડે.”[2] આવી રીતે સર્વ ધર્મોમાંથી સારામાં સારૂં ચૂંટી લેવામાં આવ્યું તેનું પરિણામ એ આવ્યું કે, ‘દીન ઇલાહી’ નામક ધર્મ અસ્તિત્વમાં આવ્યો. તેમાં એકદેવવાદનો અંશ હતો, અને “ખાસ કરીને સૂર્યથી સૂચવાતા પ્રકાશની અને અગ્નિની પૂજા પણ દાખલ થએલી હતી. તેને પારસીઓના ધર્મથી જૂદો ગણવાનો નથી.” અશોકના સંબંધમાં આપણે જોયું છે કે, પોતાની ધર્મ-પર્યેષણાના પરિણામમાં તેણે જૈનપંથથી સહજ રંગાએલા બૌદ્ધપંથનો સ્વીકાર કર્યો હતો. પણ એટલું યાદ રાખવાનું છે કે, અકબર “સૌથી વધારે પ્રમાણમાં રાજનીતિજ્ઞ હતો અને દુનિયાદારીથી

---

૧. એ. રી. એ., ૨, ૧૨૭.

૨. એ. રી. એ., ૧, ૨૬૯ અને આગળ.

વાકેફ હતો તેમ જ ધર્મતત્ત્વના કામે પોતાની સાર્વભૌમસત્તાને ભયમાં નાખવાને કોઇ પણ રીતે તૈયાર ન હતો.” ધર્મની બાબતમાં નવી નવી પ્રણાલિકાઓ તે પોતે દાખલ કરતો તેથી મુસલમાનોમાં હુલ્લડો થતાં તે જોતો ત્યારેત્યારે સર્વ ધર્મચર્ચાને તે બંધ કરી દેતો. તેના પોતાના ધર્મભ્રષ્ટ લોકો બંગાળામાં હુલ્લડ મચાવી રહ્યા હતા ત્યારે ખ્રિસ્તી ધર્મોપદેશકોના ઉપદેશને સાંભળવાને તે તૈયાર ન હતો. વળી, સર્વ પ્રસંગે તે સહનશીલ ન હતો. 'ઇલાહી' નામક પંથ ઊભો થયો તે વખતે અકબરે તે પંથના લોકોને પકડાવ્યા હતા અને દેશપાર કરીને સિંધમાં તથા અફઘાનિસ્તાનમાં મોકલી આપ્યા હતા અને ત્યાં ઘોડાના બદલામાં તેમને વેચ્યા હતા. અકબરની ધર્મપર્યેષણા મોટા ભાગે શાળાના અભ્યાસને મળતી આવતી હતી. તેણે પોતાનો ‘દીન ઇલાહી' જાહેર કર્યો ત્યારે તેની અંદર પોતાની કીર્તિ વધારવાનો અંશ પણ રહેલો જોવામાં આવતો હતો. એ ધર્મને માટે તેને જરા પણ ઉત્સાહ કે જુસ્સો ન હતો, અને તેથી તે પોતે સમ્રાટ હતો તો પણ તેનો ‘દીન ઇલાહી' રાજદરબારથી આગળ વધ્યો જ ન હતો, અને તેને સ્થાપનારો ગયો તેની સાથેસાથે તે પંથ પણ ચાલતો થયો.

યુરોપના ઇતિહાસકારોની દૃષ્ટિએ મહાન સિકંદર અને સીઝર તેમ જ નેપોલિયન દુનિયાના મોટામાં મોટા સમ્રાટ ગણાય છે. તેઓ કદાચ અશોકના કરતાં પણ વધારે જબરા લડવૈયાઓ અને રાજનીતિ-નિપુણ પુરુષો હતા, એની ના ન કહી શકાય. પરંતુ, તેઓ મોટા લડવૈયા અને રાજનીતિનિપુણ હતા તેથી મહાપુરુષો હતા, એમ કહી શકાય ખરૂં? “આઉટલાઇન ઑફ હિસ્ટરી” (ઇતિહાસની રૂપરેખા)ના કર્તા શ્રીયુત એચ. જી. વેલ્સ સાહેબે હમણાં જ આ સવાલનો વિચાર કર્યો છે. ઉક્ત ઇતિહાસ જીવનનો અને મનુષ્યજાતિનો ઇતિહાસ છે તેથી તેમાં દાખલ થએલી બધી વ્યક્તિ-ઓનો વિચાર જૂદા દૃષ્ટિબિંદુથી તેમણે કર્યો છે, અને જૂદા ધોરણને

અનુસરીને– એટલે કે, દુનિયાને કોઈ પણ રીતે વધારે સુખી અને સારી તેમણે કરી છે કે કેમ, એ ધોરણને અનુસરીને– તેમનો ખ્યાલ તેમણે બાંધેલો છે. આથી કરીને સિકંદરની તથા સીઝરની અને નેપોલિયનની બાબતમાં વેલ્સ સાહેબે યોગ્ય જ પ્રશ્ન ઊઠાવ્યો છે કે, " આપણા ઇતિહાસનાં આટલાં બધાં પાનાંનો ઇજારો રાખનારા આ ત્રણે પુરુષોએ મનુષ્યજાતિને કયો સ્થાયી ફાળો આપ્યો છે?"[1] સિકંદરે નવું શું ઉત્પન્ન કર્યું? તેણે પૂર્વદેશમાં ગ્રીસની સત્તા સ્થાપી ખરી? ના. તેની પહેલાંના ઘણા વખતથી ગ્રીસની સત્તાની સ્થાપના તો થતી આવી હતી. ઍડ્રિયૅટિક સમુદ્રથી માંડીને સિંધુ નદી સુધીનો બધો પ્રદેશ થોડા વખત સુધી તેના તાબામાં હતો. એ ઐક્યને સ્થાયી કરવાને લગતી કોઈ યોજના તેણે કરેલી ખરી? ના. એવી કાંઈ ચોક્કસ યોજના તેણે કરેલી જાણવામાં આવી નથી. વેલ્સ સાહેબ કહે છે કે, "તેની સત્તા વધતી ગઈ તેમ–તેમ તેની સાથે ઉદ્ધતાઈ અને ક્રૂરતા પણ વધતી ગઈ. તે પુષ્કળ દારૂ પીવા લાગ્યો અને નિર્દયતાથી ખૂન કરવા લાગ્યો. બાબીલોન-માં લાંબા વખત સુધી દારૂ પીતાંપીતાં આખરે તેને એકાએક તાવ આવ્યો, અને તેત્રીસ વર્ષની ઉમ્મરે તે મરી ગયો. લગભગ તુરત જ તેના સામ્રાજ્યના ટુકડેટુકડા થઈ જવા લાગ્યા. લોકોને તેની યાદ અપાવનારો એક રિવાજ ચાલૂ રહ્યો. પહેલાંના વખતમાં ઘણાખરા લોકો દાઢી રાખતા. પણ સિકંદર પોતાના સૌંદર્યની બાબતમાં એટલો બધો ગર્વ ધરાવતો હતો કે, પોતાના ચહેરાને ઢાંકી દેવાનું તેને ગમતું ન હતું. તેણે હજામત કરાવવાનું રાખ્યું, અને એ રીતે જે રિવાજ તેણે દાખલ કર્યો તે સૈકાઓ સુધી ગ્રીસમાં અને ઇટાલીમાં ચાલૂ રહ્યો. એ રૂઢિ કદાચ સારી કહેવાય; પણ પ્રજાને ખાસ મહત્ત્વનો ફાળો એ રીતે તેણે આપ્યો, એવું કાંઈ નથી."

સિકંદરની બાબતમાં જે કહ્યું છે તે સીઝરની બાબતમાં પણ

---

૧. "ધી સ્ટ્રૅંડ મૅગેઝિન," સપ્ટેંબર, ૧૯૨૨, પૃ. ૨૧૬ અને આગળ.

કહી શકાય તેમ છે. ઇતિહાસકારો કહે છે કે, સીઝર કેટલાક અંશે દૃષ્ટા હતો. સમસ્ત દુનિયાની દૃષ્ટિએ તેણે સ્થાપેલાં કેટલાંક નીતિતત્ત્વોનો ઉલ્લેખ તેઓ કરે છે. પણ તે આપણને કેવો જણાય છે? તે આપણને માત્ર રંડીબાજ અને ખર્ચાળ જ જણાય છે. જે દૃષ્ટાપણું તેનામાં હોવાનું કહેવામાં આવે છે તે દૃષ્ટાપણું તેનામાં ખરેખર હોત તો જે વખતે તે પોતે સત્તાના શિખરે પહોંચેલો હતો તે વખતે તે દુનિયાનું ભલું કરી શકયો હોત; પણ તેમ ન કરતાં ચોપન વર્ષની ઉમ્મરે તે મીસરમાં પેલી સાઇરન કિલઓપૅટ્રાની સાથે એક વર્ષ સુધી મોજમજા માણવામાં મશગૂલ રહ્યો હતો, એમ આપણે જોઇએ છીએ. તે મોટી ઉમ્મરે પૂરેપૂરો રંડીબાજ હતો, એમ એ વાત સાબીત કરે છે. તે પોતાની પ્રજાનો સર્વોપરિ રાજા એથી સાબીત થતો નથી. નેપોલિયનના સંબંધમાં વેલ્સ સાહેબ આમ કહે છે:—"જૂની રૂઢિપ્રણાલિકા ગત થઇ હતી અથવા થતી જતી હતી. પોતાનું રૂપ અને પોતાનો માર્ગ ખોળતાં વિચિત્ર નવીન બળ દુનિયામાં ધપી રહ્યાં હતાં. પ્રવૃત્ત થએલા અસંખ્ય લોકોના મગજમાં સૃષ્ટિની પ્રજાસત્તાના વચનના અને સૃષ્ટિની ચિરસ્થાયી શાંતિના પડઘા પડી રહ્યા હતા. આ પુરુષમાં સબળ દૃષ્ટાપણું હોત અને સક્રિય કલ્પના-શક્તિ હોત તેમ જ નિઃસ્વાર્થી મહાકાંક્ષાથી જ તે દોરાયો હોત તો ઇતિહાસના ખુદ સૂર્ય તરીકે તેને દીપાવે એવું કામ મનુષ્યજાતિને માટે તેણે કર્યું હોત......પણ તેનામાં મોટી ખોડ એ હતી કે, ઉમદા કલ્પનાશક્તિ તેનામાં ન હતી. નાની ઢગલીના ઉપર નાનો કૂકડો નાચે તેમ કલ્પનાશક્તિના અભાવે તકના મોટા ટેકરાની ટોચે નેપોલિયન માત્ર ડગલાં ભરી શકયો."[૧] નેપોલિયને પોતાના દેશનું પુષ્કળ ભલું કર્યું હશે; પણ મનુષ્યજાતિની પ્રત્યેના તેના ઋણની બાબતમાં તો મીંડું જ વળ્યું છે. વેલ્સ સાહેબે નેપોલિયનનો જે કયાસ કાઢયો છે તે છેક કાઢી નાખવાને યોગ્ય નથી.

---

૧. "આઉટલાઈન ઑફ હિસ્ટરી" (ઇતિહાસની રૂપરેખા), પૃ. ૪૯૦.

અશોકનું દૃષ્ટાપણું કેવું અને કેટલું હતું, એ આપણે જાણીએ છીએ. મનુષ્યોની તેમ જ પ્રાણીઓની પ્રત્યે ભ્રાતૃભાવ, એ એનું ધ્યેય હતું. આપણે બીજી રીતે કહીએ તો આખી સૃષ્ટિના શારીરિક સુખને વધારવાનો તેમ જ તેની નીતિવિષયક ઉન્નતિ કરવાનો તેનો ઉમદા હેતુ હતો. તદ્દન નવીન અને અસાધારણ પદ્ધતિથી પોતાનાં સાધનોને પોતાના ધ્યેયને અનુકૂળ કરવામાં તેણે પોતાની સક્રિય કલ્પનાશક્તિનો ઉપયોગ કર્યો હતો. મૌર્યવંશની કીર્તિ ટોચે પહોંચી હતી તે વખતે પોતાની અસાધારણ કલ્પનાશક્તિ વાપરીને અશોકે પોતાની બધી શક્તિ અને પોતાના રાજ્યનાં બધાં સાધનો પોતાના એ ભવ્ય હેતુને બર આણવાના કામે વાપરવાની તકનો લાભ લઇ લીધો. એથી જ વેલ્સ સાહેબે અશોકના સંબંધમાં કહ્યું છે કે, "નેકનામદારો અને ખુદાવિંદો તથા શ્રીમંતો અને એવા એવા બીજા જે હજારો અને લાખો રાજાઓનાં નામ ઇતિહાસનાં પાનાંમાં ભરેલાં છે તે સૌમાં અશોક લગભગ એકલો જ તારાની માફક ઝળકી રહ્યો છે. વૉલ્ગાથી માંડીને જાપાન સુધી તેના નામને હજી માન મળે છે. હિંદુસ્તાને તેના પંથને છોડી દીધો છે તો પણ તે તેમ જ ચીન અને તિબેટ તેની મોટાઇની પરંપરા જાળવી રહ્યા છે. જેમણે કૉન્સ્ટંટાઇનનું કે શાર્લમેનનું નામ સાંભળ્યું હોય એવાં જીવંત માણસોની સંખ્યા તો થોડી જ હશે, પણ આજે અશોકને યાદ કરતાં જીવંત માણસોની સંખ્યા તો ઘણી વધારે છે."[1] અશોકની સરખામણી કોઇ રાજાની સાથે કરવી હોય તો, માત્ર એક જ રાજાની સાથે તેને સરખાવવો ન જોઇએ, પણ એ ને એ જ વખતે નિદાન ત્રણ રાજાઓની સાથે તેને સરખાવવો જોઇએ. કોપલ્સ્ટન સાહેબ કહે છે તેમ,[2] "બૌદ્ધપંથનો

---

૧. "આઉટલાઇન ઑફ હિસ્ટરી" (ઇતિહાસની રૂપરેખા), પૃ. ૨૧૨.

૨. "બુદ્ધીઝમ, પ્રિમિટિવ ઍંડ પ્રેઝન્ટ" ( બૌદ્ધપંથ : જૂનો અને નવો ), પૃ. ૧૬૬.

તે માત્ર કૉન્સ્ટંટાઇન ન હતો, પણ ગ્રીસને માટે બૌદ્ધપંથનો તે સિકંદર હતો; ‘કીર્તિ’ના બદલામાં ‘સેવા’ કરનારો તે નિઃસ્વાર્થી નેપોલિયન હતો.”

બૌદ્ધપંથના ઇતિહાસમાં એ પંથના સ્થાપક બુદ્ધ ભગવાનના સ્થાનની પછી અશોકનું જ સ્થાન આવે છે.[1] જે. એમ. મૅકફેઇલ સાહેબે કહ્યું છે તેમ,[2] અતિહાસિક વ્યક્તિ તરીકે માત્ર સેઈંટ પૉલની સાથે જ અશોકને યોગ્ય રીતે સરખાવી શકાય તેમ છે. ઇસુ ખ્રિસ્તનો ઉપદેશ આખી મનુષ્યજાતિને ઉદ્દેશીને અપાએલો હતો, એ વાત ખરી; પણ તેના અનુયાયીઓએ તેના ઉપદેશની સાર્વલૌકિકતાને આગ્રહપૂર્વક મહત્ત્વ આપ્યું ન હતું. તેના પરિણામમાં ખ્રિસ્તીધર્મ અવનત થઇને માત્ર સુધરેલો અને વધારે ઉદાર બીજો યાહુદીધર્મ બની ગયો હતો. તેને ઘેરી લેનાર જાતિબંધનોને અને સ્મૃતિબંધનોને તોડનાર પૉલ જ હતો. ખ્રિસ્તી ન હોય તેવા લોકોને દાખલ થવાનો માર્ગ મળી શકે તેટલા માટે ખ્રિસ્તીધર્મનાં દ્વાર ખુલ્લાં કરવાનો અભિપ્રાય તેના કેટલાક અનુયાયીઓ ધરાવતા હતા; પણ પૉલે કહ્યું કે, “ ના; કાંઇ પણ દ્વાર ન હોવાં જોઇએ—છે જ નહિ; કારણ કે, દિવાલ જ નથી. દરેક આંતરો તોડી પાડવામાં આવેલો છે. પરમેશ્વરની નજરે પડતા લોકોના દરેક બંધનને અને ભેદને તેમ જ તડને જડમૂળથી દૂર કરવામાં આવેલ છે. આપણા માથાની ઉપરના આકાશની માફક જ પરમેશ્વરનો પ્રેમ સર્વગ્રાહી છે. જે હવા આપણે લઇએ છીએ તે હવાની માફક જ તેની મહેરબાની મફત મળે છે.” તે જ પ્રમાણે અશોકના સમયમાં બૌદ્ધપંથ અવનત થઇને માત્ર સ્થાનિક (પ્રાંતિક) પંથ બની ગયો હતો જૂદાજૂદા પાષંડોના લોકોને એકબીજાના સિદ્ધાંતોની અને એકબીજાની માન્યતાઓની પ્રત્યે સહનશીલતા તથા માન રાખવાનો ઉપદેશ કરીને

---

૧. એ. રી. એ., ૨, ૧૨૭.

૨. “અશોક”, પૃ. ૮૫.

તેણે તેમની વચ્ચેના આંતરાને તોડી નાખ્યા હતા, અને એ રીતે સૌને સામાન્ય રીતે ગ્રાહ્ય થઇ રહે તેવા ધર્મના સારની વૃદ્ધિ તેણે સાધી હતી. આ બાબતમાં બૌદ્ધ "પિટકો"એ મેળવેલા સ્થાનના કરતાં વધારે ઊંચું સ્થાન અશોકે પ્રાપ્ત કર્યું હતું, એમાં તો કાંઇ જ શક નથી. સર્વ ઉપાસકોને બુદ્ધનો આ જ સંદેશ હતો; અને બૌદ્ધ-પંથની આ સાર્વલૌકિકતા જ અશોકે જોઇ લીધી હતી, અને તેના વિષે ભાર દઇને તે કહેતો હતો. વળી પૉલની માફક અશોક પણ નીતિના મહાબળમાં ખૂબ માનતો હતો. પોતાના પંથને આખી દુનિયાનો ધર્મ બનાવી દેવાના પ્રયત્નો કરવામાં તેણે કાંઇ કચાશ રાખી ન હતી. એ રીતે તે બૌદ્ધપંથનો માત્ર આશ્રયદાતા જ ન હતો પણ ખરેખરો અવતાર હતો. તે સામ્રાજ્યનો ઉપરિ હોઈ અખૂટ સાધનોનો ધણી હતો તેથી વધારે ઝડપથી વધારે દૃશ્ય પરિણામ તે સાધી શકયો હતો.

અશોકના કામથી હિંદુસ્તાનને શો લાભ થયો છે કે શી હાનિ થઈ છે, એનો તપાસ અને નિર્ણય આપણે ન કરી લઇએ ત્યાં સુધી તેના વિષેની આપણી ચર્ચા પૂરી કરી શકાય નહિ. આડકતરી રીતે હિંદુસ્તાનને પુષ્કળ લાભ થયો છે, એની ના તો કોઇથી કહી શકાશે નહિ. અશોકના ધર્મોપદેશના કાર્યથી બે મોટા લાભ થયા હતા, એમ આપણે જોઇ ગયા છીએ. તે વખતમાં આખો દેશ આર્યમય બની ગયો હતો, પણ જૂદાજૂદા પ્રાંતોની પોતપોતાની બોલીઓ હતી. ધર્મનો ફેલાવો કરવાના હેતુથી અશોકે કરેલા પરાક્રમના પરિણામમાં જુદાજૂદા પ્રાંતોની વચ્ચેનો અંતર્વ્યવહાર અનેક પ્રસંગે અને વધારે પ્રમાણમાં થવા લાગ્યો. જે ભાષા બધા પ્રાંતોમાં શીખાય અને સમજાય તેમ જ સામાજિક અને ધાર્મિક બાબતોમાં વિચારવિનિમયના માધ્યમ તરીકે વપરાય, એવી સર્વ-માન્ય એક ભાષાની જરૂર સૌને જણાઈ. તેના પરિણામમાં પાલિ-ભાષા અથવા 'શિલાલેખોની પ્રાકૃતભાષા' હિંદુસ્તાનની એકભાષા

તરીકે સ્વીકારાઇ છે.[1] મૂળે તો પ્રાકૃતભાષા કોઇ સ્થાનિક બોલી હશે. કેટલાક લોકો માને છે તેમ, તે ઊભી કરેલી બનાવટી ભાષા ન હતી. ઘણુંકરીને તે પાછળથી 'મહારાષ્ટ્રી' કહેવાતી પ્રાકૃત–ભાષાની માતા હતી. આખા હિંદુસ્તાનને માટે એકભાષા તરીકે તે સ્થપાઇ ત્યારે સામાજિક અને ધાર્મિક લખાણો તેમ જ ધાર્મિક પુસ્તકો પણ પાલિભાષામાં લખાવા લાગ્યાં. મૂળે તો બૌદ્ધ ધર્મગ્રંથો માગધી ભાષામાં લખાયા હશે; પણ આ નવીન એકભાષા ઊભી થઈ ત્યારે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધીના લોકો એ ગ્રંથો વાંચીને સમજી શકે તેટલા માટે પાલિભાષામાં તેમનાં ભાષાંતર કરાવવામાં આવ્યાં. સરકારી લખાણો અને ધર્મદાનની નોંધો પણ એ ભાષામાં લખાવા લાગ્યાં. બૌદ્ધપંથનો પ્રચાર કરવાના હેતુથી અશોકે કરેલા લગભગ દૈવી પરાક્રમના આડકતરા પરિણામ તરીકે હિંદુસ્તાનને મળેલો આ લાભ અલબત્ત મોટો હતો. અશોકની એ પ્રવૃત્તિનું બીજું પરિણામ એ આવ્યું કે, હિંદુસ્તાનની કળાને ખૂબ ઉત્તેજન મળ્યું.[2] તેના પોતાના સમય સુધીના સ્થાપત્યમાં માત્ર લાકડાનો ઉપયોગ થતો; પણ તેણે જ પથ્થરનો ઉપયોગ કરવાની શરૂઆત કરી. કડિયાની કળા અને તેનો ઉપયોગ તો લાંબા સમયથી હયાતી ધરાવતાં આવ્યાં હતાં. પોતાની ધર્મલિપિઓને ચિરસ્થાયી બનાવવાનો વિચાર પ્રથમ તેને થઇ આવ્યો ત્યારે પોતાનો હેતુ બર લાવવાના કામે કડિયાની કળાનો ઉપયોગ કરી લેવાનો ઠરાવ તેણે કર્યો. તેના પરિણામમાં એક જ પથ્થરના બનેલા જંગી થાંભલાઓ ઊભા થયા તથા મોટી શિલાઓના ઉપર લેખો લખાયા અને પથ્થરમાંથી મોટાં મોટાં મંદિરો કોતરાયાં. એ મંદિરો મોટા ને મોટા કદનાં થતાં ગયાં એટલું જ નહિ, પણ તે વધારે ને વધારે કળામય બનતાં ગયાં; અને તેના પરિણામમાં હિંદુસ્તાનમાં એટલાં બધાં

---

૧. જુઓ પૃ. ૧૯૫ અને આગળ.

૨. જુઓ પૃ. ૧૯૩ અને આગળ.

મંદિરો ઠેકઠેકાણે ઊભાં થયાં છે કે, દુનિયાની અજાયબીઓ પૈકીની એક અજાયબી તરીકે તેમને યોગ્ય રીતે માનવામાં આવે છે.

મનુષ્યોની તેમ જ પ્રાણીઓની પ્રત્યે ભ્રાતૃભાવ રાખવો : એ આદર્શ રજૂ કરીને અશોકે મનુષ્યજાતિને પોતાનો હિસ્સો આપેલો છે, એમ આપણે જોઇ ગયા. વળી, તેના ધર્મોપદેશના કાર્યના પરિણામમાં આપણા દેશને જે બે મોટા લાભ થયા છે તે પણ આપણે જોઇ ગયા. હવે સ્વાભાવિક રીતે એવો પ્રશ્ન થાય છે કે, અશોકના પરાક્રમથી હિંદુસ્તાનને સીધી રીતે અસર થઇને હિંદુસ્તાનના લોકોની બુદ્ધિ જૂદા રૂપે ઘડાઇ હતી કે કેમ? એ સવાલનો જવાબ આપવાનો પ્રયત્ન હવે આપણે કરશું. એ સમયના હિંદુસ્તાનની વિગતવાર સમાલોચના આપણે કરશું તો આપણને જણાશે કે, ઐહિક પ્રગતિની દિશામાં કામ કરી રહેલાં બળની અને આધ્યાત્મિક વિકાસ કરાવનારાં બળની વચ્ચે હિંદુ સંસ્કૃતિ પોતાની સંપૂર્ણાશે સમતોલ સ્થિતિ જાળવી રહી હતી; પણ પોતાના આદર્શને પાર પાડવાના હેતુથી અશોક જે અવિરત ઉત્સાહ દાખવી રહ્યો હતો અને અવિરત પરિશ્રમ કરી રહ્યો હતો તેને લઇને ઉક્ત સમતોલપણું ડગમગી ગયું હતું. તેના પરિણામમાં હિંદુ સંસ્કૃતિનું ઐહિક તત્ત્વ તેના આધ્યાત્મિક તત્ત્વને એટલું બધું વશ થઇ ગયું કે, તે સંસ્કૃતિ તુરત જ પ્રગતિ કરતી બંધ પડી ગઇ, અને તે નાબૂદ ન થઇ તો પણ અવનત તો થઇ જ.

ઉપલો અભિપ્રાય કદાચ વિચિત્ર લાગશે; અને તેમાં અતિશયોક્તિ પણ કોઇને જણાશે. પરંતુ અશોકના સમય સુધીમાં વિકસિત થએલું સાહિત્ય શું બતાવી આપે છે? અશોકના સમયમાં જાણીતા વેદગ્રંથોના અને બૌદ્ધગ્રંથોના અભ્યાસના પરિણામમાં આપણે શો નિર્ણય કરી શકીએ છીએ? સ્વર્ગસ્થ અધ્યાપક મૅક્સમ્યુલરના અને અધ્યાપક બ્લુમફીલ્ડના જેવા વિદ્વાનોએ ખાસ કરીને વેદના સમયના આવા ગ્રંથોનો કાળજીપૂર્વક અને વિગતવાર અભ્યાસ કરીને

શા અભિપ્રાય દર્શાવ્યા છે? પ્રથમ તો મૅકસમ્યુલર સાહેબનું કથન આપણે તપાસશું. તે કહે છે[1] કે, "પ્રજાકીયતાની ભાવનાનું ભાન હિંદુને કદિ પણ ન હતું, અને પ્રજાનાં વખાણની આશાથી તેનું હૈયું કદિ પણ ધબકી ઊઠતું ન હતું......માત્ર ધર્મના અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં જ હિંદુનું મન સ્વચ્છંદે કામ કરી રહ્યું હતું; અને હિંદુસ્તાનમાં ધાર્મિક તથા આધ્યાત્મિક વિચારોએ જેટલાં ઊંડાં મૂળ ઘાલેલાં છે તેટલાં ઊંડાં મૂળ બીજા કોઇ પણ દેશમાં ઘલાએલાં નથી. હિંદુ-પ્રજા તત્ત્વજ્ઞાનીઓની પ્રજા હતી......એકંદરે જોતાં, જ્યાં આત્માના આંતર જીવને આખી પ્રજાની વ્યાવહારિક શક્તિઓને સંપૂર્ણાંશે વશ કરી નાખી હોય અને જે ગુણોને લઇને પ્રજા ઇતિહાસમાં પોતાનું સ્થાન મેળવી લે છે તે ગુણોનો નાશ જ્યાં થઇ ગયો હોય એવા બીજા કોઇ પણ દેશનો દાખલો ઇતિહાસ પૂરો પાડતો નથી." અધ્યાપક બ્લુમફીલ્ડનો અભિપ્રાય પણ એવો જ છે. તે કહે છે[2] કે, "હિંદુસ્તાનના ઇતિહાસની શરૂઆત થઇ ત્યારથી ધાર્મિક સંસ્થાઓ પ્રજાના ચારિત્ર્યના ઉપર અને વિકાસના ઉપર જેટલો અમલ ચલાવે છે તેટલો અમલ દુનિયાના બીજા કાઇ દેશમાં તેઓ ચલાવતી નથી......આ રૂઢિગત અને ચોક્કસ વ્યવસ્થા આચારમાં સર્વ સમયે પૂર્ણાંશે જળવાતી ન હતી તો પણ એટલું તો કબૂલ કરવામાં આવે છે કે, જીવન મુખ્યત્વે કરીને એકાકી ધર્મયાત્રા છે, અને ધ્યેય માત્ર આત્મમોક્ષ છે. રાષ્ટ્રના હિતને અને પ્રજાના વિકાસને આવી યોજનામાં કાંઇ પણ સ્થાન નથી. જાણીજોઇને નહિ તો પણ આચારમાં તો એ બન્ને બાબતોને ગણત્રીમાં જ લેવામાં આવેલી નથી, અને તેથી હિંદુસ્તાનના પ્રજાકીય ચારિત્ર્યમાં તેવા પ્રકારની ખોટ રહી ગઇ છે." હિંદુઓના મનના વલણને લગતો આવો અભિપ્રાય ઉક્ત બે વિદ્વાનો-

---

૧. હિ. એ સં. લિ., પૃ. ૩૦-૩૧.

૨. "ધી રીલિજિયન ઑફ ધી વેદ" (વેદધર્મ), પૃ. ૪-૫.

એ દર્શાવ્યો છે. તેઓ એમ માને છે કે, હિંદુસ્તાનના લોકોની બુદ્ધિએ ધર્મનો અને તત્ત્વજ્ઞાનનો વિકાસ કરવાનું જ કામ સાધ્યું છે. તેણે પ્રજાત્વની ભાવના જાગૃત કરી નથી એટલું જ નહિ, પણ રાષ્ટ્રના વિચારને પણ તેણે ઉત્પન્ન કર્યો નથી. આપણે ટૂંકામાં કહીએ તો, હિંદુસ્તાને રાજનીતિશાસ્ત્રમાં કાંઇ પણ ફાળો આપ્યો નથી, અને તેથી દુનિયાના રાજકીય ઇતિહાસમાં તેને કાંઇ પણ સ્થાન નથી. હિંદુસ્તાનના લોકોના ચારિત્ર્યના આ અંદાજમાં કાંઇક સત્ય સમાએલું છે ખરૂં. તેમ છતાં પણ તે અભિપ્રાય માત્ર અમુક અંશે જ ખરો છે. મૅકસમ્યુલર સાહેબે અને બ્લુમફીલ્ડ સાહેબે પોતાના અભિપ્રાય પ્રથમ જાહેર કર્યા ત્યારે તો તેમનું કહેવું ખરૂં હતું. પરંતુ ત્યારપછી તો કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર" મળી આવેલું છે, અને વિદ્વાનો તેનો અભ્યાસ કરી શકે છે. હિંદુઓએ પોતાના રાજનીતિશાસ્ત્રને અધ્યાત્મવિદ્યાના અને આધ્યાત્મિક વાતાવરણથી અલગ રાખ્યું નથી તેમ જ જ્ઞાનની સ્વતંત્ર શાખા તરીકે રાજનીતિ-શાસ્ત્રની સ્થાપના કરી નથી, એ મતને હવે સ્વીકારી શકાય તેમ નથી; કારણ કે, કૌટિલ્ય આપણને કહે છે તેમ, તેના પોતાના સમય સુધીમાં રાજનીતિશાસ્ત્રના નિદાન ચાર સંપ્રદાયો જાણીતા થયા હતા, અને કોઇ પણ સંપ્રદાયની સાથે કોઇ પણ જાતનો સંબંધ ન ધરાવતા નિદાન સાત સુપ્રસિદ્ધ લેખકો થઇ ગયા હતા. વળી, તેના સમયમાં કયી કયી વિદ્યાઓ પ્રચલિત હતી? "અર્થશાસ્ત્ર" માં કહ્યું છે તેમ, 'આન્વીક્ષકીવિદ્યા' (તત્ત્વજ્ઞાન) તથા 'ત્રયી'(અધ્યાત્મવિદ્યા) તેમ જ 'વાર્તા' (અર્થશાસ્ત્ર) અને 'દંડનીતિ' (રાજનીતિશાસ્ત્ર) તે સમયમાં પ્રચલિત હતી. રાજનીતિશાસ્ત્રને તત્ત્વજ્ઞાનથી તથા અધ્યાત્મવિદ્યાથી જૂદું પાડીને જ્ઞાનની સ્વતંત્ર શાખા તરીકે સ્થાપવામાં આવ્યું હતું, એ વાત આથી સ્પષ્ટ નથી થતી શું? અલબત્ત, એ વાત સ્પષ્ટ થાય છે જ. પરંતુ એટલાથી જ બસ નથી. એક સંપ્રદાયે (બાર્હસ્પત્યોએ) તો એમ પણ કહ્યું છે કે, બધી

વિદ્યાઓ રાજનીતિશાસ્ત્રમાં સમાઇ જાય છે, અને રાજનીતિશાસ્ત્ર જ ખરેખરી વિદ્યા છે. આ વાત એમજ સ્પષ્ટ કરી આપે છે કે, મૌર્યસત્તાનો ઉદય થયો તેના પહેલાં હિંદુઓએ જેટલી હિંમતથી તથા ચપળતાથી અધ્યાત્મવિદ્યાને અને તત્ત્વજ્ઞાનને ખેડયાં હતાં તેટલી જ હિંમતથી અને ચપળતાથી રાજનીતિશાસ્ત્રને પણ ખેડયું હતું, અને પાછળથી ધર્મે અને અધ્યાત્મવિદ્યાએ રાજનીતિશાસ્ત્રના ઉપર સ્થાન લીધું હતું તો એક કાળે અધ્યાત્મવિદ્યાની ખુલ્લેખુલ્લી હાંસી થઇ હતી એટલું જ નહિ, પણ માત્ર રાજનીતિશાસ્ત્ર જ ખરેખરી વિદ્યા તરીકે ગણાઇ ગયું હતું. કૌટિલ્યના સમયના પહેલાંના વખતમાં હિંદુઓએ રાજનીતિશાસ્ત્રમાં કેટલો ફાળો આપેલો, એની ચર્ચાને અહીં સ્થાન નથી; પણ કૌટિલ્યના "અર્થશાસ્ત્ર"નો અભ્યાસ જેમણે કર્યો છે તેમને કહેવાની જરૂર રહેતી નથી કે, આંતરરાષ્ટ્રીય કાયદાને લગતા ખૂબ આગળ વધેલા વિચારની સાથેસાથે રાષ્ટ્રને લગતો ચોક્કસ ખ્યાલ પણ હિંદુઓએ વિકસાવ્યો હતો. રાજનીતિશાસ્ત્રની સાથેસાથે 'વાર્તા' (અર્થશાસ્ત્ર) નામક વિદ્યાને પણ હિંદુઓએ વિકસાવી હતી. "ખેતી તથા ઢોરઊછેર અને વ્યાપાર": એ ત્રણની સાથે અર્થશાસ્ત્રનો સંબંધ હતો, અને રાજનીતિશાસ્ત્રના કામે અર્થશાસ્ત્રનો ઉપયોગ છૂટથી થતો હતો.

'રાજનીતિશાસ્ત્ર' નામક ખાસ વિદ્યાનો વિચાર હિંદુઓને આવેલો અને જેમાં કૌટિલ્યે પણ વધારા કરેલા એવા અનેક વિવિધ વિચારો અને સિદ્ધાંતો તેમણે વિકસાવેલા તો પણ કૌટિલ્યે પોતાનો ગ્રંથ લખ્યો ત્યાર પછી તુરત જ એ બધાની પ્રગતિ એકદમ અટકી પડેલી લાગે છે. અર્થશાસ્ત્રના વિષયને લગતો કોઇ નવો વિચાર આપતો કે તેમાં વિશેષ પ્રગતિ કરાવનારો એક પણ ગ્રંથ કૌટિલ્યના સમયની પછી લખાએલો જાણવામાં નથી, એ હકીકત ઉપલી વાતની સાક્ષી પૂરે છે. ખરૂં જોતાં કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"

મોટા ભાગે સારસંગ્રહના જેવો ગ્રંથ છે તો પણ કૌટિલ્યના પોતાના સમય સુધીમાં લખાઇ પ્રસિદ્ધ થએલાં રાજનીતિશાસ્ત્રવિષયક આધારભૂત પુસ્તકોને તે ગ્રંથ ટપી ગયો લાગે છે. "કામસૂત્ર"ના લેખક વાત્સ્યાયને અને "યાજ્ઞવલ્કયસ્મૃતિ"ના લેખકે કૌટિલ્યના વિચારો તેમ જ તેના પારિભાષિક શબ્દો પોતપોતાના ગ્રંથમાં વાપર્યા છે. બાણે અને દંડીએ પોતપોતાના ગ્રંથોમાં કૌટિલ્યનો જે ઉલ્લેખ કરેલો છે તે તો આપણી ખાત્રી કરી આપે છે કે, એ એ લેખકોના સમયના રાજાઓને કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર" નામક ગ્રંથ બહુ પ્રિય થઇ પડયો હતો.[1] પરંતુ આ ગ્રંથ પણ અતિ ઘણો મોટો લાગ્યો તેથી કરીને કામંદકે તેને વધારે સાદા અને ટૂંકા રૂપમાં રજૂ કરવાનું કામ ઊપાડી લીધું. માત્ર કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"નો જ અભ્યાસ તે સમયમાં સામાન્ય રીતે થતો ન હોત તો કામંદકે આ કામ ઊપાડી લીધું જ ન હોત. હિંદુ–રાજનીતિ-શાસ્ત્રને લગતા આપણા જ્ઞાનમાં વધારો કરે એવું એક પણ પુસ્તક કૌટિલ્યના સમયની પછી લખાયું નથી. દેખીતી રીતે કૌટિલ્યના સમયની પછી આ વિદ્યાએ કાંઇ પણ પ્રગતિ કરી હોય એમ લાગતું નથી. તે પોતે ખૂબ આગળ વધે અને આપણા રાજકીય આચારવિચારને ખૂબ આગળ વધારે એવી આશા હતી તે જ વખતે તે વિદ્યા લગભગ નષ્ટ થઇ ગઇ. બિંબિસારના રાજકાળમાં ત્રિહારમાં આવેલું મગધનું નાનું રાજ્ય વધી જઇને ચંદ્રગુપ્તના રાજકાળમાં હિંદુકુશથી માંડીને તામિલ–દેશની સરહદ સુધીનું મગધનું

---

૧. શ્રીયુત આર. શામાશાસ્ત્રીએ અંગ્રેજી ભાષાંતરરૂપે પ્રસિદ્ધ કરેલા "કૌટિલ્યકૃત અર્થશાસ્ત્ર"ની પ્રસ્તાવના જુઓ; કે. વી. રંગસ્વામી આયંગર-કૃત "કન્સિડરેશન્સ ઑફ સમ ઍસ્પેકટસ ઑફ એન્શિયંટ ઇંડિયન પૉલિટી" (પ્રાચીન હિંદુ–રાજનીતિશાસ્ત્રની કેટલીક બાબતોનો વિચાર), પૃ. ૧૯ અને આગળ જુઓ. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર" બહુ પાછળના સમયનો ગ્રંથ છે, એવું સાબીત કરનારો કોઈ સબળ પૂરાવો હજી સુધી બહાર આવ્યો નથી.

સામ્રાજ્ય બની ગયું હતું, એ આપણે જાણીએ છીએ. કલિંગદેશને જીતીને પોતાના રાજ્યની સાથે જોડી દઇને અશોકે બિંબિસારથી શરૂ થએલા આ કેંદ્રગામી બળને થોડા વખત સુધી પુષ્ટિ આપી હતી.[1] ધર્મના વિચારે અશોકના મનને ઘેરી લીધું ન હોત અને એ રીતે તેને પૂરેપૂરો બદલી નાખ્યો ન હોત તો મગધનો અભેદ્ય સૈનિક જુસ્સો ફાટી નીકળતાં અને તેની રાજશાસનકળા ઝળકી ઊઠતાં તામિલ–રાજ્યોના ઉપર તેમ જ હિંદુસ્તાનની છેક દક્ષિણદિશાએ આવેલા તામ્રપર્ણીના ઉપર ચઢાઇ કરીને તેમને કબજે કરવામાં આવ્યાં હોત એટલું જ નહિ, પણ ભારતવર્ષની પેલી બાજુએ જઇને રોમના સામ્રાજ્યના જેવું સામ્રાજ્ય સ્થાપ્યા વગર મગધરાજને જંપ વળ્યો ન હોત. અશોકના સમયની પહેલાંના લાંબા કાળથી જ હિંદુસ્તાન આર્યમય બનતો આવ્યો હતો. ગ્રીસની પ્રજા ન હોય એવા લોકો ગ્રીસના લોકો બનતા તેવી જ રીતે આપણા દેશના વિવિધ લોકો આર્ય બનતા. લગભગ આખા હિંદુસ્તાનમાં આર્ય-ભાષા અને આર્યજીવન ઓતપ્રોત થઇ ગયાં હતાં, અને એકભાષા બનેલી પાલિભાષા પણ સ્વીકારાઇ હતી. જૂદીજૂદી હિંદુ–જાતિઓને એકત્ર કરીને રાષ્ટ્રીય કે સાર્વભૌમ પ્રજા ઊભી કરવાને માટે જે તત્ત્વો જરૂરનાં હતાં તે તત્ત્વો તો હયાત હતાં જ. એ કામ સાધવાને માટે માત્ર રાજકીય સ્થિરતા–સર્વસામાન્ય રાજકીય એકતા–ની જરૂર હતી. અશોકે પોતાના પુરોગામી રાજાઓની નીતિને ચાલૂ રાખીને બિંબિસારે દાખલ કરેલા કેંદ્રગામી બળને મદદ કરી હોત તો તેની પોતાની જબરી શક્તિના પરિણામમાં અને રાજ્યવ્યવસ્થાને લગતી તેની પોતાની બુદ્ધિને લઇને તે મગધના સામ્રાજ્યને ખરેખર દૃઢ બનાવી શકત અને ઉક્ત રાજકીય સ્થિરતા સ્થાપી શકત; પણ

---

૧. શ્રીયુત હેમચંદ્ર રાયચૌધરીકૃત "પોલિટિકલ હિસ્ટરી ઑફ એન્શિયંટ ઇંડિયા' (પ્રાચીન હિંદુસ્તાનનો રાજકીય ઇતિહાસ), પૃ. ૧૬૪ અને આગળ; પૃ. ૧૮૨–૧૮૩.

કલિંગની લડાઇની પછી તુરત જ- એટલે કે, જે રાજાઓને અશોકને મળેલી તકના જેવી તક મળી હતી અને તેને મળેલાં સાધનોના જેવાં સાધનો પણ મળ્યાં હતાં તે રાજાઓ જે બનાવને લઇને સાર્વભૌમ-સત્તા સ્થાપવાને પ્રેરાયા હોત તે બનાવની પછી તુરત જ- અશોકે તો પરદેશીય રાજનીતિને લગતી જૂદી જ પદ્ધતિ અમલમાં આણી. ત્યારપછીથી લડાઇના વિચારને જ અશોકે ગર્હ્ય ગણ્યો હતો. આપણે અગાઉ વાંચી ગયા છીએ તેમ, કલિંગની લડાઇનું વર્ણન કરતાં અશોક કહે છે કે, લડાઇમાં પડતા દુઃખના એકસોમા તો શું પણ એકહજારમા ભાગનું દુઃખ પણ લોકોને ફરીથી પડે તો તેથી તેને પોતાને અતિશય શોક થાય. તેથી કરીને સાનંદ સંતોષ દર્શાવતાં અન્યત્ર તે કહે છે કે, ભેરિઘોષનું સ્થાન ધર્મઘોષે લીધું છે. પરંતુ કલિંગની લડાઇનો ઉલ્લેખ કરવામાં અશોકનો કાંઇક ઊંડો હેતુ રહેલો છે. તે સીધેસીધી રીતે કબૂલ કરે છે કે. તેણે પોતે ભૂમિ-વિજયના વિચારનો ત્યાગ કરેલો છે અને ધર્મવિજયના વિચારનો સ્વીકાર કરેલો છે. તે કહે છે તેમ, આવો ધર્મવિજય પ્રેમથી અને શુભેચ્છાથી બધા સરહદી પ્રાંતોમાં મેળવી શકાય છે; અને તેણે તો તેવો ધર્મવિજય મેળવ્યો પણ છે. આ નવીન નીતિ માત્ર દર્શાવીને જ તેણે સંતોષ માન્યો નથી. તે તો વધારામાં એમ પણ કહે છે કે, તેના પુત્રોએ અને પૌત્રોએ તેમ જ સર્વ વંશજોએ ભૂમિવિજયની તૃષ્ણાનો ત્યાગ કરવો જોઇએ. ભૂમિવિજયનું સ્થાન ધર્મવિજયે લીધું તેના પરિણામમાં આધ્યાત્મિક ઉન્નતિ થઇ તો પણ રાજકીય અવનતિ થવા પામી. અલબત્ત, એથી શાંતિપ્રિયતા પોષાઇ અને આત્મવિકાસની ધૂન લાગી, અને તે તત્ત્વો હિંદુના ચારિત્ર્યમાં તન્મય બની ગયાં. પહેલેથી જ આધ્યાત્મિક વૃત્તિ ધરાવતો હિંદુ એથી કરીને વધારે આધ્યાત્મિક વૃત્તિ ધરાવતો થયો; પરંતુ તેના પરિણામમાં લડાયક વૃત્તિને માટે અને રાજકીય મહત્તાને માટે તેમ જ ઐહિક હિતસુખને માટે વિરોધ ઉત્પન્ન થયો હોવો જોઇએ ખરો. ખાસ કરીને

કૌટિલ્યના સમયની પછીના જે સમયે મગધનું સામ્રાજ્ય રાષ્ટ્રીયત્વની ભાવના ઉત્પન્ન કરીને હિંદુસ્તાનને ઉચ્ચ રાજકીય કોટીએ પહોંચાડે એવી આશા રખાતી હતી તે સમયે રાજનીતિશાસ્ત્રની અને રાજકારણની પ્રગતિને એકાએક બંધ પડી ગએલી આપણે જોઇએ છીએ તેનું કારણ આ જ હોવું જોઇએ. મધ્યસ્થ રાષ્ટ્રને લગતી અને સાર્વભૌમ સત્તાને લગતી હિંદુઓની અભિલાષા અશોકના નવીન દૃષ્ટિબિંદુથી તદ્દન છિન્નભિન્ન થઇ ગઇ. તેની નીતિનાં પરિણામ તેના મરણની પછી તુરત જ દેખાવા લાગ્યાં. આપણા દેશના વાયવ્યકોણની સરહદે ઘનઘોર વાદળ ઘેરાવા લાગ્યાં. તેના મૃત્યુની પછી પૂરાં પચીસ વર્ષ પણ વીત્યાં નહિ ત્યાં તો મૌર્ય–સામ્રાજ્યના વાયવ્યકોણની સરહદે આવી રહેલા હિંદુકુશને ઓળંગીને બૅક્ટ્રિયાના ગ્રીસવાસીઓ એક કાળના સબળ સામ્રાજ્યને તોડી પાડવાના પ્રયત્ન કરવા લાગ્યા. સિકંદરની સરદારીની નીચે પણ ગ્રીસવાસીઓ મગધના લશ્કરથી કેટલા બધા બીતા હતા, એ આપણે સારી પેઠે જાણીએ છીએ. માત્ર લડાઇઓ કરીને તેઓ એકેમીનિયન લોકોના વિસ્તૃત સામ્રાજ્યનાં ફનાંફાતિયાં કરી શકયા હતા; પણ તેઓ હિંદુસ્તાનમાં દાખલ થયા ત્યારે તો અનેક લડાઇઓ કરવાની ફરજ તેમને પડી, અને તેમનો ખુદ સરદાર સિકંદર એક પ્રસંગે ઘવાઇને લગભગ મરણતોલ થઇ પડયો. અલબત્ત, ગ્રીસવાસીઓ જબરા અને બહાદુર લડવૈયા હતા. થોડીક મુશ્કેલી વેઠીને પણ તેઓ અનેક હિંદુ–જાતિઓને તેમ જ પંજાબના રાજા પોરસને પણ જીતી લઇ શકયા હતા. પરંતુ, પ્લુટાર્ક કહે છે તેમ, પોરસની સાથે થએલી લડાઇથી મૅસીડોનિયાના લોકોની હોંસ એટલી બધી ભાંગી પડી— અને હિંદુસ્તાનમાં આગળ કૂચ કરવાને તેઓ એટલા બધા નાખુશ થઇ ગયા— કે, ગંગા નદીને ઓળંગી જઇને મગધના લશ્કરની સામે થવાનો આગ્રહ સિકંદરે કર્યો ત્યારે તેમણે બેધડક ના પાડી.[૧] મૅસીડોનિયાનો

૧. મૅક્ક્રિંડલકૃત "એન્શિયંટ ઇંડિયાઃ ઈટ્સ ઈન્વેઝન બાય ઍલેક-

રાજા સિકંદર ખૂબ અકળાયો અને ગુસ્સે થયો; પણ તેણે પાછા ફરવું પડયું. મૅસીડોનિયાના લોકોના મનમાં મગધના લશ્કરે આવી બીક પેસાડી દીધી હતી. પરંતુ એમ લાગે છે કે, અશોકે ધર્મપ્રચારને લગતી જે નવીન પરદેશીય રાજનીતિ શરૂ કરી હતી તેના પરિણામમાં વસ્તુસ્થિતિ એકદમ બદલાઇ ગઇ, અને સિકંદરની સરદારીની નીચે પણ મગધના લશ્કરથી તોબા પોકારી ગએલા એ ને એ ગ્રીસવાસીઓ પછીથી હિંદુસ્તાનના ઉત્તરભાગમાં વિજય મેળવી શકયા, અને મગધના સામ્રાજ્યનાં ફનાંફાતિયાં તેમણે ઉડાવી દીધાં.

પરંતુ આટલેથી જ બસ નથી. પોતાની પરદેશીય રાજનીતિ અશોકે બદલી તેના પરિણામમાં તેના પોતાના મરણની પછી તુરત જ ગ્રીસવાસી લોકો આપણા દેશમાં ઘુસ્યા તેથી કરીને શક અને પલ્લવ તેમ જ કુશન અને હૂણ તથા ગુર્જર વગેરે લોકોને પણ હિંદુસ્તાનમાં ઘુસવાને માટેનો રસ્તો મળી આવ્યો. ઇસ્વી સનની છઠ્ઠી સદી સુધી તો એ લોકો આપણા દેશમાં ઘુસતા રહ્યા, અને માત્ર શુંગવંશના અને ગુપ્તવંશના રાજાઓ સિવાયના બીજા બધા દેશી રાજાઓની રાજસત્તાને તેમણે દાબી દીધી. આ બધી પરદેશી જાતિઓ હિંદુસ્તાનમાં વસવાટ કરી રહી ત્યારપછી તુરત જ હિંદુ બની ગઇ, એ વાત ખરી; પણ મુસલમાનોનો ઉદય થયો ત્યાં સુધી તો આ પરદેશીઓએ આપણા દેશમાંની રાજકીય સત્તાને લગભગ એકહથ્થુ કરી લીધી, એની ના કોઇથી કહી શકાશે નહિ. રાજકીય બાબતોમાં ઉત્પાદનશક્તિ ધરાવનારી હિંદુઓની બુદ્ધિ એ રીતે મંદ પડી ગઇ, અને છેવટે તેનો વિનાશ થયો; અને એક કાળે સાર્વભૌમ સત્તા સ્થાપવાની જે આશા આપણા દેશના લોકોને હતી તે આશા કેવળ સ્વપ્નરૂપ નીવડી.

---

ઝાંડર ધી ગ્રેઈટ" (પ્રાચીન હિંદુસ્તાન : મહાન સિકંદરે તેના ઉપર કરેલી ચઢાઇ), પૃ. ૩૧૦.

અશોકની ધર્મોપદેશવિષયક પ્રવૃત્તિના પરિણામમાં આપણા દેશના લોકો રાષ્ટ્રત્વ અને રાજકીય મહત્ત્વ વીસરી ગયા છે તો પણ હિંદુ–સમાજના પાયારૂપ ભ્રાતૃભાવ અને જીવદયા તો તેમને અલબત્ત મળ્યાં છે. અશોકની ઉક્ત પ્રવૃત્તિના પરિણામમાં રાજનીતિશાસ્ત્રની પ્રગતિ એકાએક અટકી પડી, અને ધર્મે તથા તત્ત્વજ્ઞાને હિંદુના મગજનો કબજો વધારે ને વધારે પ્રમાણમાં લેવા માંડયો: એ વાત ખરી છે. તેમ છતાં પણ દુનિયાદારીની રસિકતાની પ્રત્યે હિંદુઓનું મન છેક જ વિરોધી અને બેદરકાર બની ગયું, અથવા વ્યાપારની કે ઉદ્યોગની નજરે હિંદુસ્તાનનું મહત્ત્વ ઘટી ગયું : એમ આપણે માની બેસવાનું નથી. એકંદરે જોતાં આ રીતે હિંદુસ્તાનને લાભ થયો છે કે ગેરલાભ થયો છે, એ તો જૂદાજૂદા લોકો પોતપોતાના સ્વભાવને અનુસરીને નક્કી કરી લેશે. પરંતુ એટલું તો ચોક્કસ છે કે, બૌદ્ધસમ્રાટ અશોકે ધર્મોપદેશને લગતી જે પ્રવૃત્તિ આદરી હતી તેના પરિણામમાં દુનિયાને પુષ્કળ લાભ થયો છે, અને દૂરદૂરના પૂર્વદેશોના બૌદ્ધપંથને ધર્મ તથા તત્ત્વજ્ઞાન તમ જ હિંદુ–સંસ્કૃતિની અન્ય મહત્ત્વની ખાસિયતો તેણે પૂરાં પાડયાં છે એટલું જ નહિ, પણ થેરાપ્યુટીના અને એસેનીસના પંથોના ઉપર તેમ જ શરૂઆતના કાળના અને મધ્યયુગના ખ્રિસ્તીધર્મના ઉપર તેણે ઘણી અસર કરી છે.



# આઠમું પ્રકરણ.



## અશોકની ધર્મલિપિઓ.

### (૧) સ્થળનિર્દેશ વગેરે.



## શિલાલેખો

### (ક) ચૌદ મુખ્ય શિલાલેખો.

અશોકની ધર્મલિપિઓ શિલાઓના ઉપર કે પથ્થરના થાંભલાઓના ઉપર અથવા ગુફાઓમાં કોતરવામાં આવેલી છે. પ્રથમ તો આપણે તેના "ચૌદ મુખ્ય શિલાલેખો"નો વિચાર કરશું. અનુક્રમસર ચૌદ જૂદા જૂદા લેખોના ઉક્ત સંગ્રહની નકલો સહજ પાઠફેરની સાથે અને બોલીઓની ખાસિયતોની સાથે જૂદાં જૂદાં સાત સ્થળેથી મળી આવેલી છે. આપણે આપણા દેશના વાયવ્યકોણથી શરૂઆત કરશું. વાયવ્યકોણના સરહદી પ્રાંતોમાંના પેશાવર જિલ્લાના યુસુફઝાઇ મહાલમાં પેશાવરથી ઇશાનખૂણે આશરે ૨૦ ગાઉ દૂર આવેલા શાહબાઝગઢીમાંથી ઉક્ત લેખોની એક નકલ મળી આવેલી છે. 'જનરલ કોર્ટ' સાહેબે સૌના પહેલાં તેના તરફ આપણું ધ્યાન ખેંચ્યું હતું. એ નકલ કપુર્દગઢીની બાજુમાં છે, એવું કોર્ટ સાહેબે કહેલું તેથી કરીને શરૂઆતમાં તે કપુર્દગઢીની નકલ કહેવાતી હતી. પરંતુ કપુર્દગઢી તો એક ગાઉના જેટલું દૂર છે; અને અશોકના લેખવાળી શિલા તો તેનાથી વધારે મોટા શાહબાઝગઢી ગામની હદમાં જ તેનાથી પાએક ગાઉના જેટલી દૂર પડેલી છે. શાહબાઝગઢી ગામની તરફ પોતાની પશ્ચિમદિશાની બાજુ ધરી રહેલી ટેકરીના ઢોળાવના ઉપર ૨૬$\frac{2}{3}$ વારની ઊંચાઇએ આવી રહેલી, ૮ વારની લંબાઇની અને ૩$\frac{1}{3}$ વારની ઊંચાઇની તથા ૩$\frac{1}{3}$ વારની જાડાઇની

શિલાની પૂર્વદિશાની તેમ જ પશ્ચિમદિશાની બાજુએ અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના બારમા લેખ સિવાયના બાકીના બીજા લેખો કોતરવામાં આવેલા છે. એ નકલોમાંનો બારમો શિલાલેખ છેક ઇ. સ. ૧૮૮૯ માં સ્વર્ગસ્થ સર હેરૉલ્ડ ડીનને જડી આવ્યો હતો. ઉપલી શિલાથી પચાસેક વારના જેટલી દૂર પડેલી બીજી શિલાના ઉપર તે લેખ કોતરવામાં આવેલો છે. 'શાહબાઝગઢી' નામ તો હમણાંનું છે. પણ હાલના ગામની જગ્યાએ મૂળે બહુ જૂનું અને વિસ્તારવાળું શહેર વસેલું હોવું જોઇએ. કનિંગહામ સાહેબ કહે છે તેમ, ત્યાં "વેસ્સંતર–જાતક"વાળું પ્રાચીન બૌદ્ધતીર્થ પો–લુ–ષ (યુઆન શ્વાંગ) અથવા ફો–ષ–ષુ (સુંગ્યુન)[1] આવેલું હશે. અશોકના સામ્રાજ્યમાં ગણાતા યવન–પ્રાંતનું મુખ્ય શહેર ઘણુંકરીને તે હતું.

અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની બીજી નકલ મનશહરમાંથી મળી આવેલી છે. વાયવ્યકોણના સરહદી પ્રાંતોમાંના હઝારા કસબામાં ઍબટાબાદની ઉત્તરદિશાએ આઠેક ગાઉના જેટલું દૂર તે ગામ આવેલું છે. અહીં બે શિલાઓના ઉપર માત્ર પહેલા બાર જ લેખો કોતરાએલા મળી આવેલા છે. તેરમો અને ચૌદમો લેખ ઘણુંકરીને તે શિલાઓની બાજુમાં જ કોઇ સ્થળે દબાઇ રહ્યો હોવો જોઇએ. હજી તેમને શોધી કાઢવાનું કામ બાકી છે. એ ગામના પાડોસમાં જૂના કાળના વસવાટની કાંઇ પણ નિશાની નથી; પણ સર ઑ. સ્ટીન સાહેબે બતાવ્યું છે તેમ, આજે 'બ્રેરી' નામથી ઓળખાતા– કશ્મીરી ભાષામાં 'ભટ્ટારિકા' (દેવી અથવા દુર્ગા) નામથી ઓળખાતા– તીર્થસ્થાનની દિશામાં જતા પ્રાચીન રસ્તાની બાજુમાં પડેલી શિલાના ઉપર ઉક્ત શિલાલેખ કોતરાએલો જણાય છે.[2] આપણે ઉપર કહી ગયા છીએ કે, શાહબાઝગઢીની નકલનો બારમો લેખ જૂદી શિલાના ઉપર કોતરાએલો છે; પણ મનશહરની નકલનો એ જ લેખ શિલાની

---

૧. ક. આ. સ. રી., ૫, ૮–૨૩; ક. કૉ. ઇ. ઇ., ૧, ૮–૧૨.

૨. પ્રો. રી. આ. સ. નૉ. વે. ફ્. પ્રૉ., ૧૯૦૪–૧૯૦૫, પૃ. ૧૭.

એક બાજુએ કોતરાએલો છે. વળી, બીજાં સ્થળોની સાથે સરખામણી કરતાં એ બન્ને સ્થળના લેખોના અક્ષરો વધારે મોટા છે તેમ જ અક્ષરોનું કોતરકામ પણ વધારે ચોક્કસ છે. સેનાર્ત સાહેબે પ્રથમ કહી બતાવેલું તેમ,[૧] એક પાષંડના લોકોએ બીજા પાષંડની પ્રત્યે સહનશીલતા બતાવવી જોઇએ, એવો બોધ કરનારા બારમા મુખ્ય શિલાલેખને હિંદુસ્તાનના એ ભાગમાં તો બેશક ખાસ મહત્વ અપાતું હતું, એમ લાગે છે. હિંદુસ્તાનના વાયવ્યકોણનો પ્રદેશ હિંદુસ્તાનના ઉપર ચઢાઇ કરવાને માટેનો મુખ્ય માર્ગ હોઇ વિવિધ ધર્મવિચારોથી જૂદા બનેલા વિવિધ જાતિના લોકો ત્યાં એકઠા થતા હોવાથી તે ભાગમાં ધાર્મિક શાંતિનો ઉપદેશ કરવાનું અશોકને ખાસ જરૂરનું લાગ્યું હોય, એમ જણાય છે.

અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની ત્રીજી નકલ 'કાલશીનો શિલાલેખ' કહેવાય છે. યમુના નદીના પશ્ચિમકાંઠે જ્યાં ટોન્સ નદી તેને મળે છે ત્યાંની પાસે જ, મસુરી(મન્સુરી)ની પશ્ચિમદિશાએ આશરે આઠ ગાઉના જેટલી દૂર પડેલી જંગી શિલાના ઉપર અશોકનો ઉક્ત શિલાલેખ કોતરાએલો છે. સંયુક્ત પ્રાંતોના દેહરાદુન કસબામાં આવેલા કાલશી ગામથી પોણા ગાઉના અંતરે એ શિલા પડેલી હોવાથી અશોકના શિલાલેખની ઉક્ત નકલ 'કાલશીનો શિલાલેખ' કહેવાય છે. એ શિલા ૨૩/૪ વારની લંબાઇની છે અને ૩૧/૪ વારની ઊંચાઇની છે તેમ જ તળિયે આશરે ૩ વારની પહોળાઇની છે. એ શિલાના અગ્નિકોણનો ભાગ લીસો કરવામાં આવેલો છે તો પણ મૂળના થોડાથોડા ખાડાખબડા એ લીસી જગ્યામાં પણ કાયમ રહ્યા છે.[૨] ઇ. સ. ૧૮૬૦ માં ફૉરેસ્ટ સાહેબે પ્રથમ એ લેખ શોધી કાઢયો હતો. તે વખતે એ લેખના અક્ષરો વંચાતા જ ન હતા; કારણ કે, વર્ષોથી ભેગી થતી આવેલી કાળી સેવાળનો થર તેની સપાટીના ઉપર બાઝી ગયો હતો. એ શિલાની ઉપર કોતરાએલો લેખ અનેક સ્થળે અધૂરો હશે, એમ

---

૧. ઇ. ઍ., ૧૮૯૦, પૃ. ૪૩.

૨. ક. આ. સ. રી., ૧, ૨૪૪; ક. કૉ. ઇ. ઇ., ૧, ૧૨-૧૩.

પ્રથમ તો લાગ્યું; પણ આમ લાગવાનું મુખ્ય કારણ એ હતું કે, જ્યાંજ્યાં ફાટ પડેલી હતી કે ખાડાખબડા હતા ત્યાંત્યાં લિપિકારે અક્ષરો કોતરેલા નહિ. એ શિલાના તળિયાની બાજુએ દસમા લેખથી માંડીને અક્ષરો મોટા થતા ગયા છે, અને આખરે ઉપરના અક્ષરોના કરતાં ત્રણ ગણા મોટા અક્ષરો નીચલા ભાગમાં કોતરાયા છે. આની રીતે મોટા અક્ષરો કોતરાયા તેના પરિણામમાં શિલાનો લીસો કરેલો ભાગ નાનો પડયો તેથી કે પછી ફક્ત લેખનો પાછલો ભાગ કદાચ પાછલા સમયનો હોય તેથી શિલાની ડાબી બાજુએ લેખનો બાકીનો ભાગ કોતરવામાં આવ્યો. શિલાની જમણી બાજુએ હાથી કોતરવામાં આવેલો છે, અને તેને '**गजतम**' (ઉત્તમોત્તમ હાથી) કહ્યો છે. અહીં અલબત્ત બુદ્ધ ભગવાનનો ઉલ્લેખ થયો હોવો જોઇએ.[1] શિલાની બાજુમાં કોતરકામવાળા અનેક પથરા વેરાએલા પડયા છે તે એમ બતાવી આપે છે કે, એ સ્થાનની આજુબાજુએ તે વખતે ઇમારતો હોવી જોઇએ. એ સ્થળ જૂના અને આબાદ શહેર 'શ્રૃઘ્ણુ' ની બાજુમાં આવેલું હતું, એ તો ચોક્કસ છે.

અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની ચોથી નકલ 'ગિરનારનો શિલાલેખ' કહેવાય છે. ઇ. સ. ૧૮૨૨ માં 'કર્નલ ટૉડ' સાહેબે પ્રથમ તેનું વર્ણન કર્યું હતું. કાઠિયાવાડમાંના જૂનાગઢ શહેરની ઉત્તર દિશાએ ૦ા ગાઉના જેટલા દૂર આવેલા ગિરનાર પર્વતની દિશામાં જતા રસ્તાની બાજુમાં પડેલી મોટી શિલાના ઇશાનખૂણાની બાજુએ અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો કોતરાએલા છે. લાંબા કાળ સુધીના સુરાષ્ટ્રના પાટનગર 'ગિરિનગર' ના નામની ઉપરથી આજે ત્યાંનો પર્વત 'ગિરનાર' કહેવાય છે. "પ્રભાસખંડ" માં ગિરનારને શૈવ તીર્થ તરીકે વર્ણવેલો છે. જૈન લોકો પણ એ સ્થળને અતિ પવિત્ર માને છે. જૂનાગઢના કોઇ આગેવાન પુરુષે યાત્રાળુઓની સગવડને માટે જંગલમાં થઇને રસ્તો કઢાવ્યો ન હોત તો અશોકના લેખવાળી

---

૧. ઇ. ઍ., ૫, ૨૫૭–૨૫૮.

એ શિલા ગીચ જંગલમાં છૂપાઇ જ રહી હોત અને કદિ પણ જાણવામાં આવી ન હોત.[1] એ શિલાની ટોચથી માંડીને તેના તળિયા સુધી લીકી દોરેલી છે તેથી કરીને તેના ઉપર કોતરાએલા લેખના બે ભાગ પડી ગયા છે. તેના ડાબા ભાગમાં અશોકના પહેલા પાંચ લેખો કોતરાએલા છે, અને તેના જમણા ભાગમાં અશોકના છઠ્ઠા લેખથી બારમા લેખ સુધીના સાત લેખો કોતરાએલા છે. અશોકનો તેરમો લેખ નીચે કોતરાએલો છે, અને તેની જમણી બાજુએ અશોકનો ચૌદમો લેખ કોતરાએલો છે. અશોકના ચૌદે લેખો સારી સ્થિતિમાં જળવાઇ રહ્યા છે. માત્ર જે ભાગમાં અશોકનો પાંચમો અને તેરમો લેખ કોતરાએલો તે ભાગ બાજુએ થઇને જતા રસ્તાને માટે પથરા પૂરા પાડવાના હેતુથી સુરંગ ફોડીને તોડી પાડવામાં આવેલો છે. જે જગ્યાએ શિલા પડેલી છે તે જગ્યાની બાજુમાં પડેલી માટી ખોદતાંખોદતાં ઇ. સ. ૧૮૭૭ના અરસામાં 'કેપ્ટન પોસ્ટન' સાહેબને ઉક્ત શિલાના અનેક ટુકડા જડી આવ્યા હતા. એ ટુકડાઓ પૈકીના બે ટુકડાઓના ઉપર અશોકના સમયના અક્ષરો જોવામાં આવ્યા હતા. એ અક્ષરો અલબત્ત અશોકના તેરમા મુખ્ય શિલાલેખનો કેટલોક ભાગ છે. પાછળથી "જર્નલ ઑફ્ ધી રૉયલ એશિયૅટિક સોસાયટી" ના ઇ. સ. ૧૯૦૦ ના અંકના ૩૨૫મા પાને એ નવીન શોધનું વર્ણન થએલું છે. ઉક્ત શિલાની ઉપર કોતરાએલા દરેક લેખની પછી આડી લીટી કોતરવામાં આવેલી છે તેથી બધા લેખો એકબીજાથી જૂદા પડી જાય છે. અશોકના તેરમા લેખની નીચે "...**व स्वेतो हस्ति सवलोक-सुखारोह नाम**" (સર્વ લોકને સુખ અપાવનારો ધોળો હાથી) એમ કોતરવામાં આવેલું છે. અધ્યાપક કર્ન સાહેબે કહ્યું છે કે, અહીં અલબત્ત બુદ્ધ ભગવાનનો ઉલ્લેખ થયો છે. ધવલીમાંથી અને કાલશીમાંથી જે

---

૧. આ. સ. વે. ઇં., ૨, ૯૫; પ્રો. રી. આ. સ. વે. ઇં., ૧૮૯૮–૧૮૯૯, પૃ. ૧૫.

જાતના હાથી મળી આવેલા છે તે જાતનો પથ્થરનો કોઇ હાથી મૂળે ગિરનારની બાજુમાં હોય, એ સંભવિત છે.

એ જ શિલાની ઉપર રુદ્રદામાનો ઇ. સ. ૧૫૦ નો લેખ અને સ્કંદગુપ્તનો ઇ. સ. ૪૫૭ નો લેખ પણ કોતરેલ છે. તે વાંચતાં એમ જણાય છે કે, ચંદ્રગુપ્ત મૌર્યના હુકમથી તેની બાજુમાં 'સુદર્શન' તળાવ બંધાવવામાં આવેલું. મૌર્યવંશના સ્થાનિક અમલદારોએ ત્યાં નહેરો અને બંધ બંધાવેલાં. એક વખતે રુદ્રદામાના રાજકાળમાં અને બીજા પ્રસંગે સ્કંદગુપ્તના રાજકાળમાં 'સુદર્શન' તળાવને મરામત કરાવવામાં આવેલી, એમ પણ જણાય છે.

અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની પાંચમી નકલ મુંબાઇની ઉત્તરદિશાએ આવેલા ઠાણા જિલ્લાના 'સોપારા' ગામમાં હોવી જોઇએ; કારણ કે, એ લેખો પૈકીના આઠમા લેખના થોડાક શબ્દો ધરાવનારો એક ટુકડો ત્યાંથી મળી આવેલો છે.[૧] 'સોપારા' ગામ આજે પણ આબાદી ભોગવે છે. પહેલાંના વખતમાં તે મહત્ત્વનું બંદર અને વેપારનું મથક હતું. "મહાભારત"માં તેને 'શૂર્પારક' કહ્યું છે. પેરિપ્લસે તેને 'સુપ્પર' કહ્યું છે. ટૉલેમીએ તેને 'સૂપર' કહ્યું છે. "મહાભારત"માં કહ્યું છે કે, પરશુરામે શૂર્પારકની સ્થાપના કરી હતી. આજે સોપારામાં 'રામતીર્થ' ઓળખાવાય છે ખરું.[૨] એ સ્થળ ઘણું પવિત્ર મનાતું હતું. લાંબા કાળ સુધી સોપારા 'અપરાંત'નું પાટનગર રહ્યું હતું.

અશોકના ચૌદ મુખ્ય શિલાલેખોની છઠ્ઠી અને સાતમી નકલ ધવલીમાંથી અને યાવગઢમાંથી મળી આવેલી છે.[૩] પોતાના

---

૧. જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો., ૧૫, ૨૮૨ અને આગળ; પ્રો. રી. આ. સ. વે. ઇં., ૧૮૯૭-૧૮૯૮, પૃ. ૭ અને આગળ.

૨. ઇ. ઍ., ૧૮૮૨, પૃ. ૨૩૬.

૩. ક. આ. સ. રી., ૧૩, ૯૫ અને ૧૧૨; ક. કૉ. ઇં. ઇં., ૧, ૧૫ અને આગળ.

"રાજ્યાભિષેકને આઠ વર્ષ વીત્યાં ત્યારે" અશોકે જે કલિંગદેશને જીતી લીધેલો તે કલિંગદેશની હદમાં જ, હિંદુસ્તાનની પૂર્વદિશાએ બંગાળાના ઉપસાગરના કાંઠાની પાસેથી એ બે નકલો જડી આવેલી છે. ઇ. સ. ૧૮૩૭ માં કિટ્ટો સાહેબે શોધી કાઢેલી ઉત્તરદિશાની નકલ '**अस्वस्तम**' (અશ્વત્થામા) નામક શિલાની ઉપર કોતરવામાં આવેલી છે. ઉત્કલ (ઓડિયા)માંના પુરી જિલ્લામાં આવેલા ભુવનેશ્વરની દક્ષિણદિશાએ ચારેક ગાઉના જેટલા દૂર આવેલા ધવલી ગામની (જે તોસલિ ગામમાં રાજાના પ્રતિનિધિ તરીકે કુમાર કામ કરતો હતો તે તોસલિ ગામની) નજીકમાં એ શિલા આવેલી છે. એ શિલાની ઉપર સમાંતરે ત્રણ ઊભાં ખાનાં પાડવામાં આવ્યાં છે. અશોકના ચૌદ લેખો પૈકીના બારમા અને તેરમા લેખ સિવાયના બાર લેખો એ ત્રણ ખાનાં પૈકીના આખા વચલા ખાનામાં અને જમણી બાજુના ખાનાના અર્ધા ભાગમાં કોતરવામાં આવેલા છે. પાછળથી બે સ્થાનિક લેખો વધારાના કોતરવામાં આવ્યા છે. તે પૈકીનો એક લેખ જમણી બાજુના બાકીના અર્ધા ભાગમાં કોતરવામાં આવ્યો છે અને બીજો લેખ ડાબી બાજુના આખા ખાનામાં કોતરવામાં આવ્યો છે. જૂદા પડી આવતા બે લેખો પૈકીનો બીજો લેખ આ જ છે. શિલાલેખની ઉપર જ અગાસી છે, અને તેની જમણી બાજુએ ૧$\frac{1}{3}$ વારની ઊંચાઇના હાથીનો આગલો ભાગ છે. એ હાથીનું કોતરકામ ઉત્તમ પ્રકારનું છે. ઉક્ત શિલામાંથી જ આ બધું કોતરી કાઢવામાં આવેલું છે. ત્યાં જે ખાઇઓ દેખાય છે તે એમ બતાવી આપે છે કે, મૂળે લાકડાની છત્રીના ઉપર પેલો હાથી ગોઠવાયો હશે. ઇ. સ. ૧૮૫૦માં સર વૉલ્ટર ઇલિયટ સાહેબે પ્રથમ ઊતારી લીધેલી દક્ષિણદિશાની નકલ ગંજામ ગામના વાયવ્યખૂણે નવેક ગાઉના જેટલી દૂર આવેલી ઋષિકુલ્યા નદીના કાંઠે 'યાવગઢ' (જૌગડા; લાખનો કિલ્લો) નામક મોટો જીર્ણ કિલ્લો છે તેની અંદર પડેલી 'ભવ્ય' શિલાના ઉપર કોતરવામાં આવેલી છે. યાવગઢના લેખો ઉક્ત શિલાની ઊભી સપાટીએ

જૂદી જૂદી ત્રણ તકતીઓમાં વહેંચી નાખવામાં આવેલા છે. તે પૈકીની પહેલી તકતીમાં અશોકના ચૌદ શિલાલેખોમાંના પહેલા પાંચ લેખો છે; પણ પથ્થર તૂટી ગયો છે તેથી તેમાંનો લગભગ અર્ધો ભાગ નાબૂદ થયો છે. તે પૈકીની બીજી તકતીમાં છટ્ઠા લેખથી માંડીને દસમા લેખ સુધીના પાંચ લેખો અને ચૌદમો લેખ કોતરવામાં આવેલ છે. આ તકતીનો લગભગ એકતૃતીયાંશ ઘસાઇ ગયો છે. જૂદા પડી આવતા જે બે લેખો ધવલીની શિલાના ઉપર કોતરાએલા છે તે જ બે લેખો યાવગઢની શિલામાંની ત્રીજી તકતીમાં કોતરવામાં આવેલા છે. ઉક્ત ત્રણ તકતીઓ પૈકીની બે તકતીઓમાં જે લેખો કોતરવામાં આવેલા છે તે કાળજીપૂર્વક કોતરાએલા છે; પણ ત્રીજી તકતીમાં ઉક્ત બે જૂદા લેખો કોતરતાં લિપિકારે બહુ જ ઓછી કાળજી લીધી છે, એમ દેખાઇ આવે છે.

## ધવલીના અને યાવગઢના જૂદા જૂદા શિલાલેખો
### (કલિંગના અલગ શિલાલેખો)

અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના બારમા અને તેરમા લેખના સ્થાને ધવલીમાં તથા યાવગઢમાં બે અલગ લેખો—અંતોનો લેખ અને પ્રાંતાધિકારીનો લેખ–કોતરાએલ છે; અને તેમને 'ધવલીના અને યાવગઢના જૂદાજૂદા શિલાલેખો' આપણે કહ્યા છે.

## (ખ) પાંચ ગૌણ શિલાલેખો

પહેલાં તો આ લેખોની માત્ર ત્રણ નકલો જ જાણવામાં આવી હતી. તે 'ઉત્તરદિશાની ત્રણ નકલો' તરીકે ઓળખાય છે. [1] વિહારના શાહાબાદ જિલ્લામાં આવેલા સહાશ્રમ (સહસ્રામ)ની પૂર્વદિશાએ આવી રહેલી ચંદનપીરની ટેકરીની ટોચે જે બનાવટી ગુફા છે તેમાં પહેલી

---

૧. ક. આ. સ. રી., ૬, ૯૮; ૭, ૫૮; ૯, ૩૮; અને ૧૧, ૧૩૩; ક. કૉ. ઇં. ઇં., ૧, ૨૦–૨૪; પ્રો. રી. આ. સ. વે. ઇં., ૧૯૦૩–૧૯૦૪, પૃ. ૩૫–૩૬; ઍ. રી. આ. સ. ઇ. સ., ૧૯૦૭–૧૯૦૮, પૃ. ૧૯.

શિલાની ઉપર તે પૈકીની એક નકલ કોતરાએલી છે. ત્યાં આજે ચંદનપીર નામક મુસલમાન પીરની દરગાહ છે તેથી તે ટેકરીનું એ નામ પડેલું છે.[૧] સ્મિથ સાહેબ કહે છે કે, અશોકના સમયમાં હિંદુ યાત્રાળુઓ એ સ્થાનની યાત્રાએ જતા હોવા જોઇએ; પણ આ તો માત્ર અનુમાન છે. મધ્યપ્રાંતોના જબલપુર જિલ્લામાં કૈમુર પર્વતની હારની તળાટીની પાસે રૂપનાથની શિલા પડેલી છે તેના ઉપર ઉક્ત શિલાલેખની બીજી નકલ કોતરાએલી છે. અલબત્ત, આજે યાત્રાળુઓ એ સ્થળની યાત્રા કરવા જાય છે, અને તેઓ ત્યાંના રૂપનાથ (શિવ)ની પૂજા કરે છે તેમ જ રામના અને લક્ષ્મણના તથા સીતાના નામની ઉપરથી જે ત્રણ પવિત્ર કુંડોનાં નામ પડેલાં છે તે ત્રણ પવિત્ર કુંડોમાં નાહે છે. ઇ. સ. ૧૮૭૨-૧૮૭૩ માં કાર્લીલ સાહેબે શોધી કાઢેલી ત્રીજી નકલ રાજપૂતાનામાંના જયપુર રાજ્યમાં આવેલા પ્રાચીન વૈરાટ (બૈરાટ) નગરની પાસે ભિંસગિર નામક ટેકરી છે તેની તળાટીની પાસે પડેલી મોટી એકાકી શિલાની ઉપર કોતરવામાં આવેલી છે. પોતાના વનવાસના છેવટના કાળમાં પાંડવો વૈરાટ નગરમાં વસી રહ્યા હતા, એમ કહેવાય છે. વૈરાટની શિલાની સપાટી ખડબચડી છે, અને હવાની અસર તેના ઉપર થઇ છે. દક્ષિણદિશાની નકલો પૈકીની ત્રણ નકલો ઇ. સ. ૧૮૯૨ માં બી. લ્યુઇસ રાઇસ સાહેબને મળી આવી હતી. મહિષપુર (માઇસોર)ના પ્રાચીન શહેરનાં (ઘણુંકરીને અશોકના શિલાલેખમાં ઉલ્લેખેલા 'ઇસિલ'નાં) ખંડેરોની નજીકમાં પાસેપાસે આવેલાં ત્રણ સ્થળેથી -સિદ્ધપુર(સિદ્દાપુર)માંથી તેમ જ જટિંગ-રામેશ્વરમાંથી અને બ્રહ્મગિરિમાંથી -ઉક્ત ત્રણ નકલો મળી આવેલી છે. અશોકના ધર્મનો સારાંશ આપનારો લેખ પૂરવણીરૂપે મહિષપુરની નકલો પૈકીની દરેક નકલમાં જોવામાં આવે છે. આ લેખો જડી આવ્યા ત્યારે જ એમ નક્કી થયું કે, અશોકનું સામ્રાજ્ય દક્ષિણદિશામાં નિદાન મહિષપુર સુધી તો

---

૧. એ. ક., ૯, ૧-૫ (પ્રસ્તાવના).

વિસ્તરેલું હતું. દક્ષિણદિશાની ચોથી નકલ ઈ. સ. ૧૯૧૫ માં મસ્કિ ગામમાંથી મળી આવી હતી.[૧] નિઝામ સરકારના રાયચુર પ્રાંતમાં એ ગામ આવેલું છે. મસ્કિનો લેખ ખંડિત છે તો પણ બહુ મહત્ત્વનો છે; કારણ કે, અશોકના બીજા બધા લેખોમાં માત્ર 'પ્રિયદર્શિન્' નામ છે ત્યારે મસ્કિના શિલાલેખમાં 'અશોક' નામ ચોખ્ખેચોખ્ખું આપેલું છે.

## સ્તંભલેખો

### (ક) સાત મુખ્ય સ્તંભલેખો

અશોકના સ્તંભલેખવાળા થાંભલાઓ હિંદુસ્તાનનાં મોટાંમોટાં સ્થળોમાં ઊભા કરવામાં આવેલા હોવાથી રસિક મુસાફરો તો તેમને સારી રીતે પિછાને છે. તે પૈકીનો જૂનામાં જૂનો થાંભલો દિલ્લીમાં છે. તે મૂળે શિવાલિકમાંથી (અથવા ટોપ્રામાંથી) દિલ્લીમાં આણવામાં આવેલો. સામાન્ય રીતે તે 'ફિરોઝશાહની લાટ' કહેવાય છે. સુલતાન ફિરોઝ તઘલકનો સમકાલીન શમ્સ–ઇ–સિરાઝ કહે છે તેમ, દિલ્લીથી નેવું કોસના જેટલા દૂર પર્વતની તળાટીની પાસે યમુના નદીના કાંઠાની બાજુમાં 'ટોપ્રા' (અથવા 'ટોહેરા', 'ટમેરા', 'નહેરા' વગેરે) નામક ગામ છે ત્યાંથી ઇ. સ. ૧૩૫૬ માં તેને ખસેડીને સુલતાને દિલ્લીમાં આણ્યો હતો અને ફિરોઝાબાદમાંના કિલ્લાની ટોચે તેને ગોઠવાવ્યો હતો. એ થાંભલાની ઉપર અશોકના સાત સ્તંભલેખો કોતરાએલા છે; પણ બીજા બધા થાંભલાઓની ઉપર તો તેના છ જ સ્તંભ-લેખો કોતરેલા જોવામાં આવે છે. તેના સાતમા સ્તંભલેખની પહેલી અગિયાર લીટીઓ એ થાંભલાની પૂર્વદિશાની સપાટીના ઉપર કોતરેલી છે, અને બાકીની લીટીઓ આખા થાંભલાની આસપાસ કોતરવામાં આવી છે. એ લેખના અક્ષરો હાથે લખેલા હશે તેથી

---

૧. હૈ. આ. સ., અંક ૧, પૃ. ૧–૨.

ત્રાંસા અને આછાઆછા છે; અને તેથી એમ સાબીત થાય છે કે, એ લેખ પાછળથી ઉમેરાયો હોવો જોઇએ.

શમ્સ-ઇ-સિરાઝ કહે છે તેમ, દિલ્હીમાંનો અશોકનો બીજો થાંભલો પણ એ જ સુલતાને મિરથ(મીરત)માંથી ત્યાં આણ્યો હતો અને હાલના દિલ્હીના વાયવ્યખૂણે આવી રહેલા 'શિકાર-મહેલ' ની બાજુમાં ગોઠવાવ્યો હતો. લોકો એમ માને છે કે, ફર્રૂખ-શિયરના રાજકાળમાં (ઇ. સ. ૧૭૧૩ થી ૧૭૧૯ સુધીમાં) અચાનક સુરંગ ફૂટી જતાં એ થાંભલો પડી ગએલો. એ પડી ગએલા થાંભલાના જે ભાગમાં અશોકનો સ્તંભલેખ કોતરાએલો હતો તે ભાગ એક સમયે બંગાળાની એશિયાઇ મંડળીના સંગ્રહસ્થાનમાં હતો. પણ પછીથી એ ભાગને પાછો દિલ્હીમાં મોકલી આપવામાં આવ્યો હતો, અને એ થાંભલાને ફરીથી ઇ. સ. ૧૮૬૭ માં તેની મૂળ જગ્યાએ ઉભો કરવામાં આવ્યો હતો. તેના ઉપર કોતરેલા અશોકના સ્તંભ-લેખનો કેટલોક ભાગ નષ્ટ થઇ ગએલો હોવાથી અને અત્યારે દેખાતો કેટલોક ભાગ લીસો થઇ ગએલો હોવાથી તે સ્તંભલેખ બહુ અધૂરો છે.

અલ્લાહાબાદનો થાંભલો આજે ત્યાંના કિલ્લાની અંદરના 'એલનબરો-બૅરૅક'માં ઉભેલો છે. તેના ઉપર અશોકના બે ગૌણ સ્તંભલેખો પણ કોતરેલા છે. તે પૈકીનો એક લેખ કૌશાંબીના અમલ-દારોને ઉદ્દેશીને લખેલો હોવાથી એમ જણાય છે કે, અલ્લાહાબાદ-ના નૈઋર્ત્યખૂણે આશરે પંદર ગાઉના છેટે યમુના નદીના કાંઠે આજે કોસમ (પ્રાચીન કૌશાંબી) છે તેમાં મૂળે એ થાંભલો ઉભો કરવામાં આવ્યો હશે. આ થાંભલાની ઉપર સમુદ્રગુપ્તની પ્રશસ્તિ પણ કોતરેલી છે. આત્મપ્રશંસાથી ભરેલો પોતાનો લેખ આ થાંભલાની ઉપર કોતરાવીને જહાંગીરે અશોકના ત્રીજા અને ચોથા મુખ્ય સ્તંભલેખને નાહક નષ્ટ કર્યો છે. પરંતુ તેના સમયની પહેલાં જ એ થાંભલાને પ્રયાગમાં લઇ જવામાં આવેલો. અશોકના નિદાન બે થાંભલા દિલ્હીમાં

લઇ જનાર ફિરોઝ તઘલકે એ થાંભલો ત્યાં આણેલો, એવું અનુમાન કરવામાં આવ્યું છે.

ઉત્તર-વિહારના ચંપારણ્ય પ્રાંતમાં અશોકના સ્તંભલેખોવાળા ત્રણ થાંભલા જોવામાં આવે છે. રધીય (રાધિયા) ગામના અગ્નિખૂણે સવા ગાઉના અંતરે– અને બેટિયાના રસ્તે કેસરિયા સ્તૂપના વાયવ્ય-ખૂણે દસ ગાઉના છેટે– આવેલા અરરાજમહાદેવના જાણીતા હિંદુ-મંદિરના નૈઋર્ત્યખૂણે અધગાઉના જેટલા દૂર આવેલા 'લારિયા' નામક ગામડાની બાજુમાં લૌરિયા–અરરાજનો ( અથવા રધીયનો કે રાધિયાનો ) થાંભલો ઊભેલો છે. એ સ્થળના વાયવ્યખૂણે નેપાળની દિશામાં આગળ જતાં લૌરિયા–નંદનગઢનો ( અથવા મઠીયનો કે માથિયનો ) મનોહર થાંભલો જોવામાં આવે છે. અશોકના થાંભલાઓ પૈકીના માત્ર એ જ થાંભલાની ઉપર મૂળનો ટોચવાળો ભાગ આજે પણ મોજૂદ છે. મઠીયની ( માથિયની ) ઉત્તરદિશાએ દોઢ ગાઉના છેટે– અને નંદનગઢનાં ખંડેરોની બાજુમાં– આવેલા 'લૌરિયા' નામક ગામના પાડોસમાં એ થાંભલો ઊભેલો છે. બ્લૉશ સાહેબે કહ્યું છે તેમ,[1] નંદનગઢનાં ખંડેરો મૌર્યકાળની પહેલાંના સમયનાં છે. પિપ્પલવનનો 'કોયલાનો સ્તૂપ' એ જ સ્થળે હતો, એમ કહેવાય છે. "મહિઉદ્દીન મુહમ્મદ ઔરંગઝિબ પાદશાહ અલમગિર ગાઝી"ના નામવાળો ૧૦૭૧ ની સાલનો ( ઇ. સ. ૧૬૬૦–૧૬૬૧નો ) ફારસી લેખ એ થાંભલાની ઉપર કોતરેલો છે તે મીર જુમલાના લશ્કર-ના કોઇ ઉત્સાહી મુસલમાને ઘણુંકરીને કોતર્યો હતો. તે સમયે એ લશ્કર બંગાળામાંથી પાછું ફરતું હતું. એ થાંભલાના ટોચભાગની નીચે જ બંદુકની ગોળીનું ગોળ નિશાન દેખાય છે તે એમ સાબીત કરે છે કે, કાફીરના એ થાંભલાને નષ્ટ કરવાનો પ્રયત્ન મીર જુમલા કરી રહ્યો હતો. તેના ઇશાનખૂણે દસેક ગાઉના અંતરે– અને પિપરિયા ગામના ઇશાનખૂણે અધગાઉના છેટે— રામપૂર્વ( રામપુર્વા )નું

---

૧. આ. સ. ઇં. ઍ. રી., ૧૯૦૬–૧૯૦૭, પૃ. ૧૧૯ અને આગળ.

ગામડું આવેલું છે.[૧] સ્વર્ગસ્થ સ્મિથ સાહેબ એમ માનતા હતા[૨] કે, પાટનગરની સામેના ગંગા નદીના ઉત્તર-કિનારાથી માંડીને નેપાળની ખીણુ સુધી જતો રાજમાર્ગ ચંપારણ્યના ઉક્ત થાંભલાઓ દર્શાવી આપે છે.

## (ખ) છ ગૌણ સ્તંભલેખો.

અલ્લાહાબાદના થાંભલાની ઉપર અશોકના બે ગૌણ સ્તંભલેખો કોતરવામાં આવેલા છે. તે પૈકીનો એક સ્તંભલેખ 'રાણીશાસન' કહેવાય છે, અને તે પૈકીના બીજા લેખમાં સંઘમાં ફાટફૂટ પાડનારને થતી સજાનો ઉલ્લેખ કરેલો છે. 'રાણીશાસન'ની બીજી એક પણ નકલ મળી આવેલી નથી. પરંતુ સંઘમાં ફાટફૂટ પાડનારને થતી સજાને લગતો અશોકનો બીજો ગૌણ સ્તંભલેખ અલ્લાહાબાદના થાંભલાની ઉપર અને મધ્ય-હિંદુસ્તાનમાંના ભોપાળ રાજ્યમાં આવેલા સાંચીના મહાસ્તૂપની દક્ષિણદિશાએ આવેલા દરવાજાની બાજુમાં પડેલા તૂટેલા થાંભલાની ઉપર[૩] તેમ જ સારનાથના થાંભલાની ઉપર[૪] કોતરવામાં આવેલો છે. કાશીની ઉત્તરદિશાએ આશરે પોણા બે ગાઉના અંતરે આવેલા સારનાથમાંથી અશોકના સ્તંભલેખવાળો થાંભલો ઓર્ટેલ સાહેબને ઇ. સ. ૧૯૦૫માં જડી આવ્યો હતો. સારનાથના થાંભલાની ઉપર અશોકનો ગૌણ સ્તંભલેખ લગભગ પૂરેપૂરો જળવાઇ રહેલો છે.

અશોકના ગૌણ થાંભલાઓ પૈકીનો સૌથી વધારે મહત્ત્વનો થાંભલો લુંબિની-ઉદ્યાનનો (રુમ્મિનદેઇનો) થાંભલો છે. બસ્તિના બ્રિટિશ જિલ્લાની ઉત્તરદિશાએ આવેલા 'ભગવાનપુર' નામક નેપાળી તહસીલમાંના ભગવાનપુર ગામની ઉત્તરદિશાએ એક ગાઉના છેટે

---

૧. આ. સ. ઇ. ઍ. રી., ૧૯૦૭-૧૯૦૮, પૃ. ૧૮૧ અને આગળ.

૨. "અશોક", પૃ. ૧૨૦.

૩. "એ ગાઈડ ટુ સાંચી" (સાંચીની માર્ગદર્શિકા), પૃ. ૯૦ અને આગળ.

૪. આ. સ. ઇ. ઍ. રી., ૧૯૦૪-૧૯૦૫, પૃ. ૬૮ અને આગળ.

—અને પદીરાની ઉત્તર દિશાએ અર્ધ ગાઉના અંતરે—લુંબિની—ઉદ્યાનનો (રુમ્મિનદેઇનો) મઠ છે તેની બાજુમાં એ થાંભલો ઊભેલો છે.[1] તેના ઉપર કોતરેલા કીર્તિલેખમાં કહ્યું છે કે, એ સ્થળે શાક્યમુનિ ભગવાન બુદ્ધનો જન્મ થયો હતો. બસ્તિ જિલ્લાની ઉત્તરદિશાએ નેપાળની ખીણમાં 'નિગ્લીવ' નામક ગામ છે તેની બાજુમાં આવેલા નિગ્લીવ—સાગરના પશ્ચિમ—કાંઠાની પાસેથી પણ એવો જ બીજો કીર્તિલેખ જડી આવેલો છે. અત્યારે લુંબિની—ઉદ્યાનના થાંભલાના વાયવ્યખૂણે આશરે સાત ગાઉના છેટે આવી રહેલા ઉક્ત નિગ્લીવના થાંભલાની ઉપર કોતરવામાં આવેલા અશોકના ગૌણ સ્તંભલેખમાં કહ્યું છે કે, કનકમુનિ(કોનાગમન)ના સ્તૂપનું સ્થળ દર્શાવવાના હેતુથી એ થાંભલો ત્યાં ઊભો કરવામાં આવેલો હતો.

## ગુહાલેખો.

ફલ્ગુ નદીના ડાબા (પશ્ચિમદિશાના) કાંઠાની બાજુમાં આવેલી એ અલગ પર્વતાવલિમાં ગયાની ઉત્તરદિશાએ આઠ ગાઉના અંતરે —અથવા રસ્તેરસ્તે જતાં સાડા નવ ગાઉના છેટે— 'વર્વર'(બરાબર)ની અને 'નાગાર્જુની'ની સુપ્રસિદ્ધ ગુફાઓ આવેલી છે.[2] વર્વર—(બરાબર)ની ટેકરીમાં ચાર ગુફાઓ છે. તે પૈકીની ત્રણ ગુફાઓમાંની દિવાલોના ઉપર અશોકના ત્રણ ગુહાલેખો કોતરવામાં આવેલા છે. તે લેખોમાં કહ્યું છે તેમ, રાજા પિયદસિએ આજીવકોને એ ગુફાઓનું દાન કર્યું હતું.

અશોકની ધર્મલિપિઓના સ્થળનિર્દેશની બાબતમાં આટલું કહેવું બસ થશે. હવે એ ધર્મલિપિઓને લગતા બીજા કેટલાક સવાલોનો વિચાર આપણે કરવાનો છે. પહેલો સવાલ તો એ છે કે,

---

૧. ફ્યુહ્‌રરનો "ઍન્યુઅલ પ્રોગ્રેસ રીપોર્ટ" (વાર્ષિક પ્રગતિનો અહેવાલ), ૧૮૯૪—૧૮૯૫, પરિચ્છેદ ૩; જ. રૉ. એ. સો., ૧૮૯૭, પૃ. ૪૨૯ અને આગળ; પૃ. ૩૬૫ અને આગળ.

૨. ક. આ. સ. રી., ૧, ૪૪ અને આગળ; ક. કૉ. ઈ. ઇ, ૧, ૩૦—૩૧.

એ ધર્મલિપિઓ જે શિલાઓના ઉપર કોતરાએલી છે તે શિલાઓનું સ્વરૂપ કેવું છે ? અશોકે તેમનાં શાં નામ આપ્યાં છે ? પોતાના સાતમા મુખ્ય સ્તંભલેખના અંતભાગમાં તેણે 'શિલાસ્તંભો'નો અને 'શિલાફલકો'નો ઉલ્લેખ કરેલો છે. 'શિલાસ્તંભો' તો દેખીતી રીતે પથ્થરના થાંભલા છે. એવા અનેક થાંભલાની ઉપર તેના લેખો કોતરાએલા છે, એ આપણે જાણીએ છીએ. 'શિલાફલક' એટલે 'પથ્થરની લાટ' છે. પરંતુ અશોકનો વૈરાટનો બીજો (ભાબ્રાનો) લેખ[1] બાદ કરતાં તેનો બીજો કોઇ પણ લેખ પથ્થરની લાટના ઉપર કોતરેલો ઘણુંકરીને મળી આવ્યો નથી. સહાશ્રમ(સહસ્રામ)ના અને રૂપનાથના લેખના છેવટના ભાગમાં 'શિલાસ્તંભ' અને 'પર્વત' શબ્દ જોવામાં આવે છે. અશોકના પાંચ ગૌણ શિલાલેખો તેમ જ ચૌદ મુખ્ય શિલાલેખો જેમના ઉપર કોતરવામાં આવેલા છે તેમને ઉદ્દેશીને જ ઉક્ત 'પર્વત' શબ્દ વપરાએલો લાગે છે. ખરૂં જોતાં, ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીનો ધવલીનો અને યાવગઢનો શિલાલેખ 'પર્વત'ના ઉપર કોતરાએલો, એમ એ લેખો વાંચતાં જ જણાય છે. દરેક પ્રસંગે પર્વતનું નામ પણ લેખમાં આપવામાં આવ્યું હશે; પણ માત્ર યાવગઢના શિલાલેખમાં જ 'ખપિંગલ' પર્વતનું નામ જળવાઇ રહેલું છે. આથી કરીને એમ સાબીત થાય છે કે, પર્વતની ઉપર અને પથ્થરના થાંભલાની ઉપર તેમ જ પથ્થરની લાટની ઉપર અશોકે પોતાના લેખો કોતરાવ્યા હતા.

બીજો સવાલ એ છે કે, અશોક પોતાના લેખોને કયા નામથી ઓળખાવે છે ? તેના ચૌદ મુખ્ય શિલાલેખોનો અને સાત મુખ્ય સ્તંભલેખોનો અભ્યાસ જેમણે કરેલો છે તેઓ તો સારી પેઠે જાણે છે કે, અશોકે પોતાના લેખોને '**ધંમલિપિ**' તરીકે ઓળખાવેલા છે. '**ધંમલિપિ**' એટલે શું ? આપણે પ્રથમ વાંચી ગયા છીએ કે,

---

૧. ક. આ. સ. રી., ૨, ૨૪૭; ક. કૉ. ઈ. ઈ., ૧, ૨૪; પ્રો. રી. આ. સ. વે. ઈં., ૧૯૦૯–૧૯૧૦, પૃ. ૪૫.

પોતાના ' **ધંમ** 'ની અને સામાન્ય ધર્મની વચ્ચે સરખામણી કરવાનું અશોકને બહુ ગમતું હતું. દાખલા તરીકે, '**વિજય**'ની અને ' **ધંમવિજય** 'ની વચ્ચે તેમ જ ' **મંગલ** 'ની અને ' **ધંમમંગલ** 'ની વચ્ચે તથા ' **દાન** 'ની અને ' **ધંમદાન** 'ની વચ્ચે તેણે સરખામણી કરેલી છે. તે જ પ્રમાણે તેણે ' **ધંમમહામાત્ર** 'ને સામાન્ય '**મહામાત્ર**'થી જૂદા ગણેલા છે. એ રીતે જોતાં પોતાની ' **લિપિ** 'ને સામાન્ય ' **લિપિ** 'થી જૂદી પાડવાના હેતુથી જ ' **ધંમલિપિ** ' તેણે કહી હશે. ' **લિપિ** ' શબ્દનો અર્થ 'શાસન' (એટલે કે,'લેખ') થાય છે. ધવલીના અને યાવગઢના જૂદા જૂદા શિલાલેખોમાં તેમ જ સારનાથના સ્તંભલેખમાં એ જ અર્થવાળો ઉક્ત શબ્દ વપરાએલો છે. ખાસ કરીને સારનાથના સ્તંભલેખમાં થએલો એ શબ્દનો ઉપયોગ વિશેષ મહત્ત્વનો છે. એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, એ લેખને ' **શાસન** ' તરીકે ઓળખાવવામાં આવેલો છે; અને તેમ છતાં પણ તેમાં એમ કહ્યું છે કે, અમલદારોને માટે એક લિપિ અને બૌદ્ધ ઉપાસકોને માટે બીજી લિપિ, એમ તેની બે લિપિએ કોતરવાની છે. અહીં ' **લિપિ** 'નો અર્થ ' **શાસન** ' જ હોઇ શકે. રાજા તરીકે અશોકે સામાન્ય બાબતોને લગતાં અનેક શાસનો કાઢયાં હશે. એ શાસનો જેના વડે લખાતાં તે દેખીતી રીતે ' લિપિ ' કહેવાતી. વળી, તે પોતે ધર્મોપદેશક પણ હતો તેથી કરીને ધર્મ-પ્રચારના હેતુથી તેવાં જ શાસનો તેણે કાઢયાં હશે. આવાં શાસનોને જ આપણે ' **ધંમલિપિ** ' તરીકે ઓળખાવવાં જોઇએ. તેણે પોતાના ચૌદ શિલાલેખોને અને સાત મુખ્ય સ્તંભલેખોને જ '**ધંમલિપિ** ' નામ આપેલું છે, એ વાત ખરી; પરંતુ ગુહાલેખો સિવાયનાં તેનાં બીજાં બધાં શાસનો ' **ધંમલિપિ** ' નથી, એમ કાંઇ કહી શકાય નહિ. તેનાં એ બધાં શાસનો ' **ધંમ** 'ની વૃદ્ધિને લગતાં અને '**ધંમ**'ના પ્રચારને લગતાં જ છે; અને તેથી તેમને ' **ધંમલિપિ** ' તરીકે ઓળખાવવાં, એ યોગ્ય જ છે.

ત્રીજો સવાલ એ છે કે, જે સાલોમાં અશોકના જૂદા જૂદા લેખો કોતરાએલા તે સાલોના આધારે આપણે શું સમજી શકીએ છીએ? અશોકના સાત મુખ્ય સ્તંભલેખોની સાલોની બાબતમાં તો કાંઇ પણ શંકાને સ્થાન રહેતું નથી. પહેલા મુખ્ય સ્તંભલેખની શરૂઆત કરતાં એમ કહેવામાં આવ્યું છે કે, અશોકના રાજકાળના છવીસમા વર્ષમાં એ ધર્મલિપિ કોતરાવવામાં આવી હતી. છઠ્ઠા મુખ્ય સ્તંભલેખના છેવટના ભાગમાં પણ એમ કહેવામાં આવ્યું છે કે, તેના રાજકાળના છવીસમા વર્ષમાં તે કોતરાયો હતો. એ રીતે જોતાં, અશોકના રાજકાળના છવીસમા વર્ષમાં તેના પહેલા છ મુખ્ય સ્તંભલેખો કોતરાએલા, એમાં તો કાંઇ જ શક નથી. માત્ર દિલ્લી( ટોપ્રા )ના થાંભલાની ઉપર કોતરાએલા તેના સાતમા મુખ્ય સ્તંભલેખની બાબતમાં આપણે એટલું તો જાણીએ છીએ કે, જે વર્ષમાં એ લેખ કોતરાએલો તે વર્ષ દર્શાવવાને એ લેખના અંતભાગમાં '૨૭'નો આંકડો આપવામાં આવેલો છે. આથી કરીને એમ સ્પષ્ટ થાય છે કે, તેનો સાતમો મુખ્ય સ્તંભલેખ એક વર્ષ વીત્યે કોતરવામાં આવેલો, અને એ રીતે પાછળથી તેને ઊમેરવામાં આવેલો. એ લેખ પાછળથી ઊમેરવામાં આવેલો, એની ખાત્રી એ છે કે, ( જે થાંભલાની ઉપર તે લેખ કોતરવામાં આવેલો છે તે થાંભલાનું વર્ણન કરતાં આપણે ઉપર કહી ગયા છીએ તેમ ) એ લેખના અક્ષરો આગલા છ લેખોના અક્ષરોથી તદ્દન જૂદા પડી આવે છે. અશોકના સાત મુખ્ય સ્તંભલેખોની સાલ એ રીતે બરાબર ચોક્કસ છે; પણ કમનસીબે તેના ચૌદ મુખ્ય શિલાલેખોની તેમ જ તેના અન્ય લેખોની સાલ એવી રીતે ચોક્કસ નથી. તેના ચૌદ મુખ્ય શિલાલેખો પૈકીના ચોથા અને પાંચમા તેમ જ આઠમા અને તેરમા શિલાલેખમાં સાલ આપેલી છે, એ વાત તો ખરી; પણ એ બધી ધર્મલિપિઓ કે તેમાંની અમુક અમુક ધર્મલિપિઓ અમુક વર્ષમાં કોતરવામાં આવેલી, એવું કોઇ ઠેકાણે નોંધવામાં આવેલું નથી. એ જૂદા જૂદા લેખોમાં

ઉલ્લેખેલા જૂદા જૂદા બનાવો જે સાલમાં બનેલા તે સાલ એ બધા લેખોમાં આપેલી છે; પણ એ જ સાલમાં એ લેખો કોતરાએલા, એવો તેનો અર્થ થતો નથી. એમાંની છેલ્લામાં છેલ્લી સાલ અશોકના રાજકાળનું તેરમું વર્ષ છે. સેનાર્ત સાહેબે કહ્યું છે કે, અશોકના રાજકાળના તેરમા વર્ષમાં તેના ચૌદ મુખ્ય શિલાલેખો કોતરવામાં આવ્યા હતા. આપણા દેશના તેમ જ યુરોપના બીજા વિદ્વાનોએ સેનાર્ત સાહેબનું એ કથન માન્ય રાખ્યું છે. પરંતુ આપણે એમનું એ કથન સ્વીકારી શકીએ તેમ નથી. આપણે તો માત્ર એટલો જ નિર્ણય કરી શકીએ છીએ કે, અશોકના રાજકાળના તેરમા વર્ષની પહેલાં તેના ચૌદ મુખ્ય શિલાલેખો કોતરાયા નહિ હોય. આવું હોઇને આપણે સ્વતંત્ર રીતે આ બાબતનો વિચાર કરવાનો છે, અને જે સાલમાં અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો કોતરાએલા તે સાલ આપણે નક્કી કરવાની છે. આ બાબતની ચોક્કસ સાલ આપણે નક્કી કરી શકશું નહિ તો પણ નિદાન આશરો તો આપણે કાઢી શકશું. આ બાબતમાં જે દલીલો આપણે કરવાની છે તેમનો ઇશારો પ્રથમ કરવામાં આવેલો છે.[1] બધા વિદ્વાનો એટલું તો કબૂલ કરે છે કે, ધર્મની વૃદ્ધિ કરવાના હેતુથી અશોકે પોતાના રાજકાળના સત્તાવીસમા વર્ષ સુધીમાં જે ઉપાયો યોજેલા તે ઉપાયોનો સારાંશ પોતાના સાતમા મુખ્ય સ્તંભલેખમાં તેણે આપેલો છે. તેનો ઉક્ત સાતમો મુખ્ય સ્તંભલેખ તેના રાજકાળના સત્તાવીસમા વર્ષમાં કોતરાએલો, એ તો આપણે ઉપર કહી ગયા છીએ. પરંતુ હિંદુસ્તાનમાં તેમ જ હિંદુસ્તાનની બહાર પરોપકારનાં જે કામો તેણે કરેલાં- જે કામોનો ઉલ્લેખ પોતાના બીજા મુખ્ય શિલાલેખમાં તેણે કરેલો છે- તે કામોનો કે તેના તેરમા મુખ્ય શિલાલેખમાં કહ્યું છે તેમ તેના પોતાના સામ્રાજ્યમાં તેમ જ તેના પાડોસના ગ્રીસના કે હિંદુ રાજાઓનાં રાજ્યોમાં ધર્મોપદેશને લગતા તેના પરાક્રમને જે

---

[1] જુઓ પૃ. ૪૬, ટીકા ૧.

ફતેહ મળેલી તે ફતેહનો કાંઇ પણ ઉલ્લેખ તેના સાતમા મુખ્ય સ્તંભલેખમાં કરવામાં આવેલો નથી. અશોકની દૃષ્ટિએ આ બન્ને બાબતો એટલા બધા મહત્ત્વની છે કે, તેના પોતાના સાતમા મુખ્ય સ્તંભલેખની સાલની પહેલાં– તેના પોતાના રાજકાળના સત્તાવીસમા વર્ષની પહેલાં– એ બન્ને બાબતો બની ગઇ હોત તો પોતાના ઉક્ત સાતમા મુખ્ય સ્તંભલેખમાં તેમનો ઉલ્લેખ કર્યા વગર તે રહેત જ નહિ. આવું હોઇને આપણે એવો જ નિર્ણય કરી શકીએ છીએ કે, અશોકનો બીજો અને તેરમો મુખ્ય શિલાલેખ– કહો કે, તેના ચૌદ મુખ્ય શિલાલેખો– કોતરવાનું કામ તેના સાત મુખ્ય સ્તંભલેખો કોતરાઇ ગયા ત્યારપછી જ હાથમાં લેવામાં આવ્યું હોવું જોઇએ. બીજી રીતે પણ આવો જ નિર્ણય આપણે કરી શકીએ છીએ. આપણે પ્રથમ કહી ગયા છીએ તેમ, પોતાના ધર્મનો ફેલાવો કરવાને માટે પોતે જે ઉપાયો યોજેલા તે ઉપાયોનું વર્ણન પોતાના સાતમા મુખ્ય સ્તંભલેખમાં કરતાં અશોક કહે છે કે, એ કામે તેણે '**ધંમથંભ**' ઊભા કરાવેલા. વળી એ સ્તંભલેખના છેવટના ભાગમાં તેણે એમ પણ કહ્યું છે કે, "જ્યાં શિલાસ્તંભો કે શિલાફલકો હોય ત્યાં આ ધર્મલિપિ કોતરવી." એમાં 'પર્વત'ના ઉપર ધર્મલિપિઓ કોતરાવવાનું તેણે કહેલું નથી જ. તેના રાજકાળના સત્તાવીસમા વર્ષની પછી જ એ વિચાર તેને સૂઝયો જણાય છે. આથી પણ એમ સાબીત થાય છે કે, તેના સાત મુખ્ય સ્તંભલેખો કોતરવાનું કામ પૂરૂં થયું ત્યારપછી જ તેના ચૌદ મુખ્ય શિલાલેખો તેમ જ પાંચ ગૌણ શિલાલેખો કોતરવાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું.

ચોથો સવાલ એ છે કે, અશોકના ચૌદ મુખ્ય શિલાલેખો પહેલા કોતરાએલા કે તેના પાંચ ગૌણ શિલાલેખો પહેલા કોતરાએલા? આના સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, જ્યાંજ્યાં શિલાસ્તંભ કે પર્વત હોય ત્યાંત્યાં પોતાનો સહાશ્રમનો અને રૂપનાથનો ગૌણ શિલાલેખ કોતરવાનો હુકમ તેણે કરેલો હતો. આ

હકીકત એમ બતાવી આપે છે કે, પર્વતની ઉપર અથવા થાંભલાની ઉપર પોતાના લેખો કોતરાવવાનો વિચાર એ જ અરસામાં તેને પ્રથમ સૂઝી આવ્યો હતો; કારણ કે, તેમ ન હોત તો ઉપર જણાવેલો હુકમ કરવાનો કાંઇ અર્થ જ ન હતો. આથી કરીને એમ જણાય છે કે, સ્તંભલેખો કોતરાવવાનું કામ પૂરૂં થયું એટલે પછી તુરત જ પાંચ ગૌણ શિલાલેખો કોતરાવવાનું કામ અશોકે હાથમાં લીધું, અને તે કામ પૂરૂં થતાં તેણે ચૌદ મુખ્ય શિલાલેખો કોતરાવ્યા. ચૌદ મુખ્ય શિલાલેખો કોતરાતા હતા તે વખતે પર્વતના ઉપર અને થાંભલાના ઉપર લેખો કોતરાવવાનો વિચાર એટલો બધો સામાન્ય બની ગયો હતો કે, એ બાબતનો ઉલ્લેખ કરવાની જરૂર અશોકને જણાઇ નહિ. તેણે માત્ર એટલું જ નોંધી રાખ્યું કે, એ ( ચૌદ મુખ્ય ) શિલાલેખો ચિરસ્થાયી થાય તેટલા માટે કોતરાવવામાં આવેલા છે.

ધર્મોપદેશ કરવાને લગતું અતિશય પરાક્રમ નિદાન ચૌદ વર્ષ સુધી અશોકે કર્યું ત્યારે ધર્મને લગતા પોતાના વિવિધ વિચારોને અને એ ધર્મનો પ્રચાર કરવાના હેતુથી લેવામાં આવેલા વિવિધ ઉપાયોને અમર્ત્ય પથ્થરોના ઉપર કોતરી રાખવાનો વિચાર અશોકને પ્રથમ સૂઝી આવ્યો. એ વિચાર શાથી તેને થઇ આવ્યો, એ આપણે અગાઉ જોઇ ગયા છીએ.[1] દેખીતી રીતે તેનો હેતુ એ હતો કે, ધર્મોપદેશક તરીકેની પોતાની કારકીર્દિની પ્રવૃત્તિઓનો સ્પષ્ટ અહેવાલ પથ્થરોના ઉપર કોતરાવી રાખ્યો હોય તો તે જળવાઇ રહે, અને તેના પોતાના વંશજો તે જોઇને વાંચે તથા વિચારે, અને તેણે પોતે અતિશય હોંસથી શરૂ કરેલા ધર્મવિજયને સમસ્ત દુનિયામાં આગળ ધપાવવાની બાબતમાં એથી તેમને ચેતન મળે. તેના ચાદ મુખ્ય શિલાલેખોમાંના કે સાત મુખ્ય સ્તંભલેખોમાંના જૂદાજૂદા લેખ કાંઇ અનુક્રમે ગોઠવવામાં આવેલા નથી. ધર્મોપદેશક તરીકેના પોતાના જીવનને સ્થાયી રૂપ આપવાને તે એટલો બધો

---

૧ જુઓ પૃ. ૧૩૬-૧૩૭.

ઉતાવળો થઇ ગયો હતો કે, કોઈ પણ જાતનો પૂર્વાપર સંબંધ જાળવ્યા વગર પોતાના જૂદાજૂદા લેખોને તેણે એકઠા કરી મુકયા. તેમ છતાં પણ જે વિચારોએ અને લાગણીઓએ તથા હેતુઓએ અશોકના આત્માને હલમલાવેલો અને સચેતન કરેલો તથા દોરેલો તેમ જ મનુષ્યજાતિનું ઐહિક તથા પારલૌકિક હિતસુખ સાધવાને આટલો બધો પ્રેરેલો તે વિચારોને અને લાગણીઓને તથા હેતુઓને ચિરસ્થાયી રૂપમાં જાળવી રાખીને ભાવિ પ્રજાને તેનો વારસો આપી જવાનો વિચાર અશોકને સૂઝી આવ્યો અને તે વિચારનો અમલ તુરત જ તેણે કર્યો તેટલા માટે આપણે બૌદ્ધરાજવી અશોકના અતિશય આભારી છીએ.

## (૨) ભાષાંતર, ટીકા, વગેરે.

### પ્રાસ્તાવિક નોંધ.

ઇસ્વી સનની ઓગણીસમી સદીના મધ્યભાગથી માંડીને અત્યાર-સુધીમાં અનેક વિદ્વાનોએ અશોકની ધર્મલિપિઓનો અભ્યાસ કરેલો છે. હિંદુસ્તાનના શિલાલેખો વગેરેના અભ્યાસની શરૂઆત કરનાર પ્રિન્સેપ સાહેબે અને વિલ્સન તેમ જ બુર્નોફ સાહેબે જે લખાણો કરેલાં તે લખાણોનો સંગ્રહ "કૉર્પસ ઇન્સ્ક્રિપ્શનમ્ ઇંડિકૅરમ્, પુસ્તક પહેલું" નામક લઘુ ગ્રંથમાં સર ઍલેક્ઝાંડર કનિંગહામ સાહેબે ઇ. સ. ૧૮૭૭ માં આપેલો છે. પણ મૂળ લેખો વાંચવામાં ભૂલ થવાથી તેમનાં ઉક્ત લખાણો આજે તો લગભગ નકામાં જ થઇ પડયાં છે. ઉક્ત પુસ્તક બહાર પડયું ત્યારપછી કેટલાક નવા લેખો જડી આવ્યા છે; અને પ્રથમ જડેલા ઘણા લેખો જૂદી રીતે વંચાયા છે અને તેમનો જૂદો અર્થ કરવામાં આવેલો છે. શ્રીયુત આર. ઑટો ફ્રૅંકે કૃત "પાલિ અંડ સંસ્કૃત" (સ્ટ્રેસબર્ગ) ઇ. સ. ૧૯૦૨માં પ્રસિદ્ધ થયો છે તેના પાન ૧ થી ૫ સુધીમાં ઇ. સ. ૧૯૦૨

પર્યંત પ્રસિદ્ધ થએલા બધા ગ્રંથોનું વિગતવાર સૂચિપત્ર આપવામાં આવેલું છે. અશોકની ધર્મલિપિઓ એક પ્રકારનું સ્વતંત્ર સાહિત્ય જ છે. માત્ર ગણ્યાગાંઠ્યા વિદ્વાનોએ જ તેની બધી ધર્મલિપિઓનો સટીક સંગ્રહ પ્રસિદ્ધ કરેલો છે. અશોકની ધર્મલિપિઓના અભ્યાસીને નીચેનાં પુસ્તકો ઉપયોગી થઇ પડે તેમ છે:—

(૧) એમિલી સેનાર્ત કૃત "લે ઇન્સ્ક્રિપ્શિયોં દ પિયદસી" (પારિસ : બે ભાગમાં). મૂળ લેખો વાંચવામાં ભૂલ થઇ છે તેથી, અને પાછળથી નવા લેખો જડી આવ્યા છે તથા નવી શોધખોળ થઇ છે તેથી આ ગ્રંથમાં પણ ખામીઓ રહી જવા પામી છે તો પણ, ગમે તેવો અભ્યાસી આવા મહત્ત્વના પુસ્તકને ઊવેખી શકે તેમ નથી.

(૨) જ્યાર્જ બ્યુહલર કૃત "બાઇટ્રાગે ઝુર એર્કલેરૂં ડેર અશોક-ઇન્શ્રિફ્ટન" (લીપ્ઝિગ, ઈ. સ. ૧૯૦૯); સા. ડૉ. મૉ. ગે, ઇ. સ. ૧૮૯૩–૧૮૯૪ માંથી પુનર્મુદ્રિત. એમાં સુધારેલા અનેક પાઠ તથા સુધારેલું ભાષાંતર અને ઉપયોગી ટીકા છે. આ પુસ્તકનો ઉપયોગ અનિવાર્ય થઇ પડે છે. એ. ઇ., પુ. ૧, પૃ. ૧૬–૨૦ માં અને પુ. ૨, પૃ. ૨૪૫–૨૭૪ માં તથા પૃ. ૪૪૭–૪૭૨ માં તેમ જ આ. સ. સ. ઈ., પુ. ૧, પૃ. ૧૧૪–૧૨૫ માં એ પુસ્તકના થોડાક ભાગનું અંગ્રેજી ભાષાંતર પ્રસિદ્ધ થએલું છે.

(૩) સર વિન્સેન્ટ સ્મિથ કૃત "અશોક, ધી બુદ્ધિસ્ટ એમ્પરર ઑફ ઇંડિયા" (ત્રીજી આવૃત્તિ, ઇ. સ. ૧૯૨૦), પ્રકરણ ૪ અને ૫. આ પુસ્તકમાં માત્ર ભાષાંતર અને ટીકાઓ આપેલાં છે. મૂળ લેખો તેમાં દાખલ કરેલા નથી. અશોકની ધર્મલિપિઓને લગતા પ્રશ્નોનો સંગ્રહ આ ગ્રંથમાં બહુ સંભાળ રાખીને કરેલો છે; અને તેથી આ લઘુ ગ્રંથ અભ્યાસીને ઉપયોગી નીવડે તેવો છે.

(૪) ઈ. હુલ્શ સાહેબે અશોકની ધર્મલિપિઓની નવી સુધારેલી આવૃત્તિ ઇ. સ. ૧૯૧૨ માં તૈયાર કરવા માંડી હતી; પણ છેલ્લા

મહાવિગ્રહના કારણે તે પ્રસિદ્ધ થઇ શકી ન હતી. હવે એ ગ્રંથ લગભગ પૂરો થવા આવ્યો છે, અને થોડા વખતમાં અભ્યાસીઓના હાથમાં તે આવે તેમ છે. અશોકના લેખોને લગતી અને તેમના અર્થને લગતી જે ચર્ચાસ્પદ બાબતો છે તેમનો નિર્ણય આ ગ્રંથથી થશે, એવી આશા રહે છે.

(૫) વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતાની ભાષાંતર શાખા "શ્રી સયાજી સાહિત્યમાળા" તૈયાર કરાવી પ્રસિદ્ધ કરાવે છે તેના ઇતિહાસ-ગુચ્છના એકસો એકમા પુષ્પ તરીકે "અશોકના શિલાલેખો" નામક મારો ગ્રંથ બહાર પડેલો છે તેમાં અશોકની ધર્મલિપિઓનાં મૂળ લખાણો અને મારી પોતાની બુદ્ધિના અનુસારે કરેલું તેમનું ભાષાંતર મેં આપેલાં છે. અશોકની ધર્મલિપિઓના અભ્યાસીને એ ગ્રંથ પણ જોવાની નમ્ર ભલામણ છે.

(૬) દે. રા. ભાંડારકર કૃત "અશોક" (કલકત્તા, ઇ. સ. ૧૯૨૫) પણ આ બાબતમાં ઉપયોગી થઇ પડે છે. એ જ ગ્રંથના આધારે આ પુસ્તક લખાએલું હોવાથી અભ્યાસીને તેમના અભિપ્રાયો આમાંથી જાણવા મળે છે.

વળી, અશોકની ધર્મલિપિઓના અમુકઅમુક શબ્દોની કે ફકરાઓની બાબતમાં ટીકા કરનારા અથવા તો તેમને લગતા ખાસ પ્રશ્નોની ચર્ચા કરનારા જૂદાજૂદા લેખો જૂદાજૂદા વિદ્વાનોએ વખતોવખત પ્રસિદ્ધ કરેલા છે. એવા લેખો એટલા બધા છે કે, તેમની નોંધ અહીં લઇ શકાય તેમ નથી; પરંતુ પ્રસંગ આવશે ત્યારે આ ગ્રંથમાં તેમનો ઉલ્લેખ સ્થળપરત્વે કરવામાં આવશે. તદુપરાંત "ઇંડો-જર્મન ફોર્શુંગન, ઇ. સ. ૧૯૦૮, ૧૯૧૦, ૧૯૧૧"માં અને "અમેરિકન જર્નલ ઑફ ફાઇલૉલૉજી, ઇ. સ. ૧૯૦૯, ૧૯૧૦"-માં તેમ જ "જર્નલ ઑફ ધી અમેરિકન ઓરિયેન્ટલ સોસાયટી, ઇ. સ. ૧૯૧૧"માં શ્રીયુત ટી. માઇકેલ્સને લખેલા કેટલાક લેખો પણ પ્રસિદ્ધ થએલા છે. પરંતુ તેમાં અશોકની ધર્મલિપિઓના

અર્થ ચર્ચવામાં આવેલા નથી. તેમાં તો અશોકની ધર્મલિપિઓનાં મૂળ લખાણોને લગતી ટીકાઓ આપવામાં આવી છે, અને બોલીને લગતા પ્રશ્નોની ચર્ચા કરવામાં આવેલી છે.

---

## (૧) ચૌદ મુખ્ય શિલાલેખો.

---

[ ૧ ]

### ભાષાંતર

દેવોને લાડકા[૧] પ્રિયદર્શી રાજાએ આ ધર્મલિપિ[૨] કોતરાવી હતી. અહીં[૩] કોઇ પણ પ્રાણીને મારી નાખીને તેનો ભોગ આપવો નહિ, અને કોઇ પણ સમાજ[૪] પણ કરવો નહિ; કારણ કે, દેવોને લાડકો પ્રિયદર્શી રાજા સમાજમાં બહુ બૂરૂં દેખે છે. તેમ છતાં પણ દેવોને લાડકા પ્રિયદર્શી રાજાએ કેટલાક સમાજોને સર્વોત્તમ ગણ્યા છે.

પહેલાં દેવોને લાડકા પ્રિયદર્શી રાજાના રસોડામાં સૂપાર્થે દરરોજ સેંકડો અને હજારો પ્રાણીઓનો વધ થતો હતો.[૫] પરંતુ હવે આ ધર્મલિપિ લખાઇ ત્યારે સૂપાર્થે માત્ર ત્રણ પ્રાણીઓ હણાતાં હતાં[૬]—બે મોર અને એક હરણ; પરંતુ એ હરણ પણ નિયમિત રીતે હણાતું નહિ. પછીથી આ ત્રણ પ્રાણીઓને પણ હણવામાં આવશે નહિ.

### ટીકા

૧. પાણિનિ, ૬, ૩, ૨૧ માં છઠ્ઠી વિભક્તિના ' **अलुक्-समास** '-ની બાબતમાં કહ્યું છે તેના ઉપર કાત્યાયનનું આવું વાર્તિક છે:—**[देवा]नां-प्रिय इति च.** આથી કરીને એમ સ્પષ્ટ થાય છે કે, ઉક્ત વાર્તિકકારના સમયમાં '**देवानां-प्रिय**' નો ઉપયોગ થતો હતો, અને

તે એક શબ્દ ગણાતો હતો. પાણિનિ, ૫, ૩, ૧૪ ને લગતા વાર્તિક '**भवद् आदियोग:**' ને લગતા પોતાના ભાષ્યમાં પતંજલિએ **भवदादिगण**માં **देवानां-प्रिय**નો સમાવેશ કરેલો છે. આ હકીકત એમ બતાવે છે કે, ઉક્ત ગણમાં દાખલ કરવામાં આવેલા **भवत्** તથા **दीर्घायुस्** તથા **आयुष्मत्** શબ્દની માફક **देवानां-प्रिय** શબ્દ પણ શુભ સંબોધન તરીકે વપરાતો હતો (જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો., ૨૧, ૩૯૩). પરંતુ એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે, કાત્યાયનના ઉક્ત વાર્તિકના આધારે જણાઇ આવે છે તેમ, એ શરૂઆતના સમયમાં **देवानां-प्रिय** શબ્દ ઉલટા અર્થમાં પણ વપરાતો હતો. પરંતુ પાછળથી એ શબ્દનો હલકો જ અર્થ હંમેશાં થતો રહ્યા છે. (જ. રૉ. એ. સો., ૧૯૦૮, પૃ. ૫૦૪–૫૦૫).

આઠમા મુખ્ય શિલાલેખની કેટલીક નકલોમાં વપરાએલા **देवानां-प्रिय** શબ્દની જગ્યાએ બીજી નકલોમાં '**राजानो**' શબ્દ જોવામાં આવે છે તો પણ સ્વ. સર વિન્સેંટ સ્મિથ સાહેબની માફક (જ. રૉ. એ. સો., ૧૯૦૧. પૃ. ૪૫૯ અને ૫૭૭) એ બન્ને શબ્દોને પર્યાયરૂપ ગણવાના નથી; કારણ કે, '**प्रियदर्शिन्**' નામની સાથે જોડેલા '**राज**' શબ્દને '**देवानां-प्रिय**' શબ્દની સાથે સાથે વાપરવામાં આવે તો ઉક્ત અર્થમાં તે વધારાનો થઇ પડે. સ્મિથ સાહેબે '**देवानां-प्रिय**'નો અર્થ 'His sacred majesty' કર્યો છે તે પણ સ્વીકારી શકાય તેમ નથી; કારણ કે, યુરોપના 'પોપ'ને કે આપણા દેશના શંકરાચાર્યને એવું બીરુદ લાગૂ પડી શકે, પણ અશોકના જેવા સામાન્ય પ્રજાના રાજાને એવું બીરુદ લાગૂ પડી શકે નહિ.

૨. અશોકના આ શિલાલેખમાં તેમ જ તેના બીજા લેખોમાં '**धंमलिपि**' શબ્દ જોવામાં આવે છે તેનું ભાષાંતર જુદાજુદા વિદ્વાનોએ જૂદી જૂદી રીતે કરેલું છે. કર્ન સાહેબે 'ધાર્મિકતાનું શાસન' અર્થ કર્યો છે. સેનાર્ત સાહેબે માત્ર 'શાસન' અર્થ કર્યો છે. બ્યુહ્લર સાહેબે 'ધાર્મિક શાસન' અર્થ કર્યો છે. ખરૂં જોતાં '**लिपि**' એટલે 'લેખ' છે ('શાસન' નથી). માત્ર સારનાથના સ્તંભલેખમાં જ તેનો

આવો અર્થ થઇ શકે છે. આ સ્થળે '**ધંમ**' એટલે માત્ર 'ધાર્મિકતા' જ થી. 'ધાર્મિકતાને પોષનાર ઉપાયો અને દાનકર્મો' : એવો પણ તેનો અર્થ લેવાનો છે. જુઓ પૃ. ૨૪૩.

૩. કેટલાક વિદ્વાનોએ '**इह**' નો અર્થ 'અહીં એટલે આ પૃથ્વીમાં' એમ કર્યો છે, અને બીજા કેટલાક વિદ્વાનોએ 'અહીં એટલે પાટલિપુત્રમાં' એવો તેનો અર્થ કર્યો છે. પરંતુ 'રાજમહેલમાં અને રાજકુટુંબમાં' એવો તેનો અર્થ કરવો, એ ઠીક થઈ પડશે; કારણ કે, આ શિલાલેખમાં જણાવેલી બીજી બધી બાબતો અશોકને પોતાને લગતી કે તેના રાજદરબારને લગતી છે. એનો અર્થ એવો થયો કે, પ્રાણીઓનો ભોગ આપવાની બંધી પોતાના સામ્રાજ્યમાં સર્વત્ર તેણે કરી નહિ હોય, પણ માત્ર તેના પોતાના રાજદરબારમાં તેવો ભોગ આપવાની બંધી તેણે કરી હશે.

૪. '**समाज**' નો ખરેખરો અર્થ જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો., ૨૧, ૩૯૫ માં પ્રથમ પ્રસિદ્ધ થયો ત્યાં સુધી વિદ્વાનોના જાણવામાં આવ્યો ન હતો. ઇ. ઍં., ૧૯૧૩, ૨૫૫ માં શ્રીયુત દે. રા. ભાંડારકરે એ જ બાબતની વિગતવાર નોંધ આપેલી છે. જ. રૉ. એ. સો., ૧૯૧૪, પૃ. ૩૯૨-૩૯૪ માં અને ૭૫૨ માં એફ. ડબલ્યુ. થૉમસ સાહેબે '**समाज**'-ના ખરા રૂપને લગતા આપણા જ્ઞાનમાં સંગીન ઉમેરો કર્યો છે. વળી, જુઓ ઇ. ઍં., ૧૯૧૮, પૃ. ૨૨૧-૨૨૩ માંનો શ્રીયુત એન. જી. મજમુદારનો લેખ. સેનાર્ત સાહેબે એ શબ્દનો અર્થ 'આનંદી મંડળી' કર્યો હતો. (ઇ. ઍં., ૯, ૨૮૬). પિશેલ સાહેબે તેનો અર્થ 'શિકાર' કર્યો હતો. બ્યુહ્લર સાહેબે તેનો અર્થ 'ભોજનમંડળી' કર્યો હતો. (એ. ઇ., ૨, ૪૬૬). તે પૈકીનો કોઈ પણ વિદ્વાન પોતાના અર્થના સમર્થનમાં સાહિત્યમાંથી આધાર આપી શકયો ન હતો. વળી, જીવહિંસાને લગતા પોતાના શિલાલેખમાં અશોકે શા કારણે અમુક સમાજને વખાણ્યા અને અમુક સમાજને વખોડયા, એનો ખુલાસો પણ કોઈ વિદ્વાન આપી શકયો ન હતો. આ ગ્રંથનાં પૃ. ૧૯-૨૦માં અને પૃ. ૧૨૪-૧૨૬માં આ બાબતનો સ્પષ્ટ ખુલાસો આપવામાં આવેલો છે.

૫. સવાલ એ થાય છે કે, આ શિલાલેખ કોતરાયો તેના પહેલાં

અશોકના દરબારી રસોડામાં સેંકડો અને હજારો પ્રાણીઓનો વધ દરરોજ શા હેતુથી થતો હતો? આ બાબતમાં ઇ. ઍ., ૧૯૧૩, પૃ. ૨૫૫ અને આગળ જોવાની ભલામણ છે. તેજ પ્રમાણે જુઓ આ ગ્રંથનું પૃ. ૨૧.

૬. અનિયમિત ભૂતકાળનું રૂપ '**आरभिसु**' (**आरभिंसु**) અને પૂર્ણ ભૂતકાળનું રૂપ '**आरभरे**'(**आरभिरे**) ધ્યાન ખેંચે તેવી રીતે વપરાએલ છે, એ અહીં જોવાનું છે. આ પૂર્ણ ભૂતકાળનું રૂપ રસભર્યું છે; કારણ કે, પાલિભાષાના ઉચ્ચ સાહિત્યમાં તે રૂપ જોવામાં આવતું નથી. પરંતુ લોકોની સામાન્ય બોલીમાંથી એ રૂપ અદૃશ્ય થયું લાગતું નથી. અશોકના આઠમા મુખ્ય શિલાલેખની ગિરનારની નકલમાં પૂર્ણ ભૂતકાળનું રૂપ '**अयाय**' છે તે પણ ધ્યાનમાં રાખવાનું છે.

[ ૨ ]

## ભાષાંતર

દેવોને લાડકા પ્રિયદર્શી રાજાના મુલકમાં સર્વત્ર, તેમજ તામ્રપર્ણી સુધીના ચોડ,[1] પાંડય, સાતિયપુત્ર, કેરલપુત્ર જેવા પાડોસના રાજાઓના મુલકમાં, અંતિયક (ઍંટિયોકસ) નામક યૌન (ગ્રીસના) રાજાના તેમજ જેઓ અંતિયક( ઍંટિયોકસ )ના પાડોસી[2] છે તેમના મુલકમાં સર્વત્ર દેવોને લાડકા પ્રિયદર્શી રાજાએ બે પ્રકારની ચિકિત્સાઓ[3] સ્થાપેલી છેઃ—મનુષ્યોના ઉપયોગની અને પશુઓના ઉપયોગની. મનુષ્યોના ઉપયોગની અને પશુઓના ઉપયોગની ઔષધીઓ જ્યાંજ્યાં જોવામાં આવી નથી ત્યાંત્યાં તે અણાવીને રોપાવવામાં આવેલી છે. મૂળ અને ફળ જ્યાંજ્યાં જોવામાં આવ્યાં નથી ત્યાંત્યાં તે અણાવીને રોપાવવામાં આવેલાં છે. મનુષ્યના અને પશુના પરિભોગને માટે રસ્તાની બાજુમાં કૂવા ખોદાવવામાં આવ્યા છે અને ઝાડ રોપાવવામાં આવેલાં છે.

### ટીકા

૧. જુઓ પૃ. ૩૬ અને આગળ. **पंडिय**( પાંડય )ને માટે વળી જુઓ ક્રો. લે., ૧૯૧૮, પૃ. ૧૦–૧૧.

સાતિયપુત્રના સંબંધમાં સ્વ. રા. ગો. ભાંડારકરે કહ્યું છે કે, દક્ષિણની ઉચ્ચ સપાટભૂમિની છેક પશ્ચિમદિશાના ભાગમાં રહેતાં કેટલાંક મરાઠા અને કાયસ્થ તથા બ્રાહ્મણ કુટુંબોમાં 'સાતપુતે' અટક જોવામાં આવે છે તે અશોકના આ શિલાલેખમાંના 'સાતિયપુત્ત' શબ્દની ઉપરથી વ્યુત્પન્ન થએલી લાગે છે. આથી કરીને 'સાતિયપુત્ત'નું સ્વતંત્ર રાજ્ય પશ્ચિમદિશાના ઘાટમાં અને તેની નીચેના કોંકણના કાંઠાએ આવેલું હોવું જોઇએ ("ઇંડિયન રીવ્યુ", ૧૯૦૯, પૃ. ૪૦૧ અને આગળ). પરંતુ "ઐતરેયબ્રાહ્મણ, ૮, ૧૪"માં જણાવેલા અને પાણિનિ, ૫, ૩, ૧૧૭માં ઉલ્લેખાએલા **पर्श्वादिगण** માં દાખલ કરવામાં આવેલા '**सात्वत**' તરીકે 'સાતિય'-ને બ્યુહલર સાહેબે ગણાવ્યા છે ("બાઇટ્રાગે ઝુર એકર્લેરૂંગ ડેર અશોક-ઇન્સ્ક્રિફ્ટન", પૃ. ૧૩ અને આગળ). સ્વ. સર વિન્સેંટ સ્મિથ સાહેબે એમ માન્યું છે કે, તુલુવ દેશ અથવા તો સત્યમંગલમ્‌ની આસપાસનો પ્રદેશ 'સત્યપુત્ર' કહેવાતો હોવો જોઇએ (અ. હિ. ઇ., પૃ. ૧૬૩, ૧૮૫ ટીકા, ૪૫૯; "અશોક", પૃ. ૧૬૧). શ્રીયુત એસ. વી. વ્યંકટેશ્વરે કહ્યું છે કે, "જે દેશનું કે પ્રજાનું પાટનગર 'કાંચીપુરમ્' હતું તે દેશનું નામ" તે હશે (જ. રૉ. એ. સો., ૧૯૧૮, પૃ. ૫૪૧-૫૪૨; ઇ. ઍં., ૧૯૧૯, પૃ. ૨૪). શ્રીયુત એસ. કૃષ્ણસ્વામી આયંગર એમ માને છે કે, જેમાં માતૃપક્ષીય કે 'અલિયસંતાનમ્'નો કાયદો પ્રચલિત છે તે કોચિનની ઉત્તરદિશાના પ્રદેશને ઉદ્દેશીને 'સાતિયપુત્ર' શબ્દ વપરાયો લાગે છે ("બીગિનિંગ્ઝ ઑફ સાઉથ ઇંડિયન હિસ્ટરી," પૃ. ૭૩; જ. રૉ. એ સો., ૧૯૧૯, પૃ. ૫૮૧ અને આગળ). શ્રીયુત દે. રા. ભાંડારકરનો અભિપ્રાય આ ગ્રંથમાં પ્રથમ પૃ. ૩૮-૪૧માં આપેલો છે.

અત્યારસુધી એમ જ મનાતું આવેલું છે કે, સિંહલદ્વીપને ઉદ્દેશીને જ '**तंबपंणी**' શબ્દ વપરાએલો છે. પણ હાલમાં ઈ. હુલ્શ સાહેબે (સ્મિથ, ઇં. ઍં., ૧૯૧૮, પૃ. ૪૮ અને આગળ) એવી સૂચના કરેલી છે કે, હાલના તિનેવલ્લી જિલ્લામાં (પ્રાચીન પાંડય રાજ્યમાં) થઇને વહેતી તામ્રપર્ણી નદીને ઉદ્દેશીને જ '**तंबपंणी**' શબ્દ વપરાએલો ગણવો જોઇએ. પરંતુ આ શિલાલેખમાંનો '**तंबपंणी**' શબ્દ ઉક્ત નદીને ઉદ્દેશીને જ વપરાયો હોત તો કેરલપુત્રની પછી તે નદીનું નામ ન મુકાયું હોત, પણ પાંડયની

પછી તેનું નામ મુકાયું હોત; કારણ કે, એ નદી પાંડયના (તેમ જ સમસ્ત ભારતવર્ષના) અંતભાગમાં વહી રહેતી હતી. તે જ પ્રમાણે પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં અશોકે પાંડય લોકોથી જૂદા પડતા "તામ્રપર્ણીના લોકો "નો ઉલ્લેખ કરેલો છે તેનો પણ કાંઈ અર્થ નથી; કારણ કે, પાંડય લોકોમાં તામ્રપર્ણીના લોકોનો સમાવેશ થઈ જ જતો હતો. આથી કરીને જૂની માન્યતા ખરી ઠરે છે; એટલે કે, સિંહલદ્વીપને ઉદ્દેશીને જ 'તામ્રપર્ણી' શબ્દ વપરાએલો છે.

૨. '**सामंत**'નો અર્થ બ્યુહ્લર સાહેબે 'ખંડિયા રાજા' કર્યો છે. ગિરનારની નકલ સિવાયની બીજી બધી નકલમાં આ જ પાઠ છે. ગિરનારની નકલમાં '**सामीपं**' પાઠ છે. આથી એમ જણાય છે કે, અહીં '**सामंत**'-નો અર્થ 'પાડોસના અથવા અંતવાસી' લેવો જોઇએ. ચાઇલ્ડર્સના "પાલિભાષાનો શબ્દકોશ"માં એ શબ્દનો એ જ અર્થ આપવામાં આવેલો છે.

૩. સેનાર્ત સાહેબે '**चिकिछा**' નો અર્થ 'રોગના ઉપાયો' કર્યો છે, અને બ્યુહ્લર સાહેબે તેનો અર્થ 'દવાખાનું' કર્યો છે. પણ 'દવાદારૂ'ના અર્થમાં 'ચિકિત્સા' શબ્દ અહીં વાપરવો, એ વધારે સારૂં છે. આ ફકરાનો અર્થ બરાબર સમજવો હોય તો જુઓ પૃ. ૧૯૭-૧૯૯.

[ ૩ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:—મારો રાજ્યાભિષેક થયો ત્યારથી બાર વર્ષે આ ફરમાન (મેં) કરેલું છે:—મારા મુલકોમાં સર્વત્ર યુકતોએ[1] અને રજ્જુકોએ[2] તથા પ્રાદેશિકોએ[3] બીજા કામને માટે તેમ જ આ કામને માટે (ધર્મના ઉપદેશને માટે) દર પાંચ વર્ષે ફેરણીએ[4] નીકળી પડવું. (કેવા પ્રકારનો ધર્મોપદેશ?) "માતાનું અને પિતાનું કહ્યું માનવું, એ સારૂં છે; મિત્રોની અને ઓળખીતા લોકોની તથા સગાંસંબંધીની તેમ જ બ્રાહ્મણોની અને શ્રમણોની[5] પ્રત્યે ઉદારતા રાખવી, એ સારૂં છે; પ્રાણીઓનો વધ કરતા અટકવું,

એ સારૂં છે. થોડો ખર્ચ કરવો અને થોડો સંચય કરવો, એ સારૂં છે."[૬] શબ્દને અનુસરીને તેમ જ અર્થને અનુસરીને (આ ખર્ચની અને સંચયની) ગણત્રી રાખવાના સંબંધમાં ( મંત્રીઓની ) પરિષદ યુક્તોને આજ્ઞા આપશે.[૭]

## ટીકા

૧. સેનાર્ત સાહેબે '**राजूक**' અને '**प्रादेशिक**' શબ્દથી '**युत**' શબ્દને જૂદો પાડયો છે, અને તેનો અર્થ 'નિમકહરામ' કર્યો છે. પરંતુ બ્યુહ્લર સાહેબે એ શબ્દને '**राजूक**' શબ્દના વિશેષણ તરીકે ગણ્યો છે, અને તેમણે તેનો અર્થ 'વફાદાર' કર્યો છે. સેનાર્ત સાહેબે પ્રથમ બતાવ્યું હતું તેમ (ઇં. ઍ., ૧૮૯૧, પૃ. ૨૪૬, ટીકા ૫૦ ), ગિરનારની નકલમાં ત્રણ વખતે '**च**' શબ્દ વપરાયો છે તેથી બ્યુહ્લર સાહેબે કરેલો '**युत**' શબ્દનો અર્થ ટકી શકતો નથી. એ શબ્દને નામ તરીકે જ ગણવો જોઇએ; અને રાજૂકોની અને પ્રાદેશિકોની માફક યુકતો પણ અમલદારો હતા, એમ માનવું જોઇએ. '**युत**'(યુકત)ના ખરા અર્થને માટે જુઓ પૃ. ૫૧–૫૨. વળી, જુઓ "જાતક, પુ. ૫, પૃ. ૧૧૭."

૨. 'રાજૂકો'ના અર્થને માટે જુઓ પૃ. ૫૩–૫૪. પરંતુ શ્રીયુત કે. પી. જયસ્વાલ '**राजूक**' શબ્દને '**राजन**' શબ્દમાંથી વ્યુત્પન્ન થએલો માને છે; અને "રાજાઓ અથવા રાજમંત્રીઓ, આખા સામ્રાજ્યના ઉપર ખરેખરી કારોબારી સત્તા ભોગવતી '**परिसा**'ની સમિતિ" એ અર્થમાં તે ઉલ્લેખાય છે, એમ તેમનું માનવું છે (જ. બિ. ઓ. રી. સો., ૧૯૧૮, પૃ. ૪૨).

૩. કર્ન સાહેબે 'પ્રાદેશિક'ને સ્થાનિક હાકેમ ગણ્યો છે, અને સેનાર્ત સાહેબ તેને મળતા થયા લાગે છે. બ્યુહ્લર સાહેબે 'પ્રાદેશિકો'નો અર્થ 'ખંડિયા રાજા' કર્યો છે, અને હાલના વખતના ઠાકોરો તેમ જ રાવો અને રાવળો વગેરેના પૂર્વજો તરીકે તેમને તેમણે ગણ્યા છે. યુકતોની અને રજ્જુકોની સાથેસાથે જ પ્રાદેશિકોને ગણાવવામાં આવેલા હોવાથી તેમને અશોકના ખંડિયા ન ગણતાં અમલદારો જ ગણવા જોઈએ. બીજા અમલદારોની માફક તેમણે પણ ફેરણીએ જવું પડતું, અને પોતાના દરરોજના કામના ઉપરાંત ધર્મોપદેશનું કામ પણ તેમણે કરવું પડતું : એ હકીકતની સાથે ઉપરની

વાતનો મેળ બેસે છે. આથી કરીને એફ. ડબલ્યુ. થૉમસ સાહેબે આપેલી સમજુતી આજે સૌ કોઈ સ્વીકારે છે. ( જ. રૉ. એ. સો., ૧૯૧૪, પૃ. ૩૮૩-૩૮૬; ૧૯૧૫. પૃ. ૧૧૨ ), વળી, જુઓ પૃ. ૫૨-૫૩.

૪. કર્ન સાહેબે અને તેને અનુસરીને બ્યુહ્લર સાહેબે '**अनुसंयानं**' શબ્દનો અર્થ 'તપાસણીની ફેરણીઓ' કર્યો છે. આ અર્થ ખરો લાગે છે. સેઈન્ટ પીટર્સબર્ગના શબ્દકોશની મદદથી બ્રાહ્મણસાહિત્યમાંથી કેટલાક ઊતારા પોતાના મતના સમર્થનમાં તેમણે આપેલા છે. આ અર્થની પુષ્ટિમાં પાલિભાષાના સાહિત્યમાંથી પણ આધાર મળી શકે છે. દાખલા તરીકે, જુઓ "મજ્ઝિમનિકાય, પુ. ૩, પૃ. ૮, લીટી ૧૯; પૃ. ૧૭૪, લીટી ૫ અને ૧૭." પરંતુ સેનાર્ત સાહેબે તેનો અર્થ 'સભા' કર્યો છે; પણ એમ બનવું અશક્ય લાગે છે. તેનું પહેલું કારણ એ કે, એ અર્થના સમર્થનમાં કાંઈ આધાર મળતો નથી. તેનું બીજું કારણ એ કે, જેને માટે આ શિલાલેખની ઘણીખરી નકલોમાં '**निष्क्रम्**' શબ્દ વપરાયો છે તે હાલી-ચાલી શકે એવી ભૌતિક વસ્તુ હોવી જોઇએ. આપણે '**अनुसंयानं निखमंतु**' ન કહી શકીએ, પણ આપણે '**अनुसंयानं नियंतु**' તો કહી શકીએ. અલબત્ત, '**सभां निष्क्रांतः**' એમ આપણે કહીએ છીએ; પરંતુ તેનો અર્થ 'સભામંડપમાં ગયો' થાય છે; 'સભામાં ગયો અથવા જોડાયો' એવો તેનો અર્થ થતો નથી. તેનું ત્રીજું કારણ એ કે, '**अनुसंयान**' શબ્દ ચાવગઢના અલગ શિલાલેખમાં જોવામાં આવે છે, પણ ધવલીમાંની તેની નકલમાં તે જોવામાં આવતો નથી. તેનો અર્થ સેનાર્ત સાહેબે કર્યો છે તેમ 'સભા' થતો હોય તો, મહત્ત્વનો આવો શબ્દ બીજી કોઈ પણ નકલમાં શાથી જોવામાં આવતો નથી, એ સમજી-સમજાવી શકાતું નથી. પણ તેનો અર્થ માત્ર 'ફેરણી અથવા તપાસણીની ફેરણી' થતો હોય તો '**निष्क्रम्**' ધાતુના પ્રયોજક રૂપથી એ જ અર્થ નીકળે છે, અને '**अनुसंयान**' શબ્દ વાપરવાની ખાસ જરૂર રહેતી નથી. બસઢ ગામમાંથી મળી આવેલી એક મુદ્રામાં એ જ શબ્દ જોવામાં આવે છે. એ મુદ્રામાં "**वेसाल अनुसंयान कटक-आरे**" [વેસાલિ ( અમલદારો ) ના ફેરણીના મુકામેથી ] એમ લખેલું છે, એમ શ્રીયુત દે. રા. ભાંડારકર કહે છે ( આ. સ. ઇં. ઍ. રી.,

૧૯૧૩-૧૯૧૪, પૃ. ૧૧૧ અને આગળ. અને ચિત્રપટ ૫૦). શ્રીયુત કે. પી. જયસ્વાલે '**अनुसंयान**' શબ્દનો અર્થ 'કચેરીમાંથી નીકળી જવું, અથવા સરકારી રીતે બદલી થવાથી જવું' કર્યો છે. એ શબ્દના અર્થના સમર્થનમાં નહિ પણ અમલદારોની બદલી કરવી ઇષ્ટ હોવાની બાબતના સમર્થનમાં તેમણે "શુક્રનીતિ"માંથી ઊતારો આપેલો છે (જ. બિ. ઓ. રી. સો., ૧૯૦૮, પૃ. ૩૬-૪૦).

૫. આ દ્વંદ્વસમાસ છે, અને તેનો અર્થ 'બ્રાહ્મણવર્ગના અને શ્રમણ-વર્ગના સાધુઓ અને ભિક્ષુઓ' થાય છે. જુઓ પૃ. ૧૫૪-૧૫૫.

૬. '**अपव्ययता अपभांडता साधु**'નો અર્થ સેનાર્ત સાહેબે આમ કર્યો છેઃ—"કંજુસાઈનો અને ગાળ ભાંડવાનો ત્યાગ કરવો સારો." બ્યુહ્લર સાહેબે '**अपव्यता**' શબ્દ છોડી દીધો છે. તેમના મતે '**अपभांडता साधु**'નો અર્થ "વિવિધ ધર્મોના લોકોને ભાંડવાથી દૂર રહેવું સારૂં" થાય છે. એ બન્ને વિદ્વાનોએ એ બે શબ્દોમાંના પહેલા '**अप**' શબ્દને '**अप**' અવ્યયના પ્રાથમિક રૂપ તરીકે ગણ્યો છે. એફ. ડબલ્યુ. ટૅામસ સાહેબે અને શ્રીયુત દે. રા. ભાંડારકરે તેનું ખરૂં રૂપ '**अल्प**' ગણ્યું છે. (તેનાં કારણોને માટે જુઓ ઇં. ઍ., ૧૯૦૮, પૃ. ૨૦). '**भंड्**' (ભાંડવું) ધાતુની ઉપરથી '**भांड**' શબ્દ વ્યુત્પન્ન થયો છે, એમ આપણે ગણીએ તો તો બ્યુહ્લર અને સેનાર્ત સાહેબે કહ્યું છે તેમ તેનો અર્થ 'ભાંડવું તે' અથવા 'ગાળ ભાંડવી તે' થાય; પરંતુ '**अपव्ययता**' શબ્દની જોડે જ '**अपभांडता**' શબ્દ વપરાયો છે તેથી તેનો અર્થ એવો કરવાનો છે કે, જેવી રીતે એક છેડે '**बहुव्ययता**' છે તેવી રીતે બીજા છેડે '**बहुभांडता**' છે. '**भांड**'નો અર્થ 'માલ કે મિલ્કત' લેવામાં આવે તો જ આમ બની શકે. આથી કરીને '**अपव्ययता**'ની (ઓછા ખર્ચની) સરખામણીમાં '**अपभांडता**'નો અર્થ 'ઓછો સંચય' કરવો જોઇએ.

૭. અશોકની ધર્મલિપિઓમાં કેટલાંક અનેકાર્થી વાકયો છે તે પૈકીનું આ પણ એક વાકય છે. સેનાર્ત સાહેબે તેનો અર્થ આમ કર્યો છેઃ—

"હેતુઓના અને શબ્દોના સંબંધમાં વિગતવાર આજ્ઞા નિમકહરામોને આપવાનું કામ સંઘે કરવાનું છે." આ અર્થનો લંબાણપૂર્વક અર્થ આમ કરી શકાય છેઃ—"એટલે (નીતિના) પાયાનો (નીતિનિયમોનો) અને (સિદ્ધાંતોને તથા નિયત ક્રમને અનુસરીને) પ્રકારનો વિગતવાર ઉપદેશ કરવાનું કામ સંઘે કરવાનું છે." બ્યુહ્લર સાહેબે ઉક્ત વાકયનો અર્થ આવો કર્યો છેઃ—"વળી, શબ્દને તેમ જ હેતુને અનુસરીને પ્રાર્થનામાં જે યોગ્ય છે તે સર્વ સંપ્રદાયના ગુરુઓ અને સાધુઓ ઉપદેશશે." એ વાકયનો ખરો અર્થ કરવાનો પ્રયત્ન હવે આપણે કરશું. પ્રથમ તો એવો સવાલ ઊભો થાય છે કે, અહીં '**युत**' શબ્દનો અર્થ શો થાય છે? આ શિલાલેખમાં પ્રથમ એ શબ્દનો જે અર્થ થાય છે તે જ અર્થ અહીં પણ લેવાનો છે, એ દેખીતું છે. રજ્જુકો અને પ્રાદેશિકો અમલદારો હતા; અને યુકતોને તેમની સાથે સાથે જ ગણાવવામાં આવ્યા છે તેથી તેઓ પણ અમલદારો જ હોવા જોઇએ. એ અમલદારો કેવા પ્રકારના હતા, એ આપણે જોઈ ગયા છીએ. '**युत**' શબ્દનો અર્થ સેનાર્ત સાહેબે અને બ્યુહ્લર સાહેબે અનુક્રમે 'નિમકહરામ' અને 'જે યોગ્ય છે તે' કરેલો છે તે આ રીતે ભાંગી પડે છે. બીજો સવાલ એ છે કે, જે '**परिसा**' શબ્દનો અર્થ સેનાર્ત સાહેબે 'સંઘ' કર્યો છે અને બ્યુહ્લર સાહેબે 'સંપ્રદાયના ગુરુઓ અને સાધુઓ' કર્યો છે તે '**परिसा**' શબ્દનો અર્થ શો છે? એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, અશોકના છઠ્ઠા મુખ્ય શિલાલેખમાં પણ '**परिसा**' શબ્દ વપરાએલો છે. આપણે પછીથી જોશું તેમ શ્રીયુત કે. પી. જયસ્વાલે ખાત્રી કરી આપી છે કે, ઉકત શિલાલેખમાં એ શબ્દનો અર્થ 'મંત્રી-મંડળ' થાય છે. આ અર્થ અહીં બરાબર બંધ બેસે છે; કારણ કે, ખરી રીતે મંત્રીમંડળ જ યુકતોને આજ્ઞા આપી શકે. હવે '**गणना**' શબ્દનો વિચાર કરવાનો રહે છે. તેનો અર્થ 'ગણત્રી' છે. આપણે પ્રથમ જોઇ ગયા છીએ કે, '**अलपव्ययता**'નો અને '**अलपभांडता**'નો સદ્ગુણ કેળવવાનો ઉપદેશ કરવાની આજ્ઞા અશોકે પોતાના અમલદારોને કરેલી છે. પણ લોકો આ વ્યવહાર સદ્ગુણોને કેળવે છે કે કેમ, એ શી રીતે નક્કી કરવું? આનું નક્કી કરવાના હેતુથી કેટલાક અમલદારોએ ઘેરઘેર તપાસ કરવી જોઇએ; અને દરેક ગૃહસ્થાશ્રમીએ કેટલો ખર્ચ કર્યો અને કેટલો સંચય કર્યો, એની ગણત્રી તેમણે કરવી જોઇએ. પણ બધાં કુટુંબોને લાગૂ

પડી શકે તેવો સર્વસાધારણ નિયમ ઘડવાનું અશોકને અશક્ય લાગ્યું તેથી કરીને તેવા અમલદારોને જ્યારેજ્યારે મુશ્કેલી નડે ત્યારેત્યારે તેમને સલાહ આપવાનો હુકમ પરિષદને તેણે કર્યો હતો.

## [ ૪ ]

### ભાષાંતર

લાંબા સમયથી –ઘણાં, સેંકડો વર્ષોથી– સજીવ પ્રાણીઓનો વધ, ભૂતોની હિંસા, સગાંસંબંધીની સાથે અયોગ્ય વર્તન અને બ્રાહ્મણોની તથા શ્રમણોની સાથે અયોગ્ય વર્તન માત્ર વધતાં ગયાં. પણ હવે દેવોને લાડકા પ્રિયદર્શી રાજાના ધર્માચરણના પરિણામમાં લોકોને વિમાનનાં દર્શન, હાથીઓનાં દર્શન, અગ્નિસંચય અને બીજાં દવ્ય રૂપ બતાવાયા પછી ઢોલનો અવાજ ધર્મનો અવાજ બન્યો છે.[1] પહેલાં ઘણાં, સેંકડો વર્ષથી નથી થયું તેમ હવે દેવોને લાડકા પ્રિયદર્શી રાજાના ધર્મોપદેશથી પ્રાણીઓનો વધ ન કરવો તે, ભુતની હિંસા ન કરવી તે, સગાંસંબંધીની સાથે યોગ્ય વર્તન, બ્રાહ્મણોની અને શ્રમણોની સાથે યોગ્ય વર્તન, પિતાનું અને માતાનું કહ્યું માનવું તે, મોટેરાંનું કહ્યું માનવું તે વધ્યાં છે. આ અને બીજી અનેક રીતે ધર્માચરણ વધ્યું છે, અને દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આ ધર્માચરણ વધારશે પણ ખરો. પ્રિયદર્શી રાજાના પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રો અંતકાળ[2] સુધી આ ધર્માચરણને વધારશે, (અને) ધર્મ તથા શીલ પાળીને ધર્મનો બોધ આપશે; કારણ કે, ધર્મનો બોધ ઉત્તમોત્તમ કર્મ છે, અને અશીલ મનુષ્યથી ધર્માચરણ(ને પોષવાનું કામ) થતું નથી. આથી કરીને આ અર્થની વૃદ્ધિ થાય અને તેમાં કાંઇ ઊણપ રહે નહિ, એ ઉત્તમોત્તમ છે. આ હેતુથી –જેમ કે, (મારા વંશજો) આ અર્થની વૃદ્ધિ કરવાની યોજના કરે અને કાંઇ પણ ઊણપ ન જણાય તેટલા માટે– આ (ધર્મલિપિ) લખાવવામાં આવી છે. દેવોને લાડકા પ્રિયદર્શી રાજાના રાજ્યાભિષેકને બાર વર્ષ થયાં હતાં ત્યારે આ લખાવવામાં આવી હતી.

## ટીકા

૧. આ વાક્યનો અર્થ જૂદીજૂદી રીતે કરવામાં આવેલો છે. એ બધી જાતના અર્થના બે ભાગ પડી શકે છેઃ—(૧) પૃથ્વીની ઉપરના પદાર્થોને ઉદ્દેશીને કરેલા અર્થ; અને (૨) આકાશી બનાવોને ઉદ્દેશીને કરેલા અર્થ. સેનાર્ત સાહેબે અને બ્યુહ્લર સાહેબે પહેલા પ્રકારનો અર્થ કરેલો છે, અને કર્ન સાહેબે તથા કેટલાક વખત સુધી હુલ્શ સાહેબે બીજા પ્રકારનો અર્થ કરેલો છે (જ. રૉ. એ. સો., ૧૯૧૧, પૃ. ૭૮૫ અને આગળ). પહેલા પ્રકારનો અર્થ વધારે સ્વાભાવિક હોવાથી સ્વીકારી શકાય તેવો છે. શ્રીયુત દે. રા. ભાંડારકરે સેનાર્ત સાહેબથી તથા બ્યુહ્લર સાહેબથી જૂદા પડીને આવો જ અર્થ (ઇ. ઍ., ૧૯૧૩, પૃ. ૨૫ અને આગળ) કરેલો છે, અને હુલ્શ સાહેબે એમનો અર્થ માન્ય રાખ્યો છે (ઇ. ઍ., ૧૯૧૩, પૃ. ૬૫૧ અને આગળ).

ઉક્ત વાક્યોના જૂદાજૂદા અર્થ અહીં પ્રથમ આપણે આપશું.

**કર્ન** સાહેબનો અર્થ આમ છેઃ–"પણ હવે **દેવાનાં-પ્રિય** પ્રિયદર્શી રાજા ધર્માચરણ કરે છે ત્યારે તેનાં ઢોલનો અવાજ ધર્માચરણનો ઘોષ કરનારો નીવડયો છે, અને દેવોના રથનાં દર્શન અને દૈવી હાથીઓનાં દર્શન તથા આગના દડા અને બીજાં દિવ્ય નિશાનનાં દર્શન લોકોને થયાં છે." (ઇ. ઍ., ૫, ૨૬૧.)

**સેનાર્ત** સાહેબનો અર્થ આમ છેઃ–"પણ હવે દેવોને લાડકા પિયદસિ રાજા ધર્માચરણમાં વિશ્વાસ રાખતો હોવાથી તેણે ઢોલનો અવાજ જાણે કે (ખુદ) ધર્મનો અવાજ છે (એવી રીતે) તેનો પડઘો પાડયો છે, અને રથ, હાથી, મશાલો અને બીજાં દિવ્ય દશ્યો ધરાવતી સ્વારીઓનાં દર્શન લોકોને કરાવ્યાં છે." (ઇ. ઍ., ૧૦, ૮૪.)

**બ્યુહ્લર** સાહેબનો અર્થ આમ છેઃ–"પણ હવે દેવોને લાડકા પ્રિયદર્શી રાજાએ ધર્માચરણ કર્યું તેના પરિણામમાં ઢોલનો અવાજ– કહો કે, ધર્મનો અવાજ– સંભળાયો છે, અને દેવોના રથનાં દર્શન, હાથીઓનાં અને બીજાં દિવ્ય દશ્યોનાં દર્શન લોકોને કરાવવામાં આવ્યાં છે." (એ. ઇ., ૨, ૪૬૭.)

શ્રીયુત દે. રા. ભાંડારકરે પોતાનો અર્થ પ્રસિદ્ધ કર્યો ત્યારપછી શ્રીયુત **એસ. કૃષ્ણસ્વામી આયંગર** નામક લેખકે ઉક્ત વાક્યની ચર્ચા કરેલી છે (જ. રૉ. એ. સો., ૧૯૧૫, પૃ. ૫૨૧; ઇ. ઍ., ૧૯૧૫, પૃ. ૨૦૩). તેમણે એનો અર્થ આમ કર્યો છેઃ—"પણ હવે **[દે]વાનાં-પ્રિય**

પ્રિયદર્શીએ ધર્માચરણ કર્યું તેના પરિણામમાં, અહો ! ઢોલનો અવાજ માત્ર ધર્મનો અવાજ બન્યો છે; સ્વારીના રથ, હાથીઓ, આતશબાજી, વગેરેનું જે દૃશ્ય લોકોને બતાવવામાં આવ્યું છે તે દેવોનું દૃશ્ય છે." આ અર્થ એકદમ સ્વીકારી શકાય તેમ નથી; કારણ કે, '**अग्गानि**' શબ્દથી એમ સ્પષ્ટ થાય છે કે, જે **विमान, हस्तिन्** અને **अग्निस्कंध** અશોકે બતાવેલાં તે '**दिव्यानि रूपानि**' હતાં. આવું હોઇને પૃથ્વીની ઉપરનાં સ્વારીનાં રથ તથા હાથીઓ અને આતશબાજી તે ન હોઇ શકે. એફ. ડબલ્યુ. થૉમસ સાહેબે પણ '**अग्गिखंध**' શબ્દનો અર્થ 'આતશબાજી' કર્યો છે ( જ. રૉ. એ. સો., ૧૯૧૪, પૃ. ૩૯૫ ); પણ આતશબાજી ઊડાડ્યાથી લોકોમાં ધર્માચરણ કેવી રીતે ઉત્પન્ન થઇને વૃદ્ધિને પામે, એ તેણે બતાવ્યું નથી.

ઉક્ત વાક્યના સ્પષ્ટાર્થને માટે જુઓ પૃ. ૧૧૪-૧૧૬ અને પૃ. ૧૨૫-૧૨૬. શ્રીયુત દે. રા. ભાંડારકરે પોતાના લેખમાં ( ઇં. ઍં., ૧૯૧૩, પૃ. ૨૫ અને ૧૧) માત્ર '**विमान**' શબ્દનો જ સંતોષકારક ખુલાસો આપેલો છે. આ કામે તેમણે પાલિભાષાના "**विमानवत्थु**" નામક ગ્રંથની પ્રત્યે આપણું ધ્યાન ખેંચેલું છે. '**हस्तिन्**' શબ્દનો અને '**अग्गिखंध**' ( અથવા **जोतिखंध** ) શબ્દનો ખુલાસો પણ એ જ ગ્રંથમાંથી મળી આવે છે. એ ગ્રંથમાં એમ કહ્યું છે કે, જે લોકો ધાર્મિક જીવન ગાળે છે તે પૈકીના કેટલાક લોકો પરભવમાં '**विमान**' ( દૈવી મહેલ ) મેળવે છે તેમ જ '**हस्तिन्**' ( એકદમ ધોળા દૈવી હાથી ) પામે છે ( પૃ. ૪, લીટી. ૧., પૃ. ૫૬, લીટી ૧૬ અને ૩૫ ) અને '**अग्गिखंध**' અથવા '**जोतिखंध**' [ વીજળીના જેવો ચળકતો ચહેરો (પૃ. ૧, લીટી ૯) અને તારા ( પૃ. ૭, લીટી ૨૮ ) તથા અગ્નિ ( પૃ. ૧૨, લીટી ૩૩ )] પ્રાપ્ત કરે છે. દૈવી ઘોડાઓ તેમ જ વહાણો વગેરે જે વસ્તુઓનો ઉલ્લેખ એ જ "**विमानवत्थु**" નામક ગ્રંથમાં કરેલો છે (પૃ. ૧૨, લીટી ૨૮; પૃ. ૪, લીટી ૨૬) તે વસ્તુઓનો સમાવેશ "**अग्गानि च दिव्यानि रूपानि**"માં થાય છે.

૨. '**सवटकप**'(સંવર્તકલ્પ)ને માટે જુઓ જ. રૉ. એ સો., ૧૯૧૧, પૃ. ૪૮૫, ટીકા ૧.

[ ૫ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છેઃ–કલ્યાણ કરવું અઘરૂં છે. જે કલ્યાણ આદરે છે તે અઘરૂં કામ કરે છે. હવે મેં ઘણું કલ્યાણ કર્યું છે. મારા પુત્રો, પૌત્રો અને તેમની પછીના મારા વંશજો તેને અનુવર્તશે તો તેઓ પુણ્ય કરશે; પણ આ બાબતમાં જે (પોતાની ફરજનો) અંશ પણ ત્યજશે તે પાપ કરશે. ખરેખર, પાપ કરવું સહેલું છે.[૧]

હવે, પૂર્વે ઘણા વખતથી ધર્મમહામાત્રો[૨] ન હતા. મારા રાજ્યાભિષેકને તેર વર્ષ થયાં ત્યારે મેં ધર્મમહામાત્રો નીમ્યા. ધર્મ સ્થાપવાને માટે, ધર્મ વધારવાને માટે, અને ધર્મિષ્ઠ લોકોના હિતસુખને માટે સર્વ પાષંડોમાં તેમને કામે લગાડેલા છે.[૩] યવનોના, કંબોજોના અને ગંધારોના[૪] તેમ જ પરંપરાગત રાષ્ટ્રિકોના અને પશ્ચિમકાંઠાની પાસેના બીજા લોકોના દેશમાં તેઓ નોકર બનેલા બ્રાહ્મણોના[૫] અને ગૃહપતિઓના તથા અનાથોના અને વૃદ્ધોના હિતસુખનું તેમ જ ધર્મિષ્ઠ લોકોને બંધનમાંથી[૬] મુક્ત કરવાનું કામ (પણ) કરી રહ્યા છે. કેદખાનામાં પૂરાએલા[૭] (કોઇ પણ ઇસમ)ને ઘણાં સંતાનો હોય કે કનડગત થતી હોય કે ઘડપણ આવ્યું હોય તો તેને નાણાંની મદદ આપવાનું કે તેને બંધનમાંથી મુક્ત કરવાનું અથવા તેને છોડી મુકવાનું કામ તેઓ કરે છે.[૮] મારા ઝનાનામાં અથવા પાટલિપુત્રમાં કે બહારનાં શહેરોમાં રહેતાં મારાં ભાઇબહેનો-ની અને બીજાં સગાંસંબંધીની પાસે સર્વત્ર તેઓ કામ કરે છે. જે ધર્મિષ્ઠ ઇસમ ધર્મને અનુસરતો હોય કે ધર્મનું ધામ હોય કે દાન કરનારો હોય તેની પાસે તેઓ મારા મુલકોમાં સર્વત્ર કામ કરે છે. એવા હેતુથી આ ધર્મલિપિ કોતરાવી છે કે, તે ચિરસ્થાયી બને, અને મારી પ્રજા (મને) અનુવર્તે.

## ટીકા

૧. ધર્મમહામાત્રોની નીમણૂક કર્યાનો ઉલ્લેખ જે વાક્યમાં કર્યો છે તે વાક્યની અને આ શિલાલેખની શરૂઆતના ભાગની વચ્ચે કાંઈ સંબંધ ન હોય તેમ તે બન્નેને જૂદાં પાડવાનો શિરસ્તો પડી ગયો છે. પણ આમ કરવાનો કાંઇ જ અર્થ નથી. જૂદાજૂદા ભાગને જોડનારો કેંદ્રીભૂત વિચાર અશોકની દરેક ધર્મલિપિમાં જોવામાં આવે છે. આથી કરીને આગળના ભાગની અને પાછળના ભાગની વચ્ચેનો સંબંધ સચવાય તેવી રીતે અશોકની ધર્મલિપિનું ભાષાંતર કરવાનું છે. એ રીતે જોતાં '**कलाण**' અથવા '**कयान**' શબ્દનો અર્થ 'સુકૃત' કે 'સારૂં કામ' નથી થતો, પણ ઐહિક તેમ જ પારલૌકિક 'સુખ' અથવા 'ભલું' થાય છે. અશોક કહે છે કે, આવા પ્રકારનું ઘણું સુખ તેણે સાધ્યું છે; અને પોતાના પુત્રોને તથા પૌત્રોને અને વંશજોને તેને પોતાને અનુસરીને ચાલવાનો ઉપદેશ તેણે કર્યો છે. આ ફરજ અંશતઃ અદા કરવી ન જોઇએ, પણ તે પૂર્ણાંશે અદા કરવી જોઇએ: એવો આગ્રહ તેણે કરેલો છે; કારણ કે, પાપ- એટલે કે, ઐહિક અથવા પારલૌકિક દુષ્કૃત— મનુષ્યના ભાગે સ્વાભાવિક રીતે આવે છે. આવું હોવાથી મનુષ્ય— અને તેમાં પણ તે રાજા હોય તો તે ખાસ કરીને— તેમાંથી મુક્ત રહી શકતો નથી; અને તેથી રાજાએ તો અંશનો પણ ત્યાગ કર્યા વગર પોતાની પ્રજાની પ્રત્યેની પોતાની ફરજ પૂર્ણાંશે અદા કરવી જોઇએ. મનશાહરની અને કાલશીની તથા ધવલીની નકલમાં '**पापे हि नाम सुपदालये**' વંચાય છે તેનો અર્થ 'પાપને સારી પેઠે દૂર કરવું જોઇએ છે' થાય છે, એમ શ્રીયુત દે. રા. ભાંડારકર માને છે. અશોક પછીથી કહે છે કે, પોતાની પ્રજાનું '**कल्याण**' (ઐહિક તેમ જ પારલૌકિક સુખ) સાધવાને લગતી પોતાની યોજનાની પૂરવણી તરીકે તેણે પોતે ધર્મમહામાત્રોની યોજના કરી હતી. આપણે હમણાં જ કહેશું તેમ આ બન્ને રીતે લોકોનું કલ્યાણ સાધવાનું કામ એ ધર્મમહામાત્રોને સોંપવામાં આવ્યું હતું. '**कल्याण**'ની અને '**पाप**'ની વચ્ચેનો ભેદ પોતાના ત્રીજા મુખ્ય સ્તંભલેખમાં અશોકે દર્શાવેલો છે.

૨. '**धर्ममहामात्र**' એટલે "ધર્મનો અવેક્ષક": એમ બ્યુહ્લર સાહેબ કહે છે (એ. ઇ., ૨, પૃ. ૧૬૭). સ્મિથ સાહેબે તેને "ધર્મનો તપાસણી-

કામદાર" કહ્યો છે (" અશોક ", પૃ. ૧૯૮ ). એ શબ્દનું ભાષાંતર કરવાની જરૂર જ નથી. એ મૂળ શબ્દમાં જે અર્થ રહ્યો છે તે તેના ભાષાંતરમાં ઊતારી શકાય તેમ નથી. અશોકના સમયની પહેલાં ઘણા મહામાત્રો હતા; પણ ધર્મમહામાત્રો( ધર્મ વધારનારા મહામાત્રો )ની પ્રથમ યોજના કરનાર તો તે પોતે જ હતો.

૩. આ શિલાલેખની જૂદીજૂદી નકલોમાં— અને તેમાં પણ ખાસ કરીને ગિરનારની નકલમાં 'धंमयुतस' શબ્દની પછી—સંયોગી અવ્યય 'च' નો મનમાન્યો ઉપયોગ થયો છે તેથી કરીને આ વાકયરચના સહેલાઈથી સમજી શકાતી નથી. તેમ છતાં પણ શ્રીયુત દે. રા. ભાંડારકરના મતે આ વાકયનો ભાવાર્થ એવો છે કે, અશોકના મુલકોમાંના બધા ' पासंड 'ની અને ધર્મયુકતોની સાથે ધર્મમહામાત્રોને સંબંધ હતો. ' पासंड 'ના અર્થને માટે જુઓ પૃ. ૧૫૭. 'धंमयुत' શબ્દ ત્રણ પ્રસંગે આ શિલાલેખમાં વપરાએલો છે; અને દરેક પ્રસંગે તેનો જૂદોજૂદો અર્થ બ્યુહ્‌લર સાહેબે કરેલો છે. સેનાર્ત સાહેબે કરેલી ટીકાનો ( ઇ. ઍ, ૧૮૯૧, પૃ. ૨૩૯, ટીકા ૩૦નો) જવાબ આપી શકાય તેમ લાગતું નથી. ' ધર્મયુક્ત ' એટલે "(ખરા) ધર્મના નિમકહરામ ": એમ તેઓ કહેવા માગે છે. પણ તેનો અર્થ ' ધર્મથી યુક્ત અથવા ધર્મિષ્ઠ ' કરવો, એ વધારે સારૂં છે. થૉમસ સાહેબે તેનો અર્થ " ધર્મખાતાના અમલદાર " કર્યો છે ( જ. રૉ. એ. સો., ૧૯૧૫, પૃ. ૧૦૨–૧૦૩), અને સ્મિથ સાહેબે તેનો અર્થ " ધર્મના તાબેદાર " કર્યો છે ( " અશોક, " પૃ. ૧૭૦ ). તેઓ ' ધર્મ-યુક્ત ' શબ્દ માને છે; પણ ' ધર્મયુક્ત ' શબ્દ તેઓ માનતા નથી. પરંતુ આ રીતના સંબંધમાં વાંધો ઊઠાવી શકાય તેમ છે. પ્રથમ તો, પોતે ધર્મ-યુકતોની યોજના કર્યાનું કોઈ પણ સ્થળે અશોકે કહેલું નથી. તેણે તેમની યોજના કરી હોત તો પોતાની ધર્મલિપિ-ઓમાં ધર્મમહામાત્રોનો ઉલ્લેખ તેણે કરેલો છે તેમ તેમનો ઉલ્લેખ પણ તેણે કર્યો જ હોત. એ જાતના અમલદારો અશોકના સમયની પહેલાંના સમયમાં હયાતી ધરાવતા હતા, એવું અનુમાન કરવાને કાંઇ પણ કારણ નથી. વળી, રાજાની પ્રજા તરીકે 'धंमयुत' ન હતા, પણ તેઓ રાજાના અમલદારો હતા, તો પછી ધર્મયુકતોના હિતસુખને માટે અને તેમને ધર્મોપદેશ

કરવાને માટે ધર્મમહામાત્રો શા કારણે કાળજી રાખે છે, એ જ સમજી શકાતું નથી. તદુપરાંત અશોકના સાતમા મુખ્ય સ્તંભલેખમાં કહ્યું છે તેમ, રજ્જુકો '**ધંમયુત જન**'ને ધર્મોપદેશ કરતા હતા. અહીં '**ધંમયુત જન**'નો અર્થ અશોકના "ધર્મને જે લોકો અનુસરતા હોય તે લોકો" જ થઇ શકે છે.

ધર્મમહામાત્રોની ફરજ બે પ્રકારની હતીઃ-(૧) લોકોનું ઐહિક હિતસુખ સાધવાની ફરજ; અને (૨) લોકોનું પારલૌકિક હિતસુખ સાધવાની ફરજ. જુઓ પૃ. ૬૩ અને આગળ, તથા પૃ. ૧૩૨ અને આગળ.

૪. બ્યુહ્લર સાહેબે '**अपलंता**' શબ્દની પછી વિરામચિહ્ન મુકવાની સૂચના કરી છે, અને '**योन–कंबोज–गंधारानं**' નો સંબંધ તેની પહેલાંના વાકયભાગની સાથે તેમણે જોડયો છે. પણ સેનાર્ત સાહેબે અને શ્રીયુત દે. રા. ભાંડારકરે એ શબ્દોને તેની પછીના વાકયભાગની સાથે જોડયા છે. ઇં. ઍં., ૧૮૯૧, પૃ. ૨૪૦, ટીકા ૩૦ માં આમ કરવાનાં કારણો આપેલાં છે. યોન અને કંબોજ તથા ગંધાર વગેરે લોકો કોણ હતા, એ જાણવું હોય તો જુઓ પૃ. ૨૭ અને આગળ.

૫. બ્યુહ્લર સાહેબે (વી. ઓ. જ., ૧૨, પૃ. ૭૬માં) કહ્યું છે તેમ '**ब्रमणिभ**' શબ્દ અને તેના વિવિધ પાઠ પાલિસાહિત્યમાંના "મહાનારદ-કસ્સપ-જાતક" નાં નિદાન ત્રણ સૂત્રોમાં જોવામાં આવતા '**ब्रह्मनिब्भ**' (**ब्राह्मणेभ्य**) શબ્દની સાથે બરાબર મળતા આવે છે. ભાષ્યમાં આ સમાસમાંના '**इब्भ**' શબ્દનો અર્થ '**गहपति**' કર્યો છે. તે શબ્દ જે સમાજસંઘને માટે વપરાયો છે તે પૃ. ૧૬૬માં દર્શાવવામાં આવ્યો છે. (ગિરનારની નકલમાંના) '**भतमय**' અથવા (શાહબાઝગઢીની અને મનશાહરની તથા કાલશીની નકલમાંના) **भटमय**' અથવા (ધવલીની નકલમાંના) '**भटिमय**' શબ્દે શિલાલેખોના અભ્યાસીઓને બહુ ગૂંચવ્યા છે. તેમણે તેના જૂદાજૂદા અર્થ કરેલા છે. સેનાર્ત સાહેબે '**भटमय**' શબ્દ માનીને "સિપાઈઓ અને લડવૈયાઓ" અર્થ કર્યો છે. બ્યુહ્લર સાહેબે '**भृतमय**' શબ્દ માનીને "ભાડુતી નોકરો" અર્થ કર્યો છે. ફ્રૅંકે સાહેબે '**भटमयेसु**' શબ્દ સમજીને "નોકરો અને ધણીઓ" અર્થ કર્યો છે. શ્રીયુત દે. રા.

ભાંડારકરે બ્યુહ્લર સાહેબનો અભિપ્રાય માન્ય રાખ્યો છે. અહીં '**भट**' શબ્દનો અર્થ 'લડવૈયાઓ' તો ન હોઈ શકે. ગિરનારની નકલમાં '**भत**' પાઠ છે તે આવો અર્થ થતો અટકાવે છે. વળી, '**मय**' શબ્દ '**मर्य**' ન હોઇ શકે; કારણ કે, તેમ હોત તો શાહબાઝગઢીની અને મનશહરની નકલમાં '**मर्य**' શબ્દમાંનો રેફ કાયમ રહ્યો હોત. આથી કરીને ઉક્ત સમાસને સ્વાભાવિક રીતે સંસ્કૃતભાષાના '**भृतमय**' સમાસની બરોબર ગણી શકાય છે. શ્રીયુત દે. રા. ભાંડારકરે '**ब्रमणिभ**' શબ્દના વિશેષણ તરીકે '**भृतमय**' શબ્દને ગણ્યો છે, અને એ બન્ને શબ્દોનું ભાષાંતર "નોકર બનેલા બ્રાહ્મણો અને ગૃહપતિઓ" એમ તેમણે કર્યું છે. અહીં બ્રાહ્મણવર્ણની અને વૈશ્યવર્ણની બધી જ વ્યક્તિઓનો ઉલ્લેખ થયો નથી, પણ **अनाथ**-(અનાથ)ની અને **वृद्ध**(ઘરડા)ની સ્થિતિના જેવી જેમની સ્થિતિ હોય તેમનો જ ઉલ્લેખ થયો છે. કેટલાક બ્રાહ્મણો અને વૈશ્યો આવી સ્થિતિમાં આવી ગયા હશે કે કેમ, એ બાબતની શંકા રાખવાનું કારણ નથી. હ્રાઇસ ડેવિડ્ઝ સાહેબે કહ્યું છે કે, "ખેતી કરતા અને ગોવાળિયા તથા બકરાં ચારનારા તરીકે નોકરી કરતા બ્રાહ્મણોનો ઉલ્લેખ ઘણા પ્રસંગે થએલો છે" ("બુદ્ધિસ્ટ ઇંડિયા", પૃ. ૫૭). આવી સ્થિતિ ભોગવતા ગૃહપતિઓના સંબંધમાં જુઓ ફિક્ફ્રૂત "સોશિયલ ઑર્ગેનિઝેશન, એટ સેટેરા" (ભાષાંતર), પૃ. ૨૫૫–૨૫૬.

૬. ધવલીના અને યાવગઢના જૂદા જૂદા શિલાલેખો પૈકીના પહેલા લેખમાં અશોકે અમુક પ્રકારના પોતાના અમલદારોને એવી ચેતવણી આપેલી છે કે, પ્રજામાંની કોઈ પણ વ્યક્તિને '**बंधन**' કે '**परिक्लेश**' ન થાય, એ તેણે જોવું જોઇએ. એ જ લેખના છેવટના ભાગમાં એવી ચેતવણી ફરીથી આપતાં અશોકે '**परिबोध**' શબ્દનો અને '**परिक्लेश**' શબ્દનો ઉપયોગ કરેલો છે. એ રીતે જોતાં '**परिबोध**' શબ્દ '**बंधन**' શબ્દને મળતો જ હોવો જોઇએ. તેનો અર્થ 'હાથકડી' કરી શકાય. જ. રૉ. એ. સો., ૧૯૧૫, પૃ. ૯૯–૧૦૬માં થૉમસ સાહેબે આપેલા ઉતારામાં પણ એ શબ્દનો બરાબર એ જ અર્થ બેસે છે. ગિરનારની નકલમાં '**परिगोध**' પાઠ છે તેના સંબંધનો

ખુલાસો આપતાં થૉમસ સાહેબે યોગ્ય જ કહ્યું છે કે, તે વખતની રૂઢિને લઇને જ એ બે શબ્દોની વચ્ચે ગોટાળો થવા પામેલો છે.

૭. આ સમાસનો અર્થ કરવામાં સેનાર્ત સાહેબ અને શ્રીયુત દે. રા. ભાંડારકર મળતા થાય છે. 'बंधनबधस'માંના 'बध' શબ્દનો અર્થ બ્યુહ્લર સાહેબે "દેહાંતદંડ" કર્યો છે. આ શિલાલેખની બધી નકલોમાં 'बध' શબ્દ જ છે. 'वध' શબ્દ તેની કોઈ પણ નકલમાં જોવામાં આવતો નથી. "बवयोरभेदः" એ નિયમ અશોકની ધર્મલિપિઓને તો લાગૂ પડતો જ ન હતો. આ સમાસનું સંસ્કૃતભાષાનું રૂપ 'बंधनबद्धस्य' છે, અને તેનો અર્થ 'બંધનથી બંધાએલાનો' (એટલે કે, 'કેદખાનામાં પૂરાએલાનો') થાય છે. અશોકના આઠમા મુખ્ય શિલાલેખમાં 'पटिविधान' શબ્દ વપરાયો છે તેનો અર્થ '(નાણાંની) વહેંચણી અથવા મદદ' થાય છે, અને એ અર્થ અહીં બરાબર બેસે છે. બ્યુહ્લર સાહેબ કહે છે કે, 'अभिकर' શબ્દ 'अभिकृ' ધાતુની ઉપરથી વ્યુત્પન્ન થએલો છે. "જાતક, ૪, ૧૨૧, ૭૨" માં 'अभिकिरति' શબ્દનો અર્થ 'હરાવે છે' કે 'કનડે છે' થાય છે, એમ તેણે બતાવી આપ્યું છે. એનાથી જૂદો પડતો અર્થ જ. બિ. ઓ. રી. સો., ૧૯૧૮, પૃ. ૧૪૪-૧૪૬ માં આપવામાં આવેલો છે તે જિજ્ઞાસુએ જોઈ લેવો.

૮. આ વાકયના કોઈ પણ ભાષાંતરમાં પૂર્વાપર સંબંધ બરાબર સમજપૂર્વક જળવાયો નથી. ધર્મમહામાત્રોએ કરવાના જે કામનો ઉલ્લેખ આ વાકયમાં કરેલો છે તે કામનો ખરો પ્રકાર જાણવો હોય તો જુઓ પૃ. ૬૩-૬૫.

[ ૬ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:-પૂર્વે કામનો નિકાલ થતો નહિ અને સર્વ સમયે સમાચાર અપાતા નહિ, (એ સ્થિતિને) ઘણો સમય વીતી ગયો છે. આથી મેં આમ કર્યું છે:-હું ભોજન કરતો હોઉં કે ઝનાનામાં હોઉં, શયનગૃહમાં હોઉં કે દરબારી

ઘોડારમાં[1] હોઉં, ઘોડે બેઠો[2] હોઉં કે ઉદ્યાનમાં હોઉં ત્યારે પણ સમાચાર આપનારા લોકોએ લોકાનાં કામથી મને વાકેફ કરવો. લોકોનાં કામ હું સર્વત્ર કરૂં છું. વળી, (હુકમ) આપવાની કે સંભળાવવાની બાબતમાં હું જે કાંઇ મોઢેથી ફરમાવું તેના સંબંધમાં, અથવા તો વળી મહામાત્રોના ઉપર કાંઇ મહત્ત્વનું કામ આવી પડે તેના સંબંધમાં મંત્રીમંડળમાં[3] કાંઇ મતભેદ પડે કે તે રદબાતલ થાય તો સર્વત્ર અને સર્વ સમયે તેના સમાચાર મને તુરત પહોંચાડવા, એવું ફરમાન મેં કર્યું છે. (મારી) જહેમતથી અને (મારા) કામના નિકાલથી મને કદિ પણ સંતોષ થતો નથી; કારણ કે, આખી દુનિયાનું હિત મારા મતે માનભરી ફરજ છે. વળી, તેના મૂળમાં જહેમત[4] અને કામનો નિકાલ રહેલાં છે. આખી દુનિયાના હિતથી વધારે ઉમદા ફરજ બીજી કોઇ નથી. વળી, જે કાંઇ જહેમત હું ઊઠાવું છું તે એવા હેતુથી કે, ભૂતોની પ્રત્યેના ઋણમાંથી હું મુક્ત થાઉં, તેઓમાંના કેટલાકને અહીં સુખી કરૂં અને તેઓ પરલોકમાં સ્વર્ગે પહોંચે. આ ધર્મલિપિ એવા હેતુથી મેં લખાવી છે કે, તે લાંબા વખત સુધી ટકી રહે, અને મારા પુત્રો તથા પૌત્રો આખી દુનિયાના હિતને માટે જહેમત ઊઠાવે. પણ અતિશય પરાક્રમ વગર આમ કરવું અઘરૂં છે.

## ટીકા

૧. '**વચ**' શબ્દનો ખરો અર્થ હજી નક્કી થયો નથી. સેનાર્ત સાહેબે તેનો અર્થ "ખાનગી સ્થાન" કર્યો છે. બ્યુહ્લર સાહેબે તેનો અર્થ "જાજરૂ" કર્યો છે. સ્મિથ સાહેબે તેનો અર્થ "પાયખાનું" કર્યો છે. સેનાર્ત સાહેબે અને બ્યુહ્લર સાહેબે સંસ્કૃતભાષાના '**વર્ચસ્**' શબ્દમાંથી એ શબ્દને વ્યુત્પન્ન કર્યો છે; પણ '**વર્ચસ્**'નો અર્થ તો માત્ર 'મેલું (ગૂ)' થાય છે. શ્રીયુત કે. પી. જ્યસ્વાલે (ઇં. ઍ.. ૧૯૧૮, પૃ. ૫૩–૫૫માં) યોગ્ય જ કહ્યું છે કે, "પોતે જાજરૂમાં હોય ત્યારે સમાચાર આપવાનો હુકમ કોઈ પણ સમજુ રાજા સમાચાર આપનારા પોતાના અમલદારોને કરે નહિ."

તેમણે એમ પણ કહ્યું છે કે, 'व्रज' શબ્દના અર્થવાળો 'वच' શબ્દ અહીં વપરાયો છે. 'ज' નો 'च' શી રીતે થાય? ભાષાશાસ્ત્રને લગતી એ મુશ્કેલીનો ખુલાસો કરતાં તેમણે કહ્યું છે કે, અશોકના તેરમા મુખ્ય શિલાલેખની શાહબાઝગઢીની નકલમાં ' व्रजन्ति ' શબ્દના બદલામાં 'व्रचंति' શબ્દ વપરાયો છે એટલે 'ज' નો 'च' થઇ શકે. તેમણે એમ પણ બતાવ્યું છે કે, કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં ત્રણ સ્થળે 'व्रज' શબ્દ વપરાએલો છે, અને ત્યાં તેનો અર્થ "ઘોડાઓ કે ઊંટો વગેરે ઢોરોનો સમૂહ" થાય છે. અશોકના બારમા મુખ્ય શિલાલેખમાં 'वचभूमिक' (ઢોરઉછેરની જમીનનો ઉપરિ-અમલદાર) ગણવામાં આવેલો છે. જુઓ પૃ. ૫૫. પરંતુ શ્રીયુત કે. પી. જયસવાલે તેનો જૂદો જ અર્થ કરેલો છે. તેમની સૂચનાનો સ્વીકાર કરવામાં માત્ર એટલો જ વાંધો નડે છે કે, ભાષાશાસ્ત્રને લગતી મુશ્કેલી પૂરેપૂરી દૂર થતી નથી; કારણ કે, આ સ્થળે 'ज' નો 'च' થાય છે તે તો માત્ર શાહબાઝગઢીની અને મનશહરની નકલની જ ખાસિયત છે, અને તેથી ગિરનારની અને બીજી નકલમાંના 'वच' શબ્દને 'व्रज' શબ્દ તરીકે સ્વીકારી શકાતો નથી. શ્રીયુત વિધુશેખર ભટ્ટાચાર્ય શાસ્ત્રીએ પણ 'वच' શબ્દને 'व्रज' શબ્દ ગણ્યો છે; પણ તેમણે 'व्रज' નો અર્થ "માર્ગ" કર્યો છે (ઇ. ઍ., ૧૯૨૦, પૃ. ૫૬). તેઓ કહે છે કે, ફરવા જતાં રાજા પોતે રસ્તે ચાલતો હોય તેનો ઉલ્લેખ અહીં થયો છે.

૨. બ્યુહ્લર સાહેબે 'विनीत' શબ્દને विनीतक' ગણ્યો છે, અને તેનો અર્થ "પાલખી" તેમણે કર્યો છે. શ્રીયુત કે. પી. જયસવાલે (ઇં. ઍ., ૧૯૧૮, પૃ. ૫૩ માં) કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં વપરાએલા 'विनय' શબ્દ તરીકે તેને ગણ્યો છે, અને તેમણે તેનો અર્થ "લશ્કરી કવાયત" કર્યો છે, અને "અર્થશાસ્ત્ર"માંનો એક ફકરો પોતાના મતના સમર્થનમાં તેમણે ઊતાર્યો છે. તેમણે કરેલો અર્થ સ્વીકારી શકાય તેમ નથી, એમ કહીને તેનાં કારણો શ્રીયુત રાધાગોવિંદ વસકે (ઇ. ઍ., ૧૯૧૯, પૃ. ૧૪-૧૫માં) આપેલાં છે. શ્રીયુત વસકે વધારામાં એમ બતાવી આપ્યું છે કે, "અમરકોશ" (૨, ૮, ૪૫)માં "विनीताः साधुवाहिनः" વાકય છે, અને તેનો અર્થ "વિનીતો સારી રીતે વહી જનારા અથવા સારી પેઠે

કેળવાએલા ઘોડાઓ છે" થાય છે. "મેદિની"માં "**विनीतः सुवहाश्वे स्यात्**" વાકય છે તે આને પુષ્ટિ આપે છે. એ જ શબ્દમાંથી '**वनीत**' શબ્દ વ્યુત્પન્ન થયો છે, અને "અમરકોશ"માં તેનો અર્થ "**परंपरा-वाहन**" આપ્યો છે. "વિનીતોની (સારી પેઠે કેળવાએલા ઘોડાઓની) જોડીઓથી ખેંચવામાં આવતું કોઇ પણ વાહન": એવો તેનો અર્થ થતો લાગે છે. શ્રીયુત વિધુશેખર ભટ્ટાચાર્ય શાસ્ત્રીએ (ઇં. ઍ., ૧૯૨૦, પૃ. ૫૫ માં) બતાવી આપ્યું છે તેમ, "મજ્ઝિમનિકાય"માં કહ્યું છે કે, કોસલનો રાજા પસેનદિ શ્રાવસ્તીથી નીકળીને સાકેતની દિશામાં જતો હતો ત્યારે તેની સાથે તેના સાત "**रथ-विनीत**" હતા. આવા 'રથવિનીતો' અમુકઅમુક અંતરે થાણામાં રાખવામાં આવતા, અને આગળના થાણે પહોંચતાં પાછળના થાણાના 'રથવિનીતો'ને છૂટા કરવામાં આવતા. આ "**रथ-विनीत**" શું હશે? "રથને માટે કેળવેલો ઘોડો": એવો તેનો અર્થ કરવો, એ વધારે સારૂં થઈ પડશે. શબ્દકોશોમાં '**विनीत**' શબ્દનો જે અર્થ કરવામાં આવ્યો છે તે જ અર્થ આમ સાબીત થાય છે.

૩. આ શિલાલેખમાં સૌથી વધારે મહત્ત્વનો શબ્દ '**परिसा**' (**=परिषत्**) છે. સેનાર્ત સાહેબે તેનો અર્થ "બૌદ્ધસંઘ" કર્યો છે, અને બ્યુહ્લર સાહેબે તેનો અર્થ "કોઇ પણ જાતિની કે સંપ્રદાયની સમિતિ" કર્યો છે. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં "**मंत्रिपरिषत्**" શબ્દ છે તેને મળતો આ શબ્દ છે, એમ શ્રીયુત કે. પી. જયસ્વાલે કહ્યું છે (ઇં. ઍ., ૧૯૧૩, ૨૮૨ અને આગળ); અને તે જ ખરૂં લાગે છે. આ શિલાલેખ બેશક રાજ્યવ્યવસ્થાને લગતો હોવાથી તેમાં આવો શબ્દ વપરાયો છે તે યોગ્ય જ છે. પરંતુ આ શબ્દનો તેમ જ આ વાકયનો જૂદો જ અર્થ જાણવો હોય તો જુઓ જ. એ. સો. બેં., ૧૯૨૦, પૃ. ૩૩૧ અને આગળ. આ શબ્દના મહત્ત્વથી ઊતરતા મહત્ત્વનો શબ્દ '**निझति**' છે. અશોકના સાતમા મુખ્ય સ્તંભલેખમાં પણ તે શબ્દ વપરાએલો છે. અશોકના ચોથા મુખ્ય સ્તંભલેખમાં તેમ જ ધવલીના અને યાવગઢના જૂદાજૂદા શિલાલેખો પૈકીના પહેલા લેખમાં આ શબ્દનો ધાતુ પણ વપરાએલો છે. ધવલીના અને યાવગઢના જૂદાજૂદા શિલાલેખો પૈકીના પહેલા લેખમાં એ શબ્દનો અર્થ "વિચારવું" થાય છે; પણ ચોથા મુખ્ય સ્તંભલેખમાં તેનો અર્થ "દિલ

પીગળાવવું" થાય છે. અશોકના છઠ્ઠા મુખ્ય શિલાલેખમાં અને સાતમા મુખ્ય સ્તંભલેખમાં ઉપરનો અર્થ વધારે બંધબેસે છે. આથી કરીને અહીં '**निझति**'નો અર્થ 'રદબાતલ કરવું તે' કરી શકાય છે. આ ફકરાના પૂર્ણાર્થને માટે જુઓ પૃ. ૫૭ અને આગળ.

૪. બ્યુહલર સાહેબે "મહાભારત"ના "શાંતિપર્વ"માંથી '**राजधर्म**' ને લગતા શ્લોકો (અધ્યાય ૫૮, શ્લોક ૧૩-૧૬) ઊતાર્યાં છે તે દેખીતી રીતે બૃહસ્પતિકૃત "અર્થશાસ્ત્ર"માંથી આપવામાં આવેલા છે. તેમાં સર્વ રાજાઓને "પરિશ્રમ" કરવાનું કહેવામાં આવેલું છે. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં પણ એમ જ કહેલું છે (પૃ. ૩૯).

[ ૭ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા ઇચ્છે છે કે, સર્વ પાષંડો સર્વત્ર વસે; કારણ કે, તેઓ બધા જ સંયમ અને ભાવશુદ્ધિ ઇચ્છે છે. પરંતુ લોકો વિવિધ છંદના અને રાગના હોય છે. તેઓ (પોતાની ફરજ) પૂર્ણાંશે અગર અલ્પાંશે અદા કરશે. પણ જે મનુષ્યને આત્મસંયમ, ભાવશુદ્ધિ, (કૃતજ્ઞતા અને દૃઢભક્તિ) નથી તે પુષ્કળ દાન કરતો હોય તો પણ ખરેખર નીચ મનુષ્ય છે.[1]

## ટીકા

૧. આ શિલાલેખનું છેવટનું વાક્ય સમજતાં જરા મુશ્કેલી નડે છે. '**निचा**' અથવા '**निचे**' શબ્દનો અર્થ અને તેની શક્તિ બરાબર સમજાય તો જ એ વાક્ય બરાબર સમજી શકાય તેમ છે. બ્યુહલર સાહેબે તેનો અર્થ આમ કર્યો છેઃ—"પણ જે નીચ મનુષ્યને માટે પુષ્કળ દાન પણ અશક્ય છે તેની બાબતમાં આત્મસંયમ, ભાવશુદ્ધિ, કૃતજ્ઞતા અને દૃઢભક્તિ પ્રશંસનીય છે." પરંતુ આ અર્થ ટકી રહી શકતો નથી. તેનું પહેલું કારણ તો એ કે, '**निचा**' શબ્દનો અર્થ 'નીચ' નથી થતો પણ 'નીચ મનુષ્ય'

થાય છે. તેનું બીજું કારણ એ કે, ગિરનારની નકલમાંનો 'निचा' શબ્દ 'नि[illegible]ए' હોઈ શકે નહિ. તેનું ત્રીજું કારણ એ કે, અહીં 'बाढं' શબ્દ અવ્યય તરીકે નથી વપરાયો પણ વિશેષણ તરીકે વપરાયો છે, અને તેનો અર્થ "પ્રશંસનીય" તો થઇ જ શકતો નથી. એફ. ડબલ્યુ. થૉમસ સાહેબને અનુસરીને સ્મિથ સાહેબે ઉક્ત વાક્યનો અર્થ આમ કર્યો છેઃ—"જે મનુષ્યને માટે પુષ્કળ દાન અશક્ય છે તેને માટે આત્મસંયમ, ભાવશુદ્ધિ, કૃતજ્ઞતા અને દૃઢભક્તિ, એ સદ્ગુણો તો તદ્દન આવશ્યક થઇ પડે છે." આથી કરીને એમ સમજાય છે કે, થૉમસ સાહેબે 'नैमित्तिकं' (પ્રસંગોપાત્ત) શબ્દના વિરોધમાં 'निचेनित्यं' શબ્દ ગણીને તેનો અર્થ 'કાયમનું' અથવા 'અત્યાજ્ય' કર્યો છે. ખરૂં જોતાં અહીં 'निचे' શબ્દ 'नित्यं' શબ્દના અર્થમાં વપરાયો હોત તો નિદાન કાલશીની અને ધવલીની તથા યાવગઢની નકલમાં 'नितिअं' શબ્દ વપરાયો હોત. વળી, આ શબ્દ વિશેષણ તરીકે વપરાયો હોત તો આગળના શબ્દ 'दिढ-भतिता'ની સાથે બંધબેસતો 'निचा' શબ્દ આ શિલાલેખની બધી નકલોમાં જોવામાં આવત. ગિરનારની નકલમાં 'निचा' શબ્દ છે અને બીજી નકલોમાં 'निचे' શબ્દ છે: એ જ એમ બતાવી આપે છે કે, 'निचा' શબ્દ પહેલી વિભક્તિનું બહુવચન છે, અને 'निचे' શબ્દ પહેલી વિભક્તિનું એકવચન છે. ગિરનારની નકલમાં એકવચનવાળા 'यस' શબ્દની સાથે બહુવચનવાળો 'निचा' શબ્દ વપરાયો છે તેથી કાંઇ ગભરાવાનું નથી; કારણ કે, અશોકની ધર્મલિપિઓમાં આવી જાતના ગોટાળાની કાંઈ નવાઇ નથી. દાખલા તરીકે, અશોકના પાંચમા મુખ્ય શિલાલેખની ગિરનારની નકલમાંનું આ વાક્ય જુઓઃ—

"त मम पुता च पोत्रा च परं च तेन ये मम अपचं आव संवटकपा अनुवतिसरे तथा सो सुकतं कासति." એ શિલાલેખના આ વાક્યમાં બહુવચનવાળા 'अनुवतिसरे' ક્રિયાપદનો અને એકવચનવાળા 'कासति' ક્રિયાપદનો કર્તા એક જ છે. આપણા આ શિલાલેખમાં અશોક એમ કહેવા માગે છે કે, 'संयम' અને 'भावशुद्धि'

અત્યુત્તમ સદ્‌ગુણો હોવાથી દરેક વ્યક્તિએ તેમનો વિકાસ પોતાનામાં કરવો જોઇએ. વળી, દરેક સંપ્રદાયના નીતિનિયમોમાં આ સદ્‌ગુણોનો સમાવેશ કરેલો હોય છે. કોઈ સંપ્રદાયની કોઈ વ્યક્તિ એ બધા નીતિનિયમો પાળે કે કેમ, એ બાબત શંકાસ્પદ છે. પરંતુ નિદાન ફક્ત એ સદ્‌ગુણો તો દરેક વ્યકિતએ કેળવવા જોઇએ. તેવી વ્યકિત તેમ ન કરે તો તે ગમે તેટલું દાન કરે તો પણ તેથી તેનો બદલો વળી રહેતો નથી. આ શિલાલેખ અશોકના બારમા મુખ્ય શિલાલેખની નકલ હોય એમ લાગે છે. એ શિલાલેખમાં અશોકે સ્પષ્ટ રીતે કહ્યું છે કે, '**वचगुति**' (**वाचागुप्ति**=વાક્‌સંયમ) અને પારકાના સંપ્રદાયના નીતિનિયમો શીખવાની તત્પરતા તેને પોતાને જેટલાં ઉચ્ચ લાગે છે તેટલાં ઉચ્ચ '**दान**' અને '**पूजा**' તેને પોતાને લાગતાં નથી. આપણા આ શિલાલેખમાં પણ અશોકે '**संयम**'ને જેટલું મહત્ત્વ આપ્યું છે તેટલું મહત્ત્વ '**दान**'ને આપ્યું નથી. '**वचगुति**' શબ્દને તેમ જ '**भावसुधि**' શબ્દને ઉદ્દેશીને જ '**संयम**' શબ્દ અહીં વપરાએલો છે. પારકાના સંપ્રદાયની પ્રત્યે અયોગ્ય લાગણી દર્શાવાતી હોય તેને દૂર રાખવાના હેતુથી જ '**भावशुद्धि**' (હૃદયની શુદ્ધિ) શબ્દ અહીં વપરાએલો છે.

[ ૮ ]

## ભાષાંતર

(લાંબા) કાળના દરમ્યાનમાં રાજાઓ વિહારયાત્રા [૧] કરવા જતા. અહીં શિકાર અને એવા જ બીજા અભિરામ થતા. હવે દેવોને લાડકો પ્રિયદર્શી રાજા પોતાના રાજ્યાભિષેકને દસ વર્ષો વીત્યાં ત્યારે સંબોધિ( બોધિવૃક્ષ )ની કને ગયો. [૨] આમ આ ધર્મયાત્રા ( સ્થાપિત થઇ ). અહીં આ થાય છે :—બ્રાહ્મણ અને શ્રમણ સાધુઓનાં દર્શન અને તેમને દાન, વૃદ્ધ લોકોનાં દર્શન અને તેમને સોનાનાં દાન, અને પ્રાંતના લોકોનાં દર્શન અને તેમને ધર્મોપદેશ તથા તેમની સાથે ધર્મની ચર્ચા. ત્યારથી દેવોને લાડકો પ્રિયદર્શી રાજા બીજા ક્ષેત્રમાં [૩] આ ( પ્રકાર )નો અભિરામ કરતો આવ્યો છે.

## ટીકા

૧. " મહાભારત "માં વિહારયાત્રાનું વર્ણન કરેલું જોવામાં આવે છે. જુઓ પૃ. ૧૭ અને આગળ.

૨. અહીં '**अयाय संबोधि**'નો અર્થ સમજવો બહુ જ અઘરો થઈ પડે છે. આ બાબતના વિવિધ પાઠફેરના તેમ જ શ્રીયુત દે. રા. ભાંડારકરના અર્થના સંબંધમાં જુઓ ઈ. ઍ., ૧૯૧૩, પૃ. ૧૫૯ અને આગળ.

૩. **तदोपया**' શબ્દ " **तदौपर्यात्** " (ત્યારપછીથી) શબ્દના બદલામાં વપરાએલો છે, એમ માનીને ચાલવાનો રિવાજ પડેલો છે. નિદાન ધવલીની અને યાવગઢની નકલમાં '**तदोपरिया**' શબ્દ વપરાવો જોઇતો હતો, એવી આશા આપણે ન રાખી શકીએ ? બ્યુહ્‌લર સાહેબે '**भागे अंने**'નો અર્થ " ભૂતકાળના આનંદના બદલામાં " કર્યો છે.

[ ૯ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:—માંદગીમાં, લગ્ન-પ્રસંગે,[૧] પુત્રલાભના પ્રસંગે અને મુસાફરીમાં લોકો અનેક (શુભ) મંગળો કરે છે. આ અને આવા બીજા પ્રસંગે લોકો અનેક મંગળો કરે છે. પરંતુ આ બાબતમાં સ્ત્રીજાતિ ઘણાં અને ઘણી જાતનાં, (પરંતુ) ક્ષુદ્ર અને અર્થહીન મંગળો કરે છે. અલબત્ત, મંગળો તો કરવાં જોઇએ. પણ આવી જાતનું મંગળ થોડું જ ફળ આપે છે. પરંતુ જે ધર્મમંગળ છે તે બહુ ફળ આપે છે.[૨] એમાં દાસની અને હલકા વર્ણની પ્રત્યે યોગ્ય વર્તણુક (અને) ગુરુઓને માટે સન્માન સારાં (ગણાય છે), પ્રાણીઓની બાબતમાં આત્મસંયમ સારો (મનાય છે). આ અને આવી બીજી (બાબત) જ ધર્મમંગળ છે. તેથી કરીને પિતાએ, પુત્રે, ભાઇએ, સ્વામીએ, (મિત્રે અથવા ઓળખીતાએ એટલું જ નહિ, પણ પાડોસીએ) કહેવું જોઇએ કે, " આ સારું છે.

એ હેતુ સફળ થાય ત્યાંસુધી આ મંગળ કરવું જોઇએ; અને તે કરવામાં આવે ત્યારપછી હું તે ફરીથી સફળ કરીશ."[3]

( ગિરનારની અને ધવલીની તથા જાવગઢની નકલ )

વળી, એમ કહેવાય છે કે, "દાન સારૂં છે." પણ ધર્મદાનના જેવું બીજું કાંઇ પણ દાન નથી. તેથી કરીને મિત્રે, સહાનુભૂતિ રાખનારે, સગાએ અથવા ગોઠિયાએ વિવિધ બાબતોમાં પરસ્પર આમ કહેવું જોઇએઃ–" આ ધર્મ છે. આ સારૂં છે. આથી સ્વર્ગ મેળવી શકાય છે." આવી રીતે સ્વર્ગને મેળવવું, એના કરતાં વધારે સાધવાયોગ્ય બીજું શું હોઇ શકે ?

( કાલશીની અને શાહબાઝગઢીની તથા મનશહરની નકલ )

કારણ કે, અહીંનું દરેક મંગળ સંશયવાળું છે. કદાચ તે એ હેતુને સફળ કરે, અને કદાચ તે આ લોકમાં ન રહે. પરંતુ આ ધર્મમંગળ કાળવશ નથી. તે એ હેતુને આ લોકમાં સફળ કરતું નથી તો પણ પરલોકમાં તે અનંત પુણ્યને પ્રસવે છે. પણ તે એ હેતુને સફળ કરે છે તો આ લોકમાંનો એ હેતુ, અને એ ધર્મમંગળથી પરલોકમાં અનંત પુણ્યની પ્રાપ્તિ, એ બન્ને અહીં સધાય છે.

## ટીકા

૧. **'आवाह-विवाह'** શબ્દને માટે જુઓ "દીઘનિકાય," ૧, ૯૯.

૨. આ શિલાલેખના વિવિધ ભાગની સમજુતીને માટે જુઓ પૃ. ૧૦૭ તથા ૧૬૧ અને ૧૬૫.

૩. માત્ર કાલશીની અને શાહબાઝગઢીની તથા મનશહરની નકલમાં આ જોવામાં આવે છે. (જ. રૉ. એ. સો., ૧૯૧૩, પૃ. ૬૫૪.)

## [ ૧૦ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા યશને કે કીર્તિને મોટો અર્થ સાધનાર માનતો નથી—સિવાય કે, વર્તમાન કાળમાં કે ભવિષ્યમાં[1]

લોકો ધર્મને સાંભળે અને ધર્મવૃત્તને આચારમાં મુકે. આ જ બાબતમાં દેવોને લાડકો પ્રિયદર્શી રાજા યશ કે કીર્તિ ઇચ્છે છે. દેવોને લાડકો પ્રિયદર્શી રાજા જે કાંઇ જહેમત ઊઠાવે છે તે (સર્વ) પરલોકને ઉદ્દેશીને છે—શા માટે ? દરેકને જેમ બને તેમ ઓછો પરિસ્રવ[2] થાય તેટલા માટે. પણ જે અપુણ્ય[3] છે તે પરિસ્રવ છે. પણ અતિશય પરાક્રમ[4] અને સર્વના પરિત્યાગ વગર નીચ કે ઉચ્ચ વર્ગના (અધિકારીઓ)થી[5] આમ થવું મુશ્કેલ છે. પરંતુ ઉચ્ચ (વર્ગ)થી તો તેમ થવું વધારેમાં વધારે મુશ્કેલ છે.

## ટીકા

૧. **तदात्व**=વર્તમાનકાળ. **आयति**=ભવિષ્યકાળ. **दीघाय**=લાંબા વખત સુધી.

૨. અશોકના બીજા મુખ્ય સ્તંભલેખમાંના **'अप-आसिनव'**ની સાથે **'अपप[illegible]'**ને સરખાવો.

૩. અશોકના ત્રીજા મુખ્ય સ્તંભલેખમાં **'पाप'** કે **'आसिनव'** ઉલ્લેખવામાં આવેલ છે તે **'अपुण्य'** હોઈ શકે.

૪. આપણે પ્રથમ કહી ગયા છીએ કે, રાજાઓએ અને અમલદારોએ **'पराक्रम'** કરવું જોઇએ, એવી ભલામણ કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં કરેલી છે. એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે, તેણે પોતે તથા તેના પુત્રોએ અને પૌત્રોએ **'पराक्रम'** કરવું જોઇએ, એમ તેણે પોતાના છઠ્ઠા મુખ્ય શિલાલેખમાં કહ્યું છે તેવી જ રીતે આપણા આ શિલાલેખમાં તેણે કહ્યું છે કે, તેના પોતાના અમલદારોએ પરાક્રમ કરવું જોઇએ. આથી કરીને અશોકના પહેલા ગૌણ શિલાલેખની સાથે આ બે શિલાલેખોને સરખાવી શકાય તેમ છે.

૫. આ શિલાલેખની ગિરનારની નકલમાં જ **'जन'** શબ્દ છે. બાકીની બીજી બધી નકલોમાં તેના બદલામાં **'वग'** શબ્દ છે. પરંતુ બધી નકલોમાં આ શિલાલેખની શરૂઆતના ભાગમાં **'जनो'** શબ્દ છે. આથી એમ સ્પષ્ટ

થાય છે કે, ગિરનારની નકલમાં બીજા પ્રસંગે વપરાએલા '**जनो**' શબ્દનો અર્થ બીજી નકલોમાં તેના બદલામાં વપરાએલા '**वग**' શબ્દના અર્થને મળતો છે. '**वग**' એટલે 'વર્ગ' છે. શ્રીયુત દે. રા. ભાંડારકર એમ માને છે કે, 'અધિકારીવર્ગ'નો ઉલ્લેખ એથી અહીં થાય છે.

[ ૧૧ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:–જેવું ધર્મદાન—ધર્મનો પરિચય, ધર્મનો ભાગ અને ધર્મનો સંબંધ— છે તેવું બીજું કોઈ દાન નથી. તેમાં આમ થાય છે:–" દાસની અને નોકરની સાથે યોગ્ય વર્તન, માતાપિતાનું કહ્યું સારી રીતે સાંભળવું તે, મિત્રોને તથા ઓળખીતાને અને સગાંસંબંધીને તથા બ્રાહ્મણોને અને શ્રમણોને યોગ્ય દાન (અને) સારો ગણાતો પ્રાણીઓનો અવધ." પિતાએ, પુત્રે, ભાઈએ, સ્વામીએ, મિત્રે અથવા ઓળખીતાએ એટલું જ નહિ, પણ પાડોસીએ આમ કહેવું જોઈએ:–" આ સારૂં છે; આ કરવું જોઈએ." એ રીતે તેવું કરનાર આ લોકને આરાધે છે અને એ ધર્મદાનથી પરલોકમાં અનંત પુણ્ય મેળવે છે.

[ ૧૨ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા સર્વ પાષંડોના લોકોને, સાધુઓને અને ગૃહસ્થોને દાનથી અને વિવિધ પૂજાથી આરાધે છે. પરંતુ સર્વ પાષંડોના (લોકોમાં) સારની વૃદ્ધિ થવી જોઈએ, એ દેવોને લાડકા પ્રિયદર્શી રાજાને જેવું લાગે છે તેવાં દાન અને પૂજા લાગતાં નથી. પણ સારની વૃદ્ધિ ઘણી જાતની છે.[૧] પણ તેના મૂળમાં વાચાગુપ્તિ (વાક્સંયમ)[૨] છે. કેવી રીતે? કાંઈ પણ કારણ વગર પોતાના પાષંડને પૂજવો કે પારકાના પાષંડને ધિક્કારવો ન જોઈએ

અથવા (પારકાના પાષંડને) ફલાણુા અને ઢીંકણા પ્રસંગે ઊતારી પાડવો ન જોઇએ. એથી ઉલટું, ફલાણા અને ઢીંકણા પ્રસંગે પારકાના પાષંડને પૂજવો જોઇએ. એમ કર્યાથી મનુષ્ય પોતાના પાષંડની વૃદ્ધિ કરે છે અને પારકાના પાષંડના ઉપર ઉપકાર કરે છે. તેનાથી ઊંધું કર્યાથી તે પોતાના પાષંડને હાનિ કરે છે અને પારકાના પાષંડના ઉપર અપકાર કરે છે; કારણ કે, પોતે પોતાના પાષંડને દીપાવે, એ હેતુથી કેવળ પોતાના પાષંડની ભકિતથી જે કોઇ પોતાના પાષંડને પૂજે છે અને પારકાના પાષંડને ધિક્કારે છે તે ખરૂં જોતાં તેમ કર્યાથી પોતાના પાષંડને સખ્ત હાનિ કરે છે. આથી કરીને સમવાય[3] સારો છે. કેમ? તેઓ એકબીજાના ધર્મને સાંભળે અને વધારે સાંભળવાની ઇચ્છા કરે તેટલા માટે. દેવોને લાડકાની આ જ ઇચ્છા છે. શી? બધા પાષંડો બહુશ્રુત અને કલ્યાણસાધક થાય. જેઓ ફલાણા અને ઢીંકણા પાષંડથી પ્રસન્ન હોય તેમને કહેવું જોઇએ કે, "સર્વ પાષંડોમાં સારની વૃદ્ધિ થાય અને પરસ્પર વખાણ થાય, એ દેવોને લાડકાને જેવાં લાગે છે તેવાં દાન કે પૂજા લાગતાં નથી." આ હેતુથી ધર્મમહામાત્રો, સ્ત્રીઓના અધ્યક્ષો, વ્રજભૂમિકો[4] અને બીજા (અમલદારોના) નિકાયો વ્યાપી રહ્યા છે; અને તેનું ફળ આ છે:—પોતાના પાષંડની વૃદ્ધિ, અને ધર્મનું દીપન.

## ટીકા

૧. આ શિલાલેખનો અર્થ બરાબર સમજવો હોય તો જુઓ પૃ. ૧૦૧ અને આગળ.

૨. '**वचोगुप्ति**' અને '**भतिता**' શબ્દની બાબતમાં સરખાવો અશોકનો સાતમો મુખ્ય શિલાલેખ.

૩. '**समवाय**' શબ્દ '**समवे**' ધાતુની ઉપરથી વ્યુત્પન્ન થએલો છે. તે ધાતુનો અર્થ 'ભેગા મળવું' કે 'એકઠા થવું' થાય છે. અશોક

એમ કહેવા માગે છે કે, જૂદા જૂદા પાષંડોના અનુયાયીઓ એકબીજાના પરિચયમાં આવે તો પારકાના ધર્મમાંની ઘણી સારી બાબતો તેઓ શીખે.

૪. આ અમલદારોની ફરજોની સમજને માટે જુઓ પૃ. ૫૫ અને આગળ.

[ ૧૩ ]

## ભાષાંતર

દેવોને લાડકા પ્રિયદર્શી રાજાના રાજ્યાભિષેકને આઠ વર્ષ થયાં ત્યારે કલિંગ (દેશ) જીતાયો હતો. ત્યાંથી દોઢ લાખ માણસો પકડાયાં હતાં (અને) એક લાખ માણસો હણાયાં હતાં, અને તેનાથી અનેક ગણાં માણસો મરી ગયાં હતાં. ત્યારપછી હવે[1] એ મેળવેલા કલિંગ (દેશ)માં દેવોને લાડકાનાં તીવ્ર ધર્મપાલન, ધર્મેચ્છા અને ધર્મોપદેશ થઇ પડયાં છે. કલિંગને જીતી લેવાથી દેવોને લાડકાને એવી જાતની દિલગીરી થઇ છે. ખરેખર, ન જીતાએલો (દેશ) જીતાય છે ત્યારે જે વધ, મરણ અને અપવાહ ( કેદી કરવાનું કામ ) થાય છે તેને દેવોને લાડકાએ અતિશય દુ:ખદાયક અને શોકકારક ગણ્યાં છે. પણ તેના કરતાં વધારે શોકકારક તો આ ગણવાનું છે:—તેમાં બ્રાહ્મણો તથા શ્રમણો અને અન્ય પાષંડો તથા ગૃહસ્થો વસે છે તેમનામાં મોટેરાંનું કહ્યું સાંભળવું તે, માબાપનું કહ્યું સાંભળવું તે, ગુરુનું કહ્યું સાંભળવું તે, મિત્રોની તથા ઓળખીતાની અને ગોઠિયાની તથા સગાંસંબંધીની તેમ જ દાસોની અને નોકરોની સાથે યોગ્ય વર્તન સ્થપાએલાં છે. આવા ( ધર્મિષ્ઠ ) લોકોને ત્યાં ( લડાઇમાં ) અંગત મારફાડ, વધ અથવા વહાલાં ( માણસો )નો ત્યાગ થવા પામે છે. વળી, તેઓ જીવનમાં ઠરી ઠામ થયા હોય છે[2] અને અખૂટ પ્રેમ ધરાવતા હોય છે તો તેમના મિત્રોને, ઓળખીતાઓને, ગોઠિયાઓને અને ( તેમનાં ) સગાંસંબંધીને ( તેથી કરીને ) દુ:ખ પ્રાપ્ત થાય છે, ( અને ) ત્યાં એ ( દુ:ખ ) તેમને અંગત મારફાડ કરનારૂં નીવડે છે. બધા લોકોના ભાગે આવું

આવે છે, અને દેવોને લાડકાએ તેને શોકકારક ગણ્યું છે. વળી, યવનોના [3] દેશ સિવાયનો બીજો કોઇ પણ દેશ નથી કે જ્યાં આ નિકાયો—બ્રાહ્મણો અને શ્રમણો— નથી; અને કોઇ દેશનો એવો ભાગ નથી કે જ્યાં એક કે બીજા પાષંડમાં લોકોને વિશ્વાસ ન હોય. કલિંગમાં જેઓ હણાયાં, મર્યાં કે પકડાયાં તેમનો એકસોમો કે એકહજારમો ભાગ પણ આજે [4] દેવોને લાડકાએ શોકકારક ગણ્યો છે. વળી, કોઇ (તેને) હાનિ કરે તો દેવોને લાડકાએ જેટલું શકય હોય તેટલું બધું ખમી લેવું જોઇએ. વળી, દેવોને લાડકાના મુલકમાંનાં જંગલો(ના લોકો)ને [5] તે સમજાવે છે અને તેઓ (ખોટા માર્ગે જતા) અટકે એમ ઇચ્છે છે. દેવોને લાડકો પશ્ચાત્તાપ કરે છે તો પણ બળવાન છે. (આથી કરીને) તેમને કહેવાનું કે, "તેમણે શરમની લાગણી દર્શાવવી જોઇએ, અને તેમને હાનિ કરવી ન જોઇએ." દેવોને લાડકો સર્વ ભૂતોની બાબતમાં અહિંસા, આત્મ-સંયમ, નિષ્પક્ષપાત અને નમ્રતા ઇચ્છે છે.

પરંતુ આ ધર્મવિજયને દેવોને લાડકાએ મુખ્યમાં મુખ્ય વિજય ગણેલો છે; અને તે પણ દેવોને લાડકાએ અહીં અને સરહદના મુલકોમાં છસો યોજન દૂર જ્યાં અંતિયોક નામક યવન રાજા વસે છે ત્યાં અને આ અંતિયોકની પેલી બાજુએ જ્યાં તુરમાય, અંતેકિન, મગ અને અલિકસુદર (અલિકસુંદર? અલિકશૂદ્ર) [6] (વસે છે) ત્યાં મેળવ્યો છે, (તેમ જ) નીચે જ્યાં તામ્રપર્ણી પર્યંત ચોલ લોકો, પાંડય લોકો છે ત્યાં, તેમ જ અહીં રાજાના મુલકમાં યવનોમાં અને કંબોજોમાં, નાભકમાંના નાભપંતીઓમાં, પરંપરાગત ભોજોમાં, અંધ્રોમાં અને પુલિંદોમાં સર્વત્ર તેઓ ધર્મને લગતા દેવોને લાડકાના ઉપદેશને અનુવર્તે છે. જ્યાં દેવોને લાડકાના દૂતો જતા નથી ત્યાં પણ તેઓ દેવોને લાડકાએ ધર્મને અનુસરીને કરેલાં વિધાનને અને ધર્મોપદેશને સાંભળીને ધર્મ પાળે છે અને પાળશે. એ રીતે જે વિજય

મેળવાય છે તે સર્વત્ર પ્રીતિરસથી ભરેલો વિજય છે. એ પ્રીતિ ધર્મ-વિજયથી મેળવાય છે. પરંતુ એ પ્રીતિ નજીવી છે. જે પરલોકને લગતું છે તેને જ દેવોને લાડકાએ મોટું ફળ આપનારૂ માન્યું છે. આથી આ હેતુથી આ ધર્મલિપિ લખાવી છે કે, મારા પુત્રો અને પૌત્રો—ગમે તે હોય તો પણ— નવીન વિજય મેળવવાયોગ્ય માનીને તેનો વિચાર ન કરે, અને બાણુના [७] (ઉપયોગ)થી જ મેળવી શકાતા વિજયના સંબંધમાં તેઓ સહનશીલતા અને હલકો દંડ રાખે, અને જે ધર્મવિજય છે તેને જ ( ખરો ) વિજય તેઓ ગણે. આ લોકને માટે તથા પરલોકને માટે તે ( સારૂં ) છે. ( તેમની ) બધી ગાઢ પ્રીતિ પરાક્રમની પ્રીતિ નીવડો. આ લોકને માટે અને પરલોકને માટે તે ( સારૂં ) છે.

## ટીકા

૧. '**अधुना**' (હવે) શબ્દથી અને નીચે ચોથી ટીકામાં ઉલ્લેખેલા '**अज**' ( આજે ) શબ્દથી એમ સ્પષ્ટ થાય છે કે, કલિંગમાંનું અશોકનું તીવ્ર ધર્મપાલન જે સમયે આ શિલાલેખ લખાયો હતો તે સમયને ઉદ્દેશીને છે.

૨. '**संविधा**' નો અર્થ ' જીવનક્રમ ' અથવા ' જીવન જીવવાનાં સાધન ' થાય છે ("રઘુવંશ," ૧, ૯૪). આથી કરીને '**संविहित**' નો અર્થ ' કોઈ પણ જીવનક્રમમાં સ્થિર થએલા ' લઈ શકાય.

૩. '**योन**' શબ્દ યવનલોકોને ઉદ્દેશીને વપરાએલો છે; અને તેથી જે મુલકોમાં તેઓ વસતા તે મુલકોને આ લેખમાં પાછળથી ઉલ્લેખેલા યવનરાજાના મુલકોથી જૂદા ગણવા જોઈએ. યોન-પ્રાંતનો સમાવેશ અશોકના સામ્રાજ્યમાં થતો હતો, એમ અશોકના પાંચમા મુખ્ય શિલા-લેખની ઉપરથી સમજી શકાય છે.

૪. '**अज**' શબ્દથી ઉપરની પહેલી ટીકામાંના નિર્ણયને પુષ્ટિ મળે છે.

૫. આ પ્રાંતની ઓળખાણ કરવાને માટે જુઓ પૃ. ૪૨-૪૩.

૬. આ નામને માટે અને આની પછીનાં નામોને માટે જુઓ પૃ. ૨૬ અને આગળ. 'अषपु' શબ્દના જૂદા અર્થને માટે જુઓ ઇ. ઍં., ૧૯૧૮, પૃ. ૨૯૭.

૭. सरसके=शरशक्यः (બાણુથી શકય). षयकषि=शल्याकर्षि. તેનો પણ એ જ અર્થ છે. ઘણુંકરીને અશોક એમ કહેવા માગે છે કે, હુલ્લડ થાય અને શસ્ત્રબળથી તેને શાંત પાડવાની તેને જરૂર પડે તો તેવા પ્રસંગે ઐહિક વિજયમાં નહિ જેવું જ લોહીલોહાણ થવા પામે તેટલા માટે તેના પોતાના વંશજોએ બને તેટલી સહનશીલતા દાખવવી તેમ જ બને તેટલો હલકો દંડ કરવો.

[ ૧૪ ]

## ભાષાંતર

દેવોને લાડકા પ્રિયદર્શી રાજાએ આ ધર્મલિપિઓ સંક્ષેપમાં કે મધ્યમસર કે વિસ્તારથી કોતરાવી છે. દરેક સ્થળે બધું જ એકત્રિત કરવામાં આવેલું નથી. રાજ્ય ખરેખર વિસ્તૃત છે; અને મેં ઘણું લખ્યું છે તેમ જ હું ઘણું લખાવીશ પણ ખરો. વળી, માધુર્યને લઇને કેટલીક બાબતો ફરીફરીને જણાવવામાં આવેલી છે. શા માટે? લોકો તેને અનુવર્તે તેટલા માટે. પરંતુ (અપરિચિત) દેશનો વિચાર કરીને, અથવા તો ટૂંકાણુ કરવાના (યોગ્ય) કારણે, અથવા તો લિપિકારના દોષને લઇને અહીં કેટલુંક અધૂરું લખાયું હશે ખરું. ૧

## ટીકા

૧. છેલ્લા વાકયનો અર્થ જૂદીજૂદી રીતે કરવામાં આવેલો છે. બ્યુહ્લર સાહેબે તેનો અર્થ આમ કર્યો છેઃ-" પરંતુ અહીં કેટલુંક અધૂરું લખાયું હશે ખરું —પછી તે જગ્યાના કારણે હો, કે ખાસ નક્કી કરવાના કોઇ કારણને લઇને હો, કે લિપિકારની ભૂલને લઇને હો. " સ્મિથ સાહેબે તેનો અર્થ આમ કર્યો છેઃ-" કોઈ ફકરો નષ્ટ થવાના કારણે કે ગેરસમજના કારણે કે લિપિકારના અપરાધથી કાંઇ અધૂરું લખાયું હશે ખરું. "

# (૨) સાત મુખ્ય સ્તંભલેખો.

[ ૧ ]

## ભાષાંતર

દેવોને લાડકા પ્રિયદર્શી રાજાએ આમ કહ્યું છેઃ–"મારો રાજ્યાભિષેક થયો ત્યારથી છવીસ વર્ષે આ ધર્મલિપિ લખાવવામાં આવી હતી. અતિશય ધર્મપ્રેમ, અતિશય પરીક્ષા,[૧] અતિશય શુશ્રૂષા (સેવા), અતિશય ભય અને અતિશય ઉત્સાહ વગર આ લોકની અને પરલોકની બાબતો મેળવવી[૨] અઘરી છે. પરંતુ મારા ઉપદેશથી (મારી પ્રજામાં) ધર્મની આ અપેક્ષા તથા આ ધર્મપ્રેમ વધ્યાં છે અને દિવસેદિવસે[૩] વધશે પણ ખરાં. ઉપલા, નીચલા[૪] કે મધ્યવર્ગના મારા અમલદારો પણ (એ બન્ને બાબતોને) અનુસરે છે, અને ચપળ મનના લોકોને (ધર્મને) પાળવાનું માથે લેવાની બાબતમાં સમજાવવાને યોગ્ય હોવાથી તેઓ (તેવા લોકોને પણ) તે (બાબતો) મેળવી આપે છે.[૫] સરહદી પ્રાંતોના મહામાત્રો પણ તેમ જ કરે છે. વિધિ આ છેઃ–ધર્મથી પાલન, ધર્મથી (આજ્ઞાનો) અમલ, ધર્મથી સુખસિદ્ધિ અને ધર્મથી રાજશાસન."

## ટીકા

૧. '**પલીખા**' એટલે 'પરીક્ષા'; મનુષ્યનાં કર્મ નિયમાનુસાર છે કે નહિ, એની પરીક્ષા. '**સુસૂસા**' અને '**ભય**' તો અલબત્ત રાજા પ્રિયદર્શીને ઉદ્દેશીને છે. '**उसाह**'ની બાબતમાં સરખાવો અશોકનો છઠ્ઠો મુખ્ય શિલાલેખ તથા ધવલીના અને યાવગઢના જૂદાજૂદા શિલાલેખો પૈકીનો પહેલો લેખ. અલબત્ત આ બધા ગુણો રાજાના અમલદારોએ પ્રદર્શિત કરવાના છે.

૨. '~~संपटिपादये~~'='**संप्रातेप यं**'. એજ શબ્દનું '**संपटिपादयंति**' ૨૫ આ સ્તંભલેખની આઠમી લીટીમાં જોવામાં આવે છે.

'दु-संपटिपादये 'નો અર્થ બ્યુહ્‌લર સાહેબે "મેળવવું અઘરૂં" કર્યો છે અને સ્મિથ સાહેબે "સાધવું અઘરૂં" કર્યો છે. 'संपटिपादयंति'નો અર્થ બ્યુહ્‌લર સાહેબે "(મારી આજ્ઞાઓ) અમલમાં મુકે છે" કર્યો છે અને સ્મિથ સાહેબે "એ રસ્તે બીજાને દોરે છે" કર્યો છે. એ ને એ લેખમાં જૂદાંજૂદાં બે સ્થળે વપરાએલા એ ને એ શબ્દના જૂદાજૂદા બે અર્થ એ બન્ને વિદ્વાનોએ કરેલા છે, એ દેખીતું છે. વળી, એક પ્રસંગે અશોકની પ્રજાને ઉદ્દેશીને અને બીજા પ્રસંગે તેના અમલદારોને ઉદ્દેશીને એ શબ્દ વપરાયો છે, એમ તેઓ માને છે. પરંતુ એ શબ્દનો અર્થ એવી રીતે કરવાનો છે કે, બન્ને પ્રસંગે તેનો એ ને એ અર્થ બંધ બેસે. આ સ્તંભલેખનો છેવટનો ભાગ એમ સ્પષ્ટ કરે છે કે, અશોકે પોતાની પ્રજાને ઉદ્દેશીને આ લખાણ કરેલું નથી, પણ સર્વ વર્ગના પોતાના અમલદારોને ઉદ્દેશીને આ લખાણ તેણે કરેલું છે. આથી કરીને 'संपटिपद्'નો અર્થ '(લોકોને) મેળવી આપવું ' કરવાનો છે. આ લોકની તથા પરલોકની બાબતો લોકોને મેળવી આપવી, એમ કહેવાનો મુદ્દો છે.

સેનાર્ત સાહેબના મતે 'दु-संपटिपादये 'નો અર્થ "પૂરૂં પાડવું અઘરૂં" થાય છે, અને 'संपटिपादयंति 'નો અર્થ "સારા માર્ગે (લોકોને) દોરે છે" થાય છે. અમલદારોને ઉદ્દેશીને વપરાએલા એ શબ્દનું પ્રયોજક રૂપ તેમણે ગણ્યું છે ખરૂં; પણ એ શબ્દનો એ ને એ જ અર્થ તેમણે કર્યો નથી.

૩. 'सुवेसुवे '="દરરોજ" અથવા "દિવસેદિવસે" (સરખાવો, "धंमपद" ૫, ૨૨૯) એમ સેનાર્ત સાહેબ કહે છે.

૪. 'गेवया' શબ્દ "સંસ્કૃતભાષાના 'गेप्' અથવા 'ग्लेप्' ધાતુની ઉપરથી વ્યુત્પન્ન થયો છે, અને 'ધાતુપાઠ' તેની સમજુતી 'दैन्ये' શબ્દથી આપે છે. સંસ્કૃતભાષાનો તેને મળતો શબ્દ અલબત્ત 'गेप्य' અથવા 'ग्लेप्य' હતો, અને તેનો શબ્દશઃ અર્થ 'ગરીબ' અથવા 'દીન' થતો હતો" એમ બ્યુહ્‌લર સાહેબે કહ્યું છે.

૫. '**चपल**'નો અર્થ અલબત્ત 'ચપળ મનના લોકો' છે. '**समादपयितवे**' શબ્દ '**समादापेति**' શબ્દનું ભાવવાચક રૂપ છે. '**समादापेति**' શબ્દ '**समादा**' ધાતુનું પ્રયોજક રૂપ છે. ચાઈલ્ડર્સ સાહેબ કહે છે તેમ, '**समादा**'નો અર્થ "માથે લેવું અથવા ગંભીરપણે કબૂલ કરવું, એવો થાય છે, અને થોડા વખતને માટે કે હંમેશને માટે ધર્મોપદેશને અલ્પાંશે કે પૂર્ણાંશે પાળવાના સંબંધમાં ધાર્મિક વ્રતને ઉદ્દેશીને તે વપરાય છે." આ અર્થ અહીં બહુ સારી રીતે બંધ બેસે છે. અશોક એમ કહેવા માગે છે કે, તેણે પોતે કરેલો ધર્મોપદેશ અલ્પાંશે કે પૂર્ણાંશે પાળવાનું માથે લેવાની બાબતમાં ચપળ મનના લોકોને સમજાવવાને તેના પોતાના અમલદારો શક્તિમાન અથવા લાયક છે.

[ ૨ ]

## ભાષાંતર

દેવોને લાડકા પ્રિયદર્શી રાજા આમ કહે છે:-ધર્મ સારો છે. પણ ધર્મ શેમાં રહેલો છે ? (તે આમાં રહેલો છે:-) થોડું પાપીપણું,[૧] ઘણું ભલું, દયા, દાન, સત્ય, શુદ્ધતા. મેં ઘણી રીતે ચક્ષુદાન[૨] આપ્યું છે; (અને) બેપગાં તથા ચોપગાં પ્રાણીઓને તથા પક્ષીઓને અને પાણીમાં રહેતાં પ્રાણીઓને પ્રાણની દક્ષિણા આપવાના જેટલો પણ વિવિધ અનુગ્રહ મેં કર્યો છે. વળી, બીજું પુષ્કળ ભલું મેં કર્યું છે. આ હેતુથી આ ધર્મલિપિ મેં લખાવી છે કે, તેઓ (મને) અનુવર્તે, અને તે ચિરસ્થાયી થાય.[૩] જે આમ અનુવર્તશે તે સારૂં કામ કરશે.

## ટીકા

૧. આ સ્તંભલેખની પછીના (ત્રીજા) સ્તંભલેખમાં '**आसिनव**' શબ્દનો અર્થ '**पाप**' શબ્દના અર્થને મળતો છે. દસમા મુખ્ય શિલાલેખમાંના '**परिस्रवे**' શબ્દની સાથે આ શબ્દને સરખાવી શકાય તેમ છે. એ શિલાલેખમાં તેનો અર્થ '**अपुने**' શબ્દના અર્થને મળતો છે. એ રીતે જોતાં, બ્યુહ્લર

સાહેબે એ શબ્દને '**आस्नु**' ધાતુની ઉપરથી વ્યુત્પન્ન થએલો ગણ્યો છે, એ ખોટું ઠરે છે; અને સેનાર્ત સાહેબે તેને '**आस्रु**' ધાતુની ઉપરથી વ્યુત્પન્ન થએલો માન્યો છે, એ ખરૂં ઠરે છે. એ શબ્દનો ખરો અર્થ જાણવો હોય તો જુઓ પૃ. ૧૧૭ અને આગળ.

૨. બ્યુહ્લર સાહેબ કહે છે કે, સેનાર્ત સાહેબે " '**चखुदान**' શબ્દને '**च खु दाने**' ગણીને કરેલો અર્થ ટકી શકતો નથી; કારણ કે, પરાવલંબી '**च**' અને '**खु**' શબ્દથી કોઇ વાક્ય શરૂ થઈ શકે નહિ, અને મૂળ લેખમાં અક્ષરો ચાલૂ રીતે લખાએલા છે તેથી તેમને બે વાક્યોના ભાગ તરીકે ગણી શકાય તેમ નથી." બ્યુહ્લર સાહેબે '**चखु**'નો અર્થ "દિવ્ય ચક્ષુ" કર્યો છે. પરંતુ સામાન્ય ચક્ષુ(આંખ)ને ઉદ્દેશીને એ શબ્દ વપરાયો છે, એમ માનવું વધારે સારૂં છે. જે બીજાની આંખ ફોડે તેની પોતાની જ આંખો ફોડવી અને જે બીજાના દાંત પાડી નાખે તેના પોતાના જ દાંત તોડી પાડવા, એ શિક્ષા પહેલાંના વખતમાં કરવામાં આવતી તેને ઉદ્દેશીને અશોકે અહીં કહ્યું લાગે છે. બ્યુહ્લર સાહેબે '**आ-पान-दखिना**'નો અર્થ "પ્રાણની દક્ષિણા પણ" કર્યો છે તેની સાથે આ વાત બંધબેસે છે; પણ સેનાર્ત સાહેબે તેનો અર્થ "તેમને પાણીની દક્ષિણા પણ" કર્યો છે તેની સાથે આ વાતનો મેળ મળી શકતો નથી.

૩. પાંચમા અને છઠ્ઠા મુખ્ય શિલાલેખના છેવટના ભાગની સાથે આને સરખાવો.

[ ૩ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:–( મનુષ્ય ) પોતાનાં સારાં કામો જ દેખે છે, ( અને પોતાના મનમાં વિચારે છે કે, ) 'મેં આ સારૂં કામ કર્યું છે.' [૧] કોઇ પણ રીતે [૨] તે ( પોતાનાં ) પાપ દેખતો નથી, ( અને પોતાના મનમાં વિચારતો નથી કે, ) 'મેં આ પાપ કર્યું છે' અથવા 'આ તો ખરેખર આસિનવ ( બગાડ )

છે.' પરંતુ આ ( એવું છે કે, તેમાં ) આત્મપરીક્ષા[3] અઘરી છે. તેમ છતાં પણ ( મનુષ્યે ) આટલું દેખવું જોઇએ, ( અને પોતાના મનમાં વિચારવું જોઇએ કે, ) 'ચંડ, નિષ્ઠુરતા, ક્રોધ, ગર્વ, ઇર્ષા : એ ( દુર્ગુણો )થી બગાડ થાય છે, અને ( તેમના ) કારણે હું મારી પડતી કરૂં.'[4] અલબત્ત, આટલું તો દેખવું જોઇએ:–' આ અહીં મારો લાભ કરી આપે છે, અને આ પણ[5] પરલોકમાં મારો લાભ કરી આપે છે.'

## ટીકા

૧. પાંચમા મુખ્ય શિલાલેખની શરૂઆતના ભાગની સાથે આને સરખાવો.

૨. બ્યુહ્લર સાહેબ કહે છે કે, '**नो मिन**'='**नौ मनाक्**'; એટલે કે, 'જરા પણ નહિ' અથવા 'કોઇ પણ રીતે નહિ.'

૩. સેનાર્ત સાહેબે કહ્યું છે તેમ, '**पटिवेख**' શબ્દ પાલિભાષાના '**पच्छवेक्खनम्**' (પ્રતિવેક્ષા કે આત્મપરીક્ષા) શબ્દને મળતો છે. "**विसुद्धिमग्ग**"માંથી ચાઇલ્ડર્સ સાહેબે પોતાના શબ્દકોશમાં ઊતારેલો ફકરો જોવાની ભલામણ સેનાર્ત સાહેબે કરી છે. જુઓ પૃ. ૯૯ અને આગળ.

૪. સેનાર્ત સાહેબે '**इस्या**' શબ્દને '**माने**' શબ્દથી જૂદો ગણ્યો છે અને તેની પછીના '**कालनेन**' શબ્દની સાથે ગણ્યો છે. પણ બ્યુહ્લર સાહેબ યોગ્ય જ કહે છે કે, આ સ્તંભલેખની બધી નકલોમાં એ બે શબ્દોની વચ્ચે અંતર પડેલો હોવાથી સેનાર્ત સાહેબની આ સૂચના સ્વીકારતાં હરકત આવે છે. '**पलिभसयिसं**' શબ્દનો મૂળ ધાતુ '**पलिभासति**' છે, અને એ ધાતુનો અર્થ 'ભાંડવું' થાય છે : એમ સેનાર્ત સાહેબ કહે છે. બ્યુહ્લર સાહેબે '**परिभ्रंशयिष्यामि**' શબ્દ માન્યો છે; અને તે વધારે સારો છે.

૫. માઇકેલ્સન સાહેબે '**मन**'નો અર્થ 'પણ' કર્યો છે તે બરાબર છે.

## [૪]
## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છેઃ–મારા રાજ્યાભિષેકને છવીસ વર્ષ થયાં ત્યારે આ ધર્મલિપિ મેં લખાવી હતી. સેંકડો અને હજારો જીવોવાળા જનોના ઉપર મેં રજ્જુકો નીમ્યા [૧] છે. ન્યાયની અને દંડની બાબતમાં મેં તેમને સ્વતંત્ર બનાવ્યા છે. [૨] કેમ? રજ્જુકો વિશ્વાસપૂર્વક અને બીક વગર પોતાની ફરજો બજાવે, પ્રાંતોના લોકોનું હિતસુખ સાધે અને (તેમનો) અનુગ્રહ કરે તેટલા માટે. જે સુખ કે દુઃખ આવે છે તેને તેઓ ઓળખશે, અને ધર્મયુક્તોની [૩] સાથેસાથે પ્રાંતોના લોકોને તેઓ ઉપદેશ આપશે. કેમ? આ લોકમાં તથા પરલોકમાં તેઓ સુખ મેળવે તેટલા માટે. રજ્જુકો મારું કહ્યું કરવાને આતુર છે. [૪] વળી, રજ્જુકો મારું કહ્યું કરવાને આતુર હોય છે તેથી ( તાબાના ) અમલદારો પણ મારી ઇચ્છાને અને મારા હુકમોને [૫] માન આપશે અને કેટલાક ( લોકો )ને ઉપદેશ પણ કરશે. ખરેખર, 'હુશિયાર આયા મારા સંતાનને ઊછેરવા ઇચ્છે છે,' ( એમ પોતાના મનથી વિચારીને મનુષ્ય ) પોતાના સંતાનને હુશિયાર આયાને સોંપીને જેવી રીતે વિશ્વાસ રાખે છે તેવી જ રીતે બીક વગર, વિશ્વાસપૂર્વક અને ગૂંચવણ વિના રજ્જુકો પોતાની ફરજો બજાવી શકે તેટલા માટે પ્રાંતના લોકોના હિતસુખને માટે મેં તેમને નીમ્યા છે. આ કારણે ન્યાયની અને દંડની બાબતમાં મેં રજ્જુકોને સ્વતંત્ર બનાવ્યા છે; કારણ કે, આ તો ઇષ્ટ છે. શું? ન્યાયની સમતા અને દંડની સમતા. વળી, મારો હુકમ તો એટલે સુધી પણ છે કે, જે લોકો બંધનમાં બંધાએલા હોય, જેમને દંડ થયો હોય અને જેમનો વધ થવાનો હોય તે લોકોને હક્કથી અને માત્ર પોતાના જ તરીકે ત્રણ દિવસો મેં આપ્યા છે. [૬] (એ મુદતમાં) કાં તો ( તેમનાં ) સગાંસંબંધીઓ તેમને જીવાડવાને સારૂ કેટલાક ( રજ્જુકો )ને દંડ ઓછો કરવાનું કહેશે, અથવા તો અંતને— એટલે

કે, ( આત્મિક ) વિનાશને— અટકાવવાના હેતુથી તેઓ પરલોકને લગતાં દાન આપશે અને ઉપવાસ કરશે;[૭] કારણ કે, મારી ઇચ્છા એવી છે કે, બંધનના [૮] સમયમાં પણ તેઓ પરલોકના સુખને મેળવવાનો પ્રયત્ન કરે, અને લોકોમાં વિવિધ પ્રકારનાં ધર્માચરણો, આત્મસંયમ અને દાનશીલતા વધવા પામે.

## ટીકા

૧. '**आयत**' શબ્દ સાતમા મુખ્ય સ્તંભલેખની પહેલી લીટીમાં તેમ જ ધવલીના અને યાવગઢના જૂદાજૂદા શિલાલેખો પૈકીના પહેલા લેખની ચોથી લીટીમાં પણ જોવામાં આવે છે. '**आयत्त**'ની અને '**आयुत्त**'ની વચ્ચે લોકો જે ગોટાળો કરે છે તેનો આ દાખલો છે, એમ સેનાર્ત સાહેબે કહ્યું છે તે ખરૂં લાગે છે.

૨. '**आधिपत्य**' નામની અને એવાં બીજાં નામોની દેખાદેખી કરીને '**अतपतिय**' (**=आत्मपत्य**) નામ યોજવામાં આવેલું છે. બ્યુહ્લર સાહેબે '**अभिहार**' શબ્દનો અર્થ 'સન્માન' અથવા 'પારિતોષિક' કર્યો છે. તેમણે બતાવ્યું છે કે, "જાતક, પુ. ૫, પૃ. ૫૮, શ્લો. ૧૪૩"માં અને "પૃ. ૫૯, લીટી ૨૮"માં જોવામાં આવતા એ શબ્દનો અર્થ ભાષ્યકારે '**पूजा**' કર્યો છે. પણ સેનાર્ત સાહેબે બતાવ્યું છે તેમ, આ સ્તંભલેખમાં પાછળથી એક બાજુએ '**अभिहाल**' તથા '**दंड**' શબ્દ અને બીજી બાજુએ '**वियोहाल-समता**' અને '**दंड-समता**' શબ્દ વપરાયા છે તેથી તે શબ્દોનું મળતાપણું સ્પષ્ટતાથી સાબીત થાય છે. આથી '**अभिहार**' શબ્દનો અને '**व्यवहार**' શબ્દનો અર્થ એક જ હોવો જોઇએ. વળી, અહીં '**दंड**' શબ્દની સાથેસાથે જ તેના વિરોધમાં **व्यवहार**' શબ્દ વપરાયો છે તેથી '**व्यवहार**' શબ્દનો અર્થ માત્ર 'મુકદ્દમો' ન હોઇ શકે, પણ 'મુકદ્દમાની ન્યાયપૂર્વક તપાસ' હોઈ શકે. વ્યવહારની અને દંડની બાબતમાં રજ્જુકોને સ્વતંત્ર કરવામાં આવેલા, એમ કહીને અશોક શું કહેવા માગે છે: એ પ્રથમ આપણે કહી ગયા છીએ. જુઓ પૃ. ૬૬-૬૮.

'**अस्वथ**' શબ્દ '**आश्वस**' ધાતુની ઉપરથી વ્યુત્પન્ન થએલો છે. એફ. ડબલ્યુ. થૉમસ સાહેબે તેને લગતી નોંધ લખી છે તેને માટે જુઓ જ. રૉ. એ. સો., ૧૯૧૫, પૃ. ૧૦૬ અને આગળ.

૩. આ સ્તંભલેખમાં '**धंमयुतेन च वियोवदिसंति जनं जानपदं**' છે તેને સાતમા મુખ્ય સ્તંભલેખમાંના '**हेवं च हेवं च पलियोवदाथ जनं धंमयुतं**'ની સાથે સરખાવી શકાય તેમ છે. આથી કરીને એમ સ્પષ્ટ થાય છે કે, આ સ્તંભલેખમાં '**धंमयुतेन**' શબ્દ છે તેનો અર્થ બ્યુહ્લર સાહેબે "ધર્મને અનુસરીને" કર્યો છે તેવો નથી પણ સેનાર્ત સાહેબે "ધર્મયુક્તોની સાથેસાથે" કર્યો છે તેવો છે.

૪. સેનાર્ત સાહેબે '**लघंति**' શબ્દને સુધારીને '**चघंति**' શબ્દ વાંચ્યો છે. આ રીત સ્વીકારી શકાય તેમ નથી; કારણ કે, આ સ્તંભલેખની બધી નકલોમાં '**लघंति**' શબ્દ જ છે. બ્યુહ્લર સાહેબે કહ્યું છે કે, સંસ્કૃત-ભાષાના '**रघंते**' (તેઓ તત્પર છે અથવા આતુર છે) શબ્દની ઉપરથી '**लघंति**' શબ્દ વ્યુત્પન્ન થએલો છે. પરંતુ સેનાર્ત સાહેબે '**पटिचलति**' શબ્દનો ખરો શબ્દ '**परिचरति**' (સેવે છે કે માને છે) કહ્યો છે તે બરાબર છે. બીજા મુખ્ય શિલાલેખના અંતભાગમાં ગિરનારની નકલમાં '**परिभोगाय**' શબ્દ છે તેની સાથે બીજી નકલોમાંના '**पटिभोगाय**' શબ્દને સરખાવો.

૫. બ્યુહ્લર સાહેબે '**छंदंनानि**' શબ્દને '**पुलिसानि**' શબ્દની સાથે સંબંધ ધરાવતો '**छंदज्ञानी**' તત્પુરુષસમાસ માન્યો છે, અને તેનો અર્થ તેમણે 'ઈચ્છા જાણનારા' (**छंदज्ञ**) કર્યો છે. સેનાર્ત સાહેબે તેને દ્વંદ્વસમાસ માન્યો છે (**छंदश्च आज्ञा च**); અને તે '**पटिचलिसंति**'નું કર્મ છે, એમ તેમણે કહ્યું છે. આવા અર્થની સામે વાંધો ઉઠાવતાં બ્યુહ્લર સાહેબે કહ્યું છે કે, નારિજાતિના 'આ'કારાંત શબ્દનાં રૂપો નાન્યતર જાતિના 'અ'કારાંત શબ્દનાં રૂપોના જેવાં થતાં હોય, એવો એક પણ દાખલો નથી. પરંતુ અશોકની ધર્મલિપિઓમાં જાતિઓનો મોટો ગોટાળો થએલો છે, એ તો આપણે જાણીએ છીએ. રૂપનાથના ગૌણ શિલાલેખમાં

'**काल**' શબ્દ ખરી રીતે '**काला**' શબ્દ હોય તેવી રીતે તેનાં રૂપો અપાર્યાં છે. આ દાખલો બહુ સ્પષ્ટ છે; પણ તેમ છતાં તે એક જ દાખલામાં નરજાતિના 'અ'કારાંત શબ્દોનાં રૂપો નારિજાતિના 'આ'કારાંત શબ્દનાં રૂપોના જેવાં કરવામાં આવેલાં છે. તે જ પ્રમાણે આ ચોથા મુખ્ય સ્તંભલેખમાં પણ નારિજાતિના 'આ'કારાંત શબ્દનાં રૂપો નાન્યતરજાતિના 'અ'કારાંત શબ્દોનાં રૂપોના જેવાં કર્યાં છે તે આપણે કેમ ન સ્વીકારી લઈએ? વળી, આ સ્તંભલેખની બધી નકલોમાં '**छंदनानि**' શબ્દને '**पुलिसानि**' શબ્દથી છૂટો પાડેલો છે; પણ નિદાન એક નકલમાં તો તેને '**पटिचलिसंति**' શબ્દની સાથે જોડેલો છે. આ હકીકત એમ બતાવી આપે છે કે, '**छंदनानि**' શબ્દનો સંબંધ વિશેષણ તરીકે '**पुलिसानि**' શબ્દની સાથે નથી, પણ '**पटिचलिसंति**' શબ્દની સાથે કર્મ તરીકે તેનો સંબંધ છે. આપણે સેનાર્ત સાહેબની પદ્ધતિ સ્વીકારીએ તો તેનો અર્થ પણ સ્પષ્ટ છે. ઉપલા વર્ગના અમલદાર ગણાતા રજ્જુકો અશોકનું કહ્યું કરે તો પછી નીચલા વર્ગના અમલદારો(**पुरुषा:**)એ તેમ કરવું જ જોઇએ. પરંતુ બ્યુહ્લર સાહેબ આપણને એમ સમજાવવા માગે છે કે, પુરુષો નીચલા વર્ગના અમલદારો હતા તે છતાં પણ રજ્જુકોએ તેમના દાખલાનું અનુકરણ કરવું જોઈએ.

સેનાર્ત સાહેબ '**चघति**' શબ્દને '**चग्घति**' શબ્દ ગણે છે, અને તેને '**पतिजग्गति**'( સંભાળ લે છે)ની માફક '**जाग्रति**' શબ્દનું બદલાએલું રૂપ તેઓ માને છે. ગ્રીઅર્સન સાહેબ છત્તીસગઢી બોલીમાં વપરાતા '**चघ्**' (ઉન્નત થવું) ધાતુની ઉપરથી તેને વ્યુત્પન્ન થએલો ગણે છે, અને સંસ્કૃતભાષાના '**चर्घ्**' (જવું) ધાતુને મૂળ ધાતુ તેઓ ગણે છે.

(જ. પા. ટે. સો,. ૧૮૯૧-૧૮૯૩, પૃ. ૨૮ અને આગળ). કર્ન સાહેબે '**चघ्**' ક્રિયાપદની સમજુતી હિંદીભાષાના '**चाहना**' ક્રિયાપદથી આપી છે. બ્યુહ્લર સાહેબે આ અભિપ્રાય માન્ય રાખ્યો છે; અને વધારામાં તેમણે કહ્યું છે કે, હિંદુસ્તાનની બધી દેશી ભાષાઓમાં '**चाह्**' શબ્દ જોવામાં આવે છે તેથી કરીને તે આર્યભાષાના જૂના શબ્દસંગ્રહમાંનો શબ્દ હોવો જોઈએ.

૬. '**योते**' શબ્દનો સંબંધ સંસ્કૃતભાષાના '**यौतक**' શબ્દની સાથે કર્ન સાહેબે જોડયો છે, અને યુરોપીય વિદ્વાનોએ તેનો અર્થ 'મહેતલ' કર્યો છે. પરંતુ '**यौतक**' શબ્દનો અર્થ 'મહેતલ' નથી થતો. 'હક્કથી માણસ: કેવળ પોતાનું કાંઇક': એવો તેનો અર્થ થાય છે. આ અર્થ અહીં બંધબેસતે નથી, એમ તો ન કહી શકાય. અશોક એમ કહેવા માગે છે કે, જે ગુનેગારો: મોતની સજા થઈ હોય તેઓ હક્કથી મહેરબાનીના ત્રણ દિવસ માગી શકે

૭. આ સ્તંભલેખમાંનું આ વાકય સૌથી વધારે મુશ્કેલ છે. સેનાત સાહેબે તેનો અર્થ આમ કર્યો છે:—"મારા અમલદારો તેમને ચેતવશે (**निझपयिसंति**) કે, તેમણે વધારે કે ઓછું નથી (**नातिकावकानि** જીવવાનું (**जीवितायेतानं**). તેમના પોતાના જીવનની મર્યાદા (**नासंतं**)ને બાબતમાં આવી રીતે ચેતવવામાં આવેલા (**निझपयिता**) તેઓ પોતાન ભાવિ જીવન(**पालत्कमू**)નો વિચાર કરીને દાન (**दानं**) કરે (**दाहंति** અથવા ઉપવાસ કરે (**उपवासं वा किअछंति**)."

બ્યુહ્લર સાહેબે તેનો અર્થ આમ કર્યો છે:—"તેમનાં સગાંસંબંધીએ (**नातिका**) તેમનામાંના કેટલાક(**कानि**)ને ઊંડો વિચાર કરવાની ફરજ પાડશે (**निझपयिसंति**), અને એ લોકોની જીંદગી બચાવવાના હેતુથ (**जीत्रिताये तानं**) અથવા તો જે (ગુનેગાર)નો વધ થવાનો છે તે (**नासंतं**) ઊંડો વિચાર કરવાની ફરજ પાડવાના હેતુથી (**निझपयिता** તેઓ પરલોકના વિચારથી દાન કરશે અથવા ઉપવાસ કરશે." બ્યુહ્લ સાહેબે પોતાના એ અર્થની સમજુતી આમ આપી છે:—"ત્રણ દિવસન મહેતલના દરમ્યાનમાં પરલોકના વિચારમાં પોતાનું મન પરોવવાને લગતે ઉપદેશ ગુનેગારને તેનાં સગાંસંબંધીઓ કરશે, અને ગુનેગારની જીંદગી બ એવી આશાથી અથવા તો નિદાન જેનો વધ થવાનો હોય તેનું હૈ પીગળે અને સ્વર્ગની દિશામાં વળે એવી આશાથી તેઓ ધર્મદાન (લાંચ નહિ) આપશે અથવા ઉપવાસ કરશે."

થોડાં વર્ષના પહેલાં શ્રીયુત દે. રા. ભાંડારકરે 'એમ. એ.'ના વર્ગ વિદ્યાર્થીઓને આ વાકયનો અર્થ આમ સમજાવ્યો હતો:—"તેમ સગાંસંબંધીઓ (તેમનામાંના) કેટલાકને પોતાની જીંદગી બચાવવા

હેતુથી ધર્મનો વિચાર કરવાની ફરજ પાડશે (**निझपयिसंति**); અને નષ્ટ થતા (મનુષ્ય)ને (**नासंतं**) વિચાર કરવાની ફરજ પાડવાને સારૂ તેઓ પરલોકનો વિચાર કરીને દાન આપશે તથા ઉપવાસ કરશે." તે વખતે તેમના કહેવાનો મુદ્દો એ હતો કે, તેના ધર્મને અનુસરનારા જે ગુનેગારોનો વધ થવાનો હોય તેમને જ તે ત્રણ દિવસની મુદત મહેરબાનીના રાહે આપતો હતો. જ. બિ. ઓ. રી. સો. (૬, ૩૧૯ અને આગળ)માં પ્રસિદ્ધ થએલા લેખમાં આ જ અર્થ સ્વીકારવામાં આવેલો જણાય છે. પરંતુ હવે શ્રીયુત દે. રા. ભાંડારકર એ વાકયનો જુદો જ અર્થ કરે છે; અને તે આ છે:—"(જેઓનો વધ થવાનો હોય) તેમની જીંદગી બચાવવાની બાબતમાં (તેમને) સગાંસંબંધીઓ (રજ્જુકોમાંના) કેટલાકનાં દિલ પીગળાવશે; અથવા તો અંત આવતો—એટલે કે, નાશ થતો—અટકાવવાને તેઓ પરલોકનો વિચાર કરીને દાન આપશે અથવા ઉપવાસ કરશે." '**निझपयिसंति**' શબ્દનો જે અર્થ કરવામાં આવે તેના ઉપર આ વાકયના અર્થનો ઘણો આધાર રહે છે. એફ. ડબલ્યુ. થૉમસ સાહેબ (જ. રૉ. એ. સો., ૧૯૧૬, પૃ. ૧૨૦ અને આગળ)ને અનુસરીને આપણે "**निध्य**" ધાતુ લઇએ તો શ્રીયુત દે. રા. ભાંડારકરે પ્રથમ આપેલો અર્થ યોગ્ય ગણાય. પરંતુ "અયોઘર–જાતક"–માંના બે શ્લોકોમાં ("જાતક," પુ. ૪, શ્લો. ૩૩૨ માં અને ૩૩૪ માં) આ શબ્દ વપરાએલો છે, એ હકીકતના તરફ લ્યુડર્સ સાહેબે આપણું ધ્યાન ખેંચ્યું છે. એમાં એ ક્રિયાપદનો અર્થ 'પીગળાવવું' કે 'અટકાવવું' થાય છે, અને રાજાઓએ કરેલી સજાને ખાસ ઉદ્દેશીને એક પ્રસંગે તે શબ્દ વપરાએલો છે. આ અર્થ વધારે સારી રીતે બંધ બેસે છે, અને એ રીતે આ વાકયનો અર્થ વધારે સ્વાભાવિક નીવડી શકે છે. વળી, પોતાના ધર્મના કારણે અશોક ન્યાયના હેતુને પણ નષ્ટ કરતો, એવો જે આરોપ અશોકના ઉપર મુકવામાં આવે છે તે આથી દૂર થાય છે.

૮. સેનાર્ત સાહેબે '**निलुधसि पि कालसि**'નો અર્થ "કેદી તરીકેની મુદતમાં" કર્યો છે. બ્યુહ્લર સાહેબે તેનો અર્થ "કેદના દરમ્યાનમાં પણ" કર્યો છે. લ્યુડર્સ સાહેબે તેનો અથ "(**निझति** ન હોવાથી) મૃત્યુકાળ નક્કી થઈ જ ચૂકયો હોવા છતાં પણ" કર્યો છે (જ. રૉ. એ. સો. ૧૯૧૬, પૃ. ૧૨૩). સરખાવો, "મનુસ્મૃતિ" ૮, ૩૧૦.

[ ૫ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છેઃ-મારા રાજ્યાભિષેકને છવીસ વર્ષ વીત્યાં ત્યારે આ પ્રાણીઓને [૧] અવધ્ય ગણવામાં આવ્યાં હતાં:-જેમ કે, પોપટો, સારિકાઓ, લાલ ચક્રવાકો, [૨] હંસો, નંદિમુખો[૩], ગેલટો, ચામાચીડિયાં, મોટી કીડીઓ, કાચબીઓ, હાડકાં વગરની માછલીઓ, વેદવેયકો, ગંગાપપુટકો, શંકુચિઓ ( 'સ્કેઇટ્સ' નામક માછલીઓ ), કાચબાઓ અને સાહુડીઓ, સસલાંના જેવી ખીસકોલીઓ, બારશિંગાં, છૂટા મુકાએલા સાંઢ, ઘરની જીવાતો, ગેંડા, ધોળાં કબૂતરો, ગામઠી કબૂતરો, અને વપરાતાં કે ખવાતાં [૪] ન હોય તેવાં બધાં ચોપગાં પ્રાણીઓ. બકરીઓ કે ઘેટીઓ કે ડુક્કરીઓ ગાભણી હોય કે દૂધાળી હોય તો તેમનો વધ કરવો અયોગ્ય છે, અને છ મહિનાની ઉમ્મર સુધીનાં તેમનાં કેટલાંક બચ્ચાં પણ અવધ્ય છે. કૂકડાની ખાસી કરવી નહિ. જીવવાળા થૂલાને બાળવું નહિ. તોફાનમાં કે જીવહિંસાને માટે જંગલને બાળવાં નહિ. જીવને જીવથી પોષવા નહિ. ત્રણ ઋતુઓની પૂનેમના [૫] અને તૈષની પૂનેમના અરસામાં ત્રણ દિવસોના— ( એ પખવાડિયાની ) ચૌદસના ( અને ) પૂનેમના અને ( પછીના અડવાડિયાની ) પ્રતિપદાના— દરમ્યાનમાં અને ખાસ કરીને ઉપવાસના દિવસોએ માછલીનો વધ કરવો નહિ. એ જ દિવસોમાં હાથીવનમાં અને માછલીના અથાણામાં આ અને બીજાં પ્રાણીઓનો વધ કરવો નહિ. ( દરેક ) પખવાડિયાના આઠમા અને ચૌદમા તથા પંદરમા દિવસે, (અને) તિષ્ય અને પુનર્વસુ દિવસોએ ( તથા ) ત્રણ ઋતુઓની પૂનેમે :( આવા ) સારા દિવસોએ ગોધાની ખાસી કરવી નહિ; બકરા, ઘેટાં, ડુક્કર અને એવાં બીજાં ( જે પ્રાણીઓ )ને ખાસી કરી હોય તેમને ખાસી કરવી નહિ. તિષ્ય અને પુનર્વસુ દિવસોએ ( તથા ) ઋતુઓની પૂનમે, અને ઋતુઓની

પૂનેમને લગતાં પખવાડિયાંમાં ઘોડાઓને અને બળદોને ચિહ્ન કરવાં નહિ. મારા રાજ્યાભિષેકને છવીસ વર્ષ વીત્યાં તે સમયમાં મેં પચીસ બંધનમોક્ષ [૬] કર્યા છે.

## ટીકા

૧. '**जात**' એટલે ખરૂં જોતાં 'જન્મેલો જીવ' છે. અહીં તેનો અર્થ 'પ્રાણીઓ' કરેલો છે.

૨. '**अलुन**'ને જૂદા નામ તરીકે ગણવામાં આવ્યું છે. પણ જેમ '**अनठिक-मछे**' અને '**संकुज-मछे**' છે તેમ '**अलुन-च**[illegible]**वाके**' ગણીને '**अलुन**' શબ્દને '**चकवाके**'ના વિશેષણ તરીકે ગણવો, એ વધારે સારૂં છે.

૩. આ સ્તંભલેખમાં જીવોની જે જૂદી જૂદી જાતો ગણાવવામાં આવેલી છે તેમના સંબંધમાં "મેમૉયર ઑફ ધી એશિયૅટિક સોસાયટી ઑફ બેંગૉલ, પુ. ૧, અં. ૧૭" તરીકે પ્રસિદ્ધ થએલો શ્રીયુત મનોમોહન ચક્રવર્તી કૃત "ઍનિમલ્સ ઇન ધી ઇન્સ્ક્રિપ્શન્સ ઑફ પિયદસિ" (પિયદસિની ધર્મલિપિઓમાંનાં પ્રાણીઓ) નામક લઘુલેખ વાંચવાથી ફાયદો થાય તેમ છે વળી, સરખાવો "મનુસ્મૃતિ, ૧૧, ૧૩૬-૧૩૭." એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, જે પ્રાણીઓ ખવાતાં ન હોય કે ઉપયોગમાં લેવાતાં ન હોય તે પ્રાણીઓના જ વધની બંધી અશોકે કરેલી છે. આથી કરીને '**जलूका**'નો અર્થ 'ચામાચીડિયાં' કરવો જોઇએ; કારણ કે, ચામાચીડિયાંનું માંસ ખાવામાં વપરાતું નથી. વડવાગોળને માટે તે શબ્દ વપરાએલો ગણી શકાય નહિ; કારણ કે, હલકા વર્ણના લોકો વડવાગોળનું માંસ ખાય છે ખરા. બ્યુહ્‌લર સાહેબે '**अंबा-कपीलिका**'નો અર્થ "મોટી કીડી" કર્યો છે તે યોગ્ય જ છે. સંસ્કૃતભાષાનો '**पिपीलिका**' શબ્દ પાલિભાષામાં '**किपिल्लिक**' શબ્દ બની જાય છે. '**दुडि**' (સંસ્કૃતભાષાના '**दुडी**') શબ્દનો અર્થ 'અમુક જાતની કાચબી' થાય છે. '**अनठिक**' (સંસ્કૃતભાષાના '**अनस्थिक**') શબ્દનો અર્થ 'હાડકાં વગરનું' થાય છે. સેનાર્ત સાહેબે

અને બ્યુહ્લર સાહેબે 'ચિંગટ'(પ્રૉન)ને હાડકાં વગરની માછલી તરીકે ઓળખાવેલી છે. '**संकुज-मछ**'નો શબ્દશઃ અર્થ 'સંકોચાઈ શકે તેવી માછલી' થાય છે; અને તેથી તેનો અર્થ '**शंकुचि** માછલી' કરવામાં આવેલો છે. '**कफट**' (સંસ્કૃતભાષાના '**कमठ**') શબ્દનો અર્થ સેનાર્ત સાહેબે "કાચબો" કરેલો છે. '**सेयक**' (સંસ્કૃતભાષાના '**शल्यक**') શબ્દનો અર્થ 'સાહુડી' થાય છે. '**पंनसस**'નો શબ્દશઃ અર્થ 'ઝાડનાં પાનડાંમાં રહેતું સસલાના જેવું પ્રાણી' થાય છે, અને બ્યુહ્લર સાહેબે તેને "મોટી, ધોળા પેટવાળી, રાતી ખિસકોલી" તરીકે ઓળખાવી છે. એવી જાતની ખિસકોલીઓ પશ્ચિમઘાટનાં જંગલોમાં જોવામાં આવે છે, અને તેમની ચામડી સસલાની ચામડીના જેવી હોય છે. '**सिमले**' (**श्रिमर**) શબ્દનો અર્થ 'બારશિંગાં' (હરણ) થાય છે. '**संडक**' શબ્દનો અર્થ 'સાંઢ' —'છૂટો મુકાએલો અને તેથી મારી નાખી ન શકાય એવો સાંઢ'—થાય છે. સેનાર્ત સાહેબે '**ओकपिंड**' શબ્દનો સંબંધ "**महावग्ग**"માંના '**उकपिंड**'-ની સાથે જોડેલો છે. એ પ્રાણીઓ સાધુઓના અનાજને ખાઇ જાય છે, એમ કહેવાય છે. બુદ્ધઘોષ કહે છે તેમ, "બિલાડીઓ, ઊંદરો, પાટલાઘો અને નોળિયા" એવાં પ્રાણીઓ છે. આ અર્થ બરાબર બંધ બેસે છે; કારણ કે, આ પ્રાણીઓ ખાવાનાં કામે વપરાતાં નથી તેમ તેમનો બીજો કાંઇ ઉપયોગ પણ થતો નથી. તેઓ ઘરમાંના અનાજને નુકસાન કરે તેટલા જ કારણે તેમને કાંઈ મારી નાખવાં ન જોઈએ. '**पलसत**' (પાલિભાષાના '**पलासाद**' અથવા '**परसत**') શબ્દનો અર્થ 'ગેંડો' થાય છે, એમ બ્યુહ્લર સાહેબે કહ્યું છે. જુઓ પૃ. ૧૬૨ અને આગળ.

૪. '**पटिभोग**' શબ્દ ખરૂં જોતાં '**परिभोग**' છે, અને 'પોષણ'થી વિરુદ્ધ અર્થમાં તે વપરાયો છે. દેખીતી રીતે અહીં અશોક "જે પ્રાણીઓનાં ચામડું, વાળ, પીંછાં વગેરે જરૂરનાં ન હોય તે બધાં પ્રાણીઓનો તેમ જ જે ખવાતાં ન હોય તેમનો વધ કરવાની બંધી કરવા માગે છે." જુઓ પૃ. ૧૩૭ અને આગળ.

૫. '**चातुंमासि**' (સંસ્કૃતભાષાનો '**चातुर्मासी**') શબ્દ ત્રણ ઋતુઓની— ગ્રીષ્મ ઋતુની તથા શરદ્ ઋતુની અને હેમંત ઋતુની— પૂનેમને માટે વપરાએલો છે. દરેક ઋતુના પહેલા મહિનાની પૂનેમને માટે તે શબ્દ વપરાય છે. '**तिसा पुंनमासी**' તૈષ અથવા પોસ માસની પૂનેમ છે. '**पोसथ**' શબ્દ બૌદ્ધપાલિભાષાના '**उपोसथ**' શબ્દની અને જૈનલોકોની પ્રાકૃતભાષાના '**पोसह**' શબ્દની વચ્ચેનો શબ્દ છે. તે બ્રાહ્મણોના 'પર્વ'ને મળતો છે, અને દરેક પખવાડિયાનો આઠમો અને પંદરમો દિવસ તે દર્શાવે છે. એ રીતે અશોકે આ ૫૬ દિવસોએ માછલીના વધની બંધી કરેલી હતીઃ—(૧) ત્રણ ઋતુઓના દરેક પહેલા મહિનાના અને તૈષ અથવા પોસ મહિનાના છ દિવસો—સુદની આઠમ તથા ચૌદસ અને પૂનેમ અને વદની પ્રતિપદા અને આઠમ તથા અમાસ—મળીને કુલ ૨૪; (૨) બાકીના આઠ મહિનાના ચારચાર દિવસો—દરેક પખવાડિયાની આઠમ તથા પૂનેમ અને અમાસ—મળીને કુલ ૩૨. એકંદરે ૨૪+૩૨=૫૬ દિવસોએ માછલી વેચવાની અને મારવાની બંધી અશોકે કરી હતી.

૬. રાજાઓ વિવિધ પ્રસંગે બંધનમોક્ષ કરે છે- એટલે કે, કેદખાનામાંના કેદીઓને મુદતના પહેલાં છૂટા કરે છે. ખાસ કરીને રાજાના જન્મદિવસે આમ કરવાનો રિવાજ છે. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર" (પૃ. ૧૪૬)માં કહ્યું છે કે, પોતાના જન્મદિવસે રાજાએ બાળકેદીઓને અને ઘરડા કેદીઓને તેમ જ રોગી કેદીઓને અને નિરાધાર કેદીઓને છોડી મુકવા જોઇએ. આ અર્થ અહીં બરાબર બંધ બેસે છે. તેનું પહેલું કારણ તો એ કે, આ સ્તંભલેખ સર્વસાધારણ વધ અટકાવવાના હેતુથી નહિ પણ મનમાન્યો અને અનાવશ્યક વધ થતો અટકાવવાના હેતુથી લખાએલો હોવાથી તમામ કેદીઓને છૂટા કરવાનું તેમાં કહેલું ન ગણી શકાય, પણ જેમને કેદમાં રાખ્યાથી મનમાની અને અનાવશ્યક ક્રૂરતા થવા પામે તે કેદીઓને જ છૂટા કરવાનું તેમાં કહેલું ગણી શકાય. તેનું બીજું કારણ એ કે, છવીસ વર્ષની મુદતમાં પચીસ પ્રસંગે બંધનમોક્ષ કરવામાં આવેલો તેથી, અશોકના જન્મદિવસે બંધનમોક્ષ થતો, એમ ગણી શકાય છે. વળી, આથી કરીને

એમ પણ સાબીત થાય છે કે, અશોકની ધર્મલિપિઓમાં જે વર્ષો ઉલ્લેખવામાં આવેલાં છે તે તેના રાજકાળનાં વીતી ગએલાં વર્ષો નથી, પણ તે તેના રાજકાળનાં ચાલૂ વર્ષો છે. ( જુઓ પૃ. ૧૦. )

## [ ૬ ]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છેઃ—મારા રાજ્યાભિષેકને બાર વર્ષો વીત્યાં ત્યારથી મેં લોકોના હિતસુખને માટે ધર્મલિપિઓ લખાવી છે તે એવા હેતુથી કે, તે ( આચાર )ને છોડી દઈને ( અમલદારો ) આ અને તે ધર્મવૃદ્ધિ પોષે.[૧] ‘ આમાં લોકોનું હિતસુખ ( છે ),’ ( એમ સમજીને ) હું આઘેનાની તેમ જ પાસેનાની મારાં સગાંસંબંધીની માફક તપાસ રાખું[૨] છું. એમ કેમ? ( લોકોમાંના ) કેટલાકને હું સુખી કરૂં તેટલા માટે. હું તે પ્રમાણે વર્તું છું. આમ હું ( અમલદારોના ) બધા વર્ગોની તપાસ રાખું છું. બધા પાષંડોને મેં વિવિધ પૂજાથી પૂજ્યા છે; પણ ( બીજા પાષંડની પ્રત્યે ) પોતાથી વળવું,[૩] એને જ મેં મુખ્ય ગણ્યું છે. મારા રાજ્યાભિષેકને છવીસ વર્ષ થયાં ત્યારે મેં આ ધર્મલિપિ લખાવી છે.

## ટીકા

૧. **‘पापोव’**ને માટે જ. એ. સો. બં., ૧૯૨૦, પૃ. ૩૩૬–૩૩૭ માં પ્રસિદ્ધ થએલો શ્રીયુત હરિતકૃષ્ણ દેવનો લેખ જુઓ. આ ક્રિયાપદનો કર્તા **‘निकाय’** છે. એ શબ્દ પાછળથી વપરાએલો છે; પણ અહીં તે અધ્યાહૃત રહેલો છે. **‘निकाय’** શબ્દ બારમા મુખ્ય શિલાલેખના અંતભાગમાં પણ જોવામાં આવે છે. તેનો અર્થ ‘ અમલદારોના વર્ગો ’ થાય છે.

૨. **‘पटिवेख’** શબ્દનો અર્થ ત્રીજા મુખ્ય સ્તંભલેખમાંના **‘पटिवेखा’** શબ્દથી નક્કી થાય છે.

૩. 'पच्चूपगमन' (સંસ્કૃતભાષાના 'प्रत्युपगमन') શબ્દનો અર્થ 'મળવાને અથવા અભિનંદન આપવાને સામા જવું' થાય છે. બારમા મુખ્ય શિલાલેખના સારની સાથે આ ભાગને સરખાવો.

[૭]

## ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:–"ભૂતકાળમાં રાજાઓ થઇ ગયા (તેમણે) આમ ઇચ્છેલું:–'ધર્મવૃદ્ધિની સાથે-સાથે લોકો કેમ કરીને આગળ વધે?' પણ અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથેસાથે લોકો આગળ વધ્યા નહિ." આ બાબતમાં દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:–"મને આમ લાગ્યું:–ભૂતકાળમાં રાજાઓએ એમ ઇચ્છેલું કે, અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથેસાથે લોકો આગળ વધે. પણ અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથેસાથે લોકો આગળ વધ્યા નહિ. તો પછી કેવી રીતે લોકો (ધર્મને) અનુસરતા થાય? અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથેસાથે લોકો કેવી રીતે આગળ વધે? ધર્મવૃદ્ધિની સાથેસાથે તેમનામાંના કેટલાકને હું કેવી રીતે ઉન્નત કરૂં?" આ બાબતમાં દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:– "મને આમ સૂઝયું:–'હું ધર્મશ્રાવણો સંભળાવીશ. હું ધર્મોપદેશ કરાવીશ. લોકો તે સાંભળીને તેમ વર્તશે, પોતાની જાતને ઉન્નત કરશે, અને ધર્મવૃદ્ધિની સાથેસાથે ખૂબ આગળ વધશે.' આવા હેતુથી મેં ધર્મશ્રાવણો સંભળાવ્યાં છે, અને વિવિધ પ્રકારનો ધર્મોપદેશ ફરમાવ્યો છે. મારા અમલદારો–વ્યૂથો[૧]—અનેક લોકોના ઉપર નીમાએલા છે. તેઓ તેનો ઉપદેશ કરશે અને તેને ફેલાવશે. સેંકડો અને હજારો પ્રાણોના ઉપર રજ્જુકો નીમાએલા છે. તેમને પણ એવી આજ્ઞા કરવામાં આવી છે કે, 'ધર્મયુક્ત લોકોને આમ અને આમ ઉપદેશ કરો.'"

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:–"રસ્તામાં મેં વડનાં ઝાડ રોપાવેલાં છે. તેઓ મનુષ્યોને અને પશુઓને છાંયડો

આપશે. મેં આંબાવાડીઓ રોપાવેલી છે. મેં દર આઠ કોસે [2] કૂવા ખોદાવેલા છે; અને મેં આરામગૃહો બંધાવેલાં છે. મનુષ્યોના અને પશુઓના ઉપભોગને માટે મેં વિવિધ સ્થળે ઘણાં થાણાં બંધાવેલાં છે. પરંતુ આ પ્રતિભોગ (ની વ્યવસ્થા) ખરેખર નિર્જીવ છે; કારણ કે, મારી માફક મારા પહેલાં થઇ ગએલા રાજાઓએ પણ આવાં અનેક સુખસાધનોથી લોકોને સુખી કર્યા છે. પણ મેં એવા હેતુથી આમ કર્યું છે કે, લોકો (આવું) ધર્માચરણ કરે."

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છેઃ-સાધુતાની વિવિધ બાબતોના કામે મેં ધર્મમહામાત્રોને નીમેલા છે. સર્વ પાષંડોમાં-- સાધુઓમાં અને ગૃહસ્થોમાં— તેઓ કામ કરી રહ્યા છે. મેં એવી વ્યવસ્થા કરી છે કે, તેઓ સંઘના અર્થે કામ કરશે. તેવી જ રીતે મેં એવી વ્યવસ્થા કરી છે કે, તેઓ બ્રાહ્મણ આજીવકોમાં અને નિર્ગ્રંથોમાં તથા વિવિધ પાષંડોમાં કામ કરશે. વિવિધ મહામાત્રો વિવિધ (વર્ગોના લોકો)ને માટે અને વિવિધ વિશિષ્ટ કામોને માટે (નીમાયા) છે. પણ મેં માત્ર આ અને બીજા બધા પાષંડોને માટે ધર્મમહામાત્રો નીમેલા છે.

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છેઃ--આ અને બીજા ઘણા મુખ્ય [3] અધિકારીઓ મારાં અને દેવીઓનાં દાનની વહેંચણીનું કામ કરે છે, અને અહીંના તેમ જ પ્રાંતોમાંના મારા બધા ઝનાનામાં તેઓ અનેક રીતના વિવિધ સંતોષકારક પ્રયત્નો [4] પ્રતિપાદિત કરે છે. વળી, મેં એવી વ્યવસ્થા કરી છે કે, ધર્મનો વિકાસ કરવાને અને ધર્મને અનુસરાવવાને માટે મારા પુત્રોનાં અને બીજા દેવીકુમારોનાં દાનની વહેંચણી કરવાનું કામ તેઓ કરશે. દયા, દાન, સત્ય, શુદ્ધતા, મૃદુતા અને સાધુતા જેવાં છે તેવો આ ધર્મનો વિકાસ અને તેવું આ ધર્મને અનુસરવું લોકોમાં વધશે.

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છેઃ-મેં જે કાંઇ સાધુકર્મો કર્યાં છે તેમને લોકો અનુસર્યા છે, અને તેઓ (ભવિષ્યમાં) તેમ

કરશે. તેથી કરીને માતાપિતાની શુશ્રૂષાની, ગુરુઓની શુશ્રૂષાની, ઘરડાંવરડાંના પગલે ચાલવાની (બાબતમાં), અને બ્રાહ્મણોની તથા શ્રમણોની (અને) ગરીબોની તથા હલકા લોકોની અને દાસની તથા નોકરની સાથે યોગ્ય વર્તન રાખવાની બાબતમાં તેઓ આગળ વધ્યા છે અને વધશે પણ ખરા.

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે:–વળી, લોકોએ આ ધર્મવૃદ્ધિને બે રીતે આગળ વધારી છે:–ધર્મબંધનથી અને (સંપૂર્ણ) બંધીથી. [૫] વળી, આ બાબતમાં ધર્મબંધનો નજીવાં છે, અને (સંપૂર્ણ) બંધીથી ઘણું વધારે કરાયું છે. ખરેખર, ધર્મબંધનો મેં જે કર્યાં છે તેવાં છે; જેમ કે, '(પ્રાણીઓની) અમુકઅમુક જાતોનો વધ કરવાનો નથી,' તેમ જ જે બીજાં અનેક ધર્મબંધનો મેં કર્યાં છે તે. પણ (સર્વ) ભૂતોની અવિહિંસાના જેવી અને (સર્વ) પ્રાણોના અવધના જેવી (સંપૂર્ણ) બંધીથી મનુષ્યોમાં ધર્મવૃદ્ધિ વધારે આગળ વધી છે. આ લખાણ એવા હેતુથી કર્યું છે કે, મારા પુત્રો અને પૌત્રો ચંદ્ર અને સૂર્ય ચાલૂ રહે ત્યાં સુધી ટકી રહે અને એ રીતે (મારા પગલે) અનુવર્તે. આવી રીતે (મારા પગલે) અનુવર્તવાથી આ લોક તેમ જ પરલોક સિદ્ધ થાય છે. મારા રાજ્યાભિષેકને સત્તાવીસ વર્ષ વીત્યાં ત્યારે મેં આ ધર્મલિપિ લખાવી હતી.

આના સંબંધમાં દેવોને લાડકો આમ કહે છે:–જ્યાં શિલાસ્તંભો કે શિલાફલકો હોય ત્યાં આ ધર્મલિપિ કોતરાવવી કે જેથી તે ચિરસ્થાયી થાય.

### ટીકા

૧. અહીં '**यथा**' શબ્દ નહિ હોય, પણ '**न्यूथा**' શબ્દ હશે : એમ વધારે સંભવે છે. જુઓ ઇ. ઍ., ૧૯૧૨, પૃ. ૧૭૩.

૨. '**अढकोसिक्यानि**'ની બાબતમાં જ. રૉ. એ. સો., ૧૯૦૬, પૃ. ૪૦ અને આગળ આપેલી ફ્લીટ સાહેબની નોંધ જુઓ. '**निंसिधिया**'ની બાબતમાં જુઓ એ. ઇં., ૨, ૨૭૪.

૩. સેનાર્ત સાહેબે 'मुख' શબ્દનો અર્થ 'મધ્યંતરી લોકો' કર્યો છે, અને બ્યુહ્લર સાહેબે તેનો અર્થ 'મુખ્ય અમલદારો' કર્યો છે. કૌટિલ્યકૃત "અર્થશાસ્ત્ર"માં જે વિવિધ સ્થળે 'मुख्य' શબ્દ વપરાએલો છે તેમના તરફ એફ. ડબલ્યુ. થામસ સાહેબે આપણું ધ્યાન ખેંચેલું છે (જ. રૉ. એ. સો., ૧૯૧૫, પૃ. ૯૭–૯૯). પરંતુ તેમણે 'मुख्य' અને 'मुख' શબ્દની વચ્ચે કાંઇક ગોટાળો કર્યો છે. "અર્થશાસ્ત્ર"થી બ્યુહ્લર સાહેબના મતને પુષ્ટિ મળતી લાગે છે.

૪. બ્યુહ્લર સાહેબે 'तुथ यतनाने' શબ્દને 'तुष्ट्य यतनाने' શબ્દ ગણ્યો છે, અને તેમણે તેનો અર્થ "સંતોષનાં સાધનો" અથવા "તુષ્ટિની તકો" કર્યો છે. 'आयतन' શબ્દ 'आयत्' (યત્ન કરવો) ધાતુની ઉપરથી વ્યુત્પન્ન થએલો હોવાથી તેનો અર્થ ' પ્રયત્ન ' કરવો એ વધારે સારું છે.

૫. 'निझति' શબ્દની બાબતમાં ચોથા મુખ્ય સ્તંભલેખને લગતી સાતમી ટીકાનો છેવટનો ભાગ જુઓ. આ વાક્યના અર્થને માટે જુઓ પૃ. ૧૩૯ અને આગળ.

## ( ૩ ) પાંચ ગૌણ શિલાલેખો

### ધવલીના અને યાવગઢના જૂદાજૂદા શિલાલેખો

[ ક ]

### ભાષાંતર

દેવોને લાડકાના હુકમથી તોસલિના ( અગર સમાપાના ) નગરમહામાત્રોરૂપ મહામાત્રોને આમ કહેવું:–હું ( મનથી ) જે કાંઇ પણ દેખું છું તે ઇચ્છું છું. શું ? હું તેને અમલમાં મુકું, એમ; અને ( યોગ્ય ) સાધનો દ્વારા હું તેની શરૂઆત કરૂં છું. તમને ઉપદેશ કરવો, એ ( ઉક્ત ) હેતુ સાધવાનું મુખ્ય સાધન છે: એમ હું માનું

છું. આપણે સારા માણસોના સ્નેહને પ્રાપ્ત કરીએ તેટલા માટે તમે અનેક હજારો પ્રાણુના ઉપર નીમાયા છો. સર્વ મનુષ્યો મારાં સંતાનો છે. જેવી રીતે મારાં સંતાનોની બાબતમાં હું ઇચ્છું છું કે આ લોકના તેમ જ પરલોકના સંબંધનાં સર્વ હિતસુખ તેઓ મેળવે તેવી જ રીતે સર્વ મનુષ્યોની બાબતમાં હું એવું જ ઇચ્છું છું. પણ આ બાબતથી જણાય છે કે, તમે તે સમજતા નથી. કોઇક વ્યક્તિ (અમલદાર) તેના ઉપર ધ્યાન આપે છે; પણ તે અમુક ભાગના જ ઉપર–આખાના ઉપર નહિ. તો આમ જુઓ. નીતિનું સૂત્ર પણ સારી રીતે દર્શાવાયું છે. એમ બને કે, કોઇ વ્યક્તિને બંધન કે કનડગત થાય છે. ત્યાં તેથી કારણુ વગર બંધન કે મૃત્યુ થવા પામે છે.[1] વળી, બીજા ઘણા લોકોને અતિશય દુઃખ થાય છે. તેથી કરીને તમારે ઇચ્છવું જોઇએ. શું ? વચલો માર્ગ ગ્રહવાનું. ઇર્ષા, ખંતની ખામી, કડકપણું, અધીરાઇ, અભ્યાસની ખામી, આળસ અને થાકની લાગણી : એ જાતના સ્વભાવથી કોઇ પણ માણસ યોગ્ય વર્તન રાખી શકે નહિ. આથી કરીને તમારે ઇચ્છવું જોઇએ. શું? કે, આ જાતનો સ્વભાવ તમારો ન થાય. વળી, આ બધાનું મૂળ ખંત અને ધીરજ છે. નીતિનું આ સૂત્ર છેઃ– 'જે હેઠો પડી ગયો હોય તેણે આગળ વધવાને ઊઠવું જોઇએ.' વળી, મનુષ્યે સંચરવું જોઇએ, આગળ વધવું જોઇએ, અને પ્રગતિ કરવી જોઇએ. આ નીતિસૂત્રને તમારે દેખવું જોઇએ. તો બીજા કશાનો વિચાર કર્યા વગર (તમારી જાતને આમ) કહોઃ–" દેવોને લાડકાની આજ્ઞા આવી આવી છે. તેનો અમલ મહાફળ આપનાર નીવડે છે, (અને) તેનો અમલ ન કરવાથી ભારે નુકસાન થાય છે. જેઓ તેમ ન કરે તેમને સ્વર્ગ નથી મળતું કે રાજાની મહેરબાની નથી મળતી." મં (નાખેલી) આ ફરજનું આમ બે પ્રકારનું પરિણામ આવે છે. તમારા મનમાં શંકા શા કારણે હોય ? તે બરાબર અદા થશે તો તમે સ્વર્ગને મેળવશો અને મારા પ્રત્યેનું ઋણ ફેડશો.

વળી, આ લિપિ તિષ્યનક્ષત્રમાં સાંભળવી જોઇએ, અને તિષ્ય

દિવસોમાં દરેક ઉત્સવે એક (અમલદાર) પણ તે સાંભળે; અને આમ કરીને (તે મારી આજ્ઞાનો) અમલ કરવાનો પ્રયત્ન કરે. આ હેતુથી આ લિપિ અહીં લખી છે:- કે, નગરવ્યાવહારિકો (શહેર-ન્યાયાધીશો) રૂપ મહામાત્રો સ્થાપિત નીતિનિયમથી યુક્ત રહે, અને નગરજનોને જોરજુલમથી બંધન કે જોરજુલમથી કનડગત થવા ન પામે. વળી, ધર્મપુરઃસર આ હેતુથી હું (અમલદારને) દર પાંચ વર્ષે [૨] ફેરણી કરવા મોકલીશ, (અને) તેઓ કામમાં કડક નહિ થાય તેમ જ મિજાજી નહિ થાય, (પણ) નમ્ર થશે. આ હેતુને સમજીને તેઓ મારી આજ્ઞાને અનુસરશે. પણ ઉજ્જયિનીમાંથી રાજકુમાર આ વર્ગના (અમલદારો)ને મોકલશે અને ત્રણ વર્ષને ઓળંગશે નહિ. તેવી જ રીતે તક્ષશિલામાંથી પણ. એ મહામાત્રો ફેરણીએ જાય ત્યારે પોતાના કર્મને ત્યજ્યા વગર આના ઉપર પણ ધ્યાન આપશે અને રાજાની આજ્ઞાને અનુસરશે.

## ટીકા

૧. આ શિલાલેખમાંનું આ વાકય અધરામાં અઘરૂં છે. દેખીતી રીતે અશોક એમ કહેવા માગે છે કે, કોઈ વ્યકિતને કેદખાનામાં પૂરવામાં આવે કે કનડગત કરવામાં આવે ત્યારે ઉક્ત અમલદારોના એક કે બીજા દોષથી થતી એવી કનડગતના પરિણામમાં લોકો નાહક કેદખાનામાં નંખાય છે, અને કેદખાનામાં નંખાયા પછી તેઓ મરણ પણ પામે છે.

૨. જુઓ પૃ. ૬૩.

## [ ખ ]

## ભાષાંતર

દેવોને લાડકાના હુકમથી રાજકુમારને અને મહામાત્રોને (આમ) કહેવું:-હું (મનથી) જે કાંઇ પણ દેખું છું તે ઇચ્છું છું. શું? હું તેને અમલમાં મુકું, એમ; અને (યોગ્ય) સાધનોથી હું તેની શરૂઆત કરૂં છું. તમને ઉપદેશ કરવો, એ (ઉક્ત) હેતુ સાધવાનું મુખ્ય સાધન છે, એમ હું માનું છું. સર્વ મનુષ્યો મારાં સંતાનો છે. જેવી રીતે

મારાં સંતાનોની બાબતમાં હું ઇચ્છું છું કે આ લોકના તેમ જ પરલોકના સંબંધનાં સર્વ હિતસુખ તેઓ મેળવે તેવી જ રીતે સર્વ મનુષ્યોની બાબતમાં હું એવું જ ઇચ્છું છું. 'નહિ જીતાએલા પાડોસીઓની બાબતમાં રાજા આપણી પાસેથી શેની આશા રાખે છે,' એ જાણવાના હેતુથી પાડોસીઓની બાબતમાં મારી શી ઇચ્છા છે, એમ તમે પૂછતા હો તો તેનો જવાબ આ છેઃ–મારા પ્રત્યે તેમણે અનુદ્વિગ્ન રહેવું જોઇએ, એવું દેવોને લાડકો ઇચ્છે છે : એમ તેમણે સમજવું જોઇએ, તેમણે મારામાં વિશ્વાસ રાખવો જોઇએ, (અને) તેઓ મારા તરફથી દુઃખ નહિ મેળવે પણ સુખ મેળવશે. વળી, તેમણે એમ પણ સમજવું જોઇએ (કે,) "સાંખી શકાય ત્યાં સુધી રાજા આપણને સાંખી લેશે," પણ તેઓ આ લોકને અને પરલોકને મેળવે તેટલા માટે મારા નિમિત્તે તેમણે ધર્મ આચરવો જોઇએ, આ હેતુથી હું તમને આજ્ઞા આપું છું. તમને આજ્ઞા આપીને અને મારી ઇચ્છા જણાવીને–મારો અડગ નિશ્ચય અને (મારી અડગ) પ્રતિજ્ઞા જણાવીને–હું (તેમના) ઋણમાંથી મુક્ત થાઉં ! તેથી આમ કરીને તમારે તમારી ફરજ બજાવવી જોઇએ અને તેમને આશ્વાસન આપવું જોઇએ કે જેથી કરીને તેઓ આમ સમજે–'જેવો આપણો પિતા તેવો જ આપણો રાજા છે; તે જેમ પોતાને અનુકંપે છે તેમ આપણને અનુકંપે છે; રાજાનાં જેવાં સંતાનો તેવાં આપણે છીએ.' તમને આજ્ઞા આપીને અને મારી ઇચ્છા—મારો અડગ નિશ્ચય તથા (મારી અડગ) પ્રતિજ્ઞા—જણાવીને મારા સ્થાનિક મંત્રીઓરૂપ[૧] તમારી સાથે હું આ કામે રહીશ. તેમને આશ્વાસન આપવાને અને તેમના આ લોકના તથા પરલોકના હિતસુખની (ખાત્રી તેમને આપવાને) તમે પ્રબળ છો. આમ કરવાથી તમે સ્વર્ગને મેળવશો અને મારા ઋણમાંથી મુક્ત પણ થશો.

વળી, આ અર્થે આ લિપિ અહીં લખી છે (કે,) એ

પાડોસીઓને આશ્વાસન આપવાને અને (તેઓ) ધર્માચરણ કરે તેની ખાત્રીને માટે મહામાત્રો સ્થાપિત નીતિનિયમથી યુક્ત રહે. વળી, ચાતુર્માસી ઋતુના તિષ્ય-દિવસે આ લિપિ સાંભળવી; અને ખરેખર તિષ્ય-દિવસોમાં દરેક ઉત્સવે એક (અમલદાર) પણ તે સાંભળે. આમ કરીને (મારી આજ્ઞાનો) અમલ કરવાનો પ્રયત્ન કરો.

### ટીકા

૧. 'ह्सा_तिके' શબ્દવાળું વાક્ય ગૂંચવાડાભરેલું છે, અને વિદ્વાનોને તેણે હંફાવેલા છે. સેનાર્ત સાહેબે તેનો આવો અર્થ કરેલો છેઃ—"મારા હુકમોને સક્રિય અનુવર્તવાને લાયક તમારા જેવા આ કામે મને મળી જશે." બ્યુહ્લર સાહેબે તેનો આવો અર્થ કર્યો છેઃ—"આ બાબતમાં તો બધા દેશોમાં મારા અવેક્ષકો રહેશે." બ્યુહ્લર સાહેબે આના સંબંધમાં દેખીતી રીતે નજરચૂકથી '(तु)फक' શબ્દને છાડી દીધો છે. 'आयुक्त' શબ્દનો અર્થ "મંત્રી કે આડતિયો કે મદદનીશ" થાય છે. અશોક એમ કહેવા માગે છે કે, તેઓ તેના પોતાના સ્થાનિક મદદનીશો છે, અને તેઓ સરહદના લોકોના પ્રત્યેની તેની પોતાની ઇચ્છાનો અમલ કરે છે.



## (૪) પરચુરણ ગૌણ શિલાલેખો



### [ ગ ]

### ભાષાંતર

### (બ્રહ્મગિરિની નકલ)

સુવર્ણગિરિમાંના આર્યપુત્રના[૧] અને મહામાત્રોના વચનથી ઇસિલના મહામાત્રોને (તેમનું) આરોગ્ય પૂછવું, અને (પછી) આમ કહેવું:-"દેવોને લાડકો કહે છે (કે,) 'અઢીના કરતાં વધારે વર્ષ સુધી હું ઉપાસક હતો; પણ મેં ખૂબ પરાક્રમ કરેલું નહિ. એક

વરસથી— ખરેખર, એક વરસના કરતાં વધારે વરસથી— હું સંઘની સાથે રહ્યો છું[2] અને મેં પરાક્રમ કરેલું છે; પરંતુ આ મુદ્દતના દરમ્યાનમાં જંબુદ્વીપમાંના જે મનુષ્યો (દેવોની સાથે) મિશ્ર થયા ન હતા તે દેવોની સાથે મિશ્ર થયા.[3] [રૂપનાથની નકલના અનુસારેઃ- આ મુદ્દતના દરમ્યાનમાં જે દેવો મિશ્ર થયા ન હતા તેમને આખા જંબુદ્વીપમાં (મનુષ્યોની સાથે) મિશ્ર કરવામાં આવ્યા હતા.] પરાક્રમનું ફળ આ છે. માત્ર ઉપલી કોટીનાએ[4] જ આ મેળવવાનું નથી. પણ ખરેખર નીચલી કોટીનો પરાક્રમ કરે તો (લોકોને) પુષ્કળ સ્વર્ગીય સુખ અપાવી શકે છે. આ હેતુથી આ શ્રાવણ સંભળાવ્યું છેઃ—નીચલી કોટીના અને ઉપલી કોટીના આ (હેતુને) માટે પરાક્રમ કરે, મારા પાડોસીઓ આ જાણે, અને આ પરાક્રમ ચિરસ્થાયી થાય. વળી, આ હેતુ વધશે એટલું જ નહિ, પણ પુષ્કળ વધશે— (નિદાન) દોઢગણો વધશે. વળી, આ શ્રાવણ ૨૫૬ વ્યુષ્ટોએ સંભળાવ્યું છે.' "[5]

## (સહાશ્રમની નકલ)

આ શ્રાવણ (સંખ્યામાં) ૨૫૬ વ્યુષ્ટોએ (સંભળાવ્યું છે); કારણ કે, બસો વધતા છપ્પન વ્યક્તિઓ ફેરણીએ નીકળી પડી છે (**વિવુથ-વ્યુષ્ટા**).[5] વળી, તમે આ બાબત પર્વતોના ઉપર કોતરાવજો, અને જ્યાં શિલાસ્તંભો હોય ત્યાં પણ તે કોતરાવજો.

## (રૂપનાથની નકલ)

આ બાબત પર્વતોના ઉપર કોતરાવવી. અહીં અને દૂર જ્યાં કોઇ શિલાસ્તંભ હોય ત્યાં એ શિલાસ્તંભના ઉપર તે કોતરાવવી. વળી, આ મોઢાના હુકમથી તમે તમારી હદ પહોંચતી હોય ત્યાં સુધી સર્વત્ર ફેરણીએ નીકળી પડો. આ શ્રાવણ ૨૫૬ વ્યુષ્ટોએ સંભળાવ્યું છે; (આ સંખ્યા એમ બતાવી આપે છે કે, ૨૫૬) વ્યક્તિઓ (૨૫૬ પ્રસંગે) ફેરણીએ નીકળી પડી હતી.[5]

## ટીકા

૧. વી. ઓ. જ., ૧૨, ૭૫-૭૬ માં બ્યુહ્લર સાહેબે "ખંડહાલ-જાતક" (જાતક અંક ૫૪૨)ના આધારે ખાત્રી કરી આપી છે કે, 'अय्यपुत्त'-નો અર્થ 'આર્યપુત્ર અથવા રાજકુમાર' થાય છે.

૨. વધારે સમજુતીને માટે જુઓ પૃ. ૭૪-૭૭.

૩. જુઓ પૃ. ૧૨૩; ઇ. ઍ., ૧૯૧૨, પૃ. ૧૭૦-૧૭૧. આની સાથે સરખાવો "सहदेव-मनुष्या अस्मिंल्लोके पुरा बभूवुः" ("ઑમ્બે સંસ્કૃત સીરીઝ"માંનું "આપસ્તંબીય-ધર્મસૂત્ર" પૃ. ૭૬ ).

૪. અહીં જે 'ઉપલી કોટીના' અને 'નીચલી કોટીના' શબ્દો ઉલ્લેખાયા છે તે ઉપલા વર્ગના અને નીચલા વર્ગના અમલદારોને ઉદ્દેશીને વપરાયા છે. દસમા મુખ્ય શિલાલેખની સાથે આ શિલાલેખને સરખાવો અને ઉપરની બીજી ટીકા વાંચો.

૫. ઇ. ઍ., ૧૯૦૮, પૃ. ૨૧; જે. એ., મે-જુન, ૧૯૧૦; જ. રૉ. એ. સો., ૧૯૧૩, પૃ. ૪૭૭. વળી, જ. રૉ. એ. સો., ૧૯૧૦, પૃ. ૧૪૨ અને ૧૩૦૮; ૧૯૧૧, પૃ. ૧૧૧૪; ૧૯૧૩, પૃ. ૧૦૫૩; જે. એ., જાન્યુ-ફેબ્રુ., ૧૯૧૧. શ્રીયુત દે. રા. ભાંડારકરના અર્થને માટે જુઓ ઇ. ઍ., ૧૯૧૨, પૃ. ૧૭૧-૧૭૩.

## લેખસૂચિ

જ્યૉર્જ બ્યુહ્લરઃ-ઇ. ઍ., ૧૮૯૩, પૃ.૨૦૯-૩૦૬; ૧૮૯૭, પૃ. ૩૩૪; એ. ઈં., પુ. ૩, પૃ. ૧૩૫-૧૪૨.

હરિતકૃષ્ણ શાસ્ત્રીઃ—"ધી ન્યુ અશોકન્ એડિક્ટ ઑફ્ મસ્કિ" ( અશોકનો મસ્કિનો નવો શિલાલેખ ) ( "હૈદરાબાદ આર્કીઑલૉજિકલ સીરીઝ", અંક ૧ ).

ઈ. હુલ્શઃ-સા. ડૉ. મૉ. ગે., પુ. ૭૦, પૃ. ૫૩૯-૫૪૧.

[ ૫ ]

## ભાષાંતર

દેવોને લાડકો આમ પણ કહે છેઃ—'માતાપિતાની શુશ્રૂષા કરવી જોઇએ તેમ જ પ્રાણીઓને માટેનું સન્માન દૃઢ કરવું જોઇએ. સત્ય

બોલવું જોઇએ.' આ ધર્મગુણો આચરવા જોઇએ. તેવી જ રીતે શિષ્યે ગુરુને માન આપવું જોઇએ; અને ન્યાતીલાઓની સાથે (વ્યક્તિએ) યોગ્ય રીતે વર્તન રાખવું જોઇએ. (માનવ મનની) આ પ્રકૃતિ[1] પુરાણી છે; અને તે ચિરસ્થાયી છે. તેથી કરીને તેમ કરવું જોઈએ.

લિપિકાર પડે લખ્યું.

### ટીકા

૧. જુઓ પૃ. ૧૫૯.

[ ચ ]

## વૈરાટનો બીજો (ભાબ્રાનો) શિલાલેખ

### ભાષાંતર

મગધનો રાજા પ્રિયદર્શી સંઘને અભિનંદન કહેવડાવે છે અને આરોગ્ય તથા સગવડવાળું જીવન ઇચ્છે છે. ભદંતો! બુદ્ધને માટે તથા ધર્મને માટે અને સંઘને માટે મને કેટલું બધું માન અને (કેટલો બધો) આનંદ છે, એ તમે જાણો છો. ભદંતો! ભગવાન બુદ્ધે જે કાંઈ ભાખ્યું છે તે સઘળું સારૂં જ ભાખેલું છે. પણ, ભદંતો! સદ્ધર્મ આમ ચિરસ્થાયી થાય તેટલા માટે જે કાંઇ મારા પોતાના તરફથી મારે કહેવું જોઇએ તે કહેવાનું હું યોગ્ય ધારૂં છું. ભદંતો! આ ધર્મ સૂત્રો છેઃ—(૧) **विनय-समुकसे**; (२) **अलिय-वसानि**; (३) **अनगत-भयानि**; (४) **मुनि-गाथा**; (५) **मोनेय-सुते** (६) **उपतिस-पसिन**; અને (૭) 'અસત્ય'ના સંબંધમાં બુદ્ધ ભગવાને રાહુલને કરેલો બોધ.[1] ભદંતો! ભિક્ષુકો અને ભિક્ષુકીઓ પૈકીનાં ઘણાંખરાં આ ધર્મસૂત્રોને હંમેશાં સાંભળે તથા વિચારે, એમ હું ઇચ્છું છું. તેજ પ્રમાણે ઉપાસકોએ અને ઉપાસિકાઓએ (એમ જ કરવું જોઇએ). ભદંતો! આ જ કારણે હું આ કોતરાવું છું (કે,) તેઓ મારી ઇચ્છા જાણે.

### ટીકા

૧. જુઓ પૃ.૮૧-૮૬; જ. રૉ. એ. સો., ૧૮૯૮, પૃ. ૬૩૯; ૧૯૦૧, પૃ. ૩૧૧, ૫૭૭; ૧૯૧૧, પૃ. ૧૧૧૩; ૧૧૧૩, પૃ. ૩૮૫; ૧૯૧૫, પૃ. ૮૦૫; ઇ. ઍં., ૧૮૯૧, પૃ. ૧૬૫; ૧૯૧૨, પૃ. ૩૭; ૧૯૧૯, પૃ. ૮; જે. એ., મે-જુન, ૧૮૯૬; મૅક્સ વાલેસર કૃત "ડા એડિક ઑં ભાબ્રા (માટેરિયેલિન ઝુરે કુંર ડે બુદ્ધિઝમાસ)"; ઈ. હ્યુમૅન કૃત "ડા ભાબ્રા-એડિક કે કૅાનિગ્સ અશોક" ("ઝીટ. ઈંડૉલૉ. ઇરાન.", ઑક્ટોબર ૨, ૧૯૨૩, પૃ. ૩૧૬ અને આગળ ).

## (૫) છ ગૌણ સ્તંભલેખો

## (ક) લુંબિની-ઉદ્યાન ( રુમ્મિનદેઈ-પદરીયા)નો સ્તંભલેખ

### ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા પોતાના રાજ્યાભિષેકને વીસ વર્ષો વીત્યાં ત્યારે અહીં જાતે આવ્યો, અને (તેણે) પૂજા કરી. [1] અહીં શાક્યમુનિ બુદ્ધ જન્મ્યા હતા તેથી તેણે અહીં પથ્થરની જબરી દિવાલ[2] ચણાવી અને શિલાસ્તંભ ઊભો કરાવ્યો. અહીં ભગવાન બુદ્ધ જન્મ્યા હતા તેથી લુંબિનીગામને ધાર્મિક કરમાંથી મુક્ત કરવામાં આવ્યું હતું, અને (જમીનમહેસુલ તરીકે માત્ર )એક અષ્ટમાંશ ( તેણે ) આપવાનો હતો.[3]

### ટીકા

૧. જુઓ પૃ. ૭૧

૨. 'सिलाविगडभीचा': એ અક્ષરોને વિદ્વાનોએ પ્રથમ તો બહુ જ ગૂંચવાડો ઊભો કરે તેવી રીતે તોડયા હતા; પણ સૌના પહેલાં સ્વર્ગસ્થ રા. ગો. ભાંડારકરે એમ બતાવ્યું હતું કે, આ બધા અક્ષરો મળીને એક જ શબ્દ બને છે, અને તેનો અર્થ "પથ્થરની દિવાલ કે વાડ" થાય છે (જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો., પુ. ૨૦, પૃ. ૩૬૬, ટીકા ૧૪). સ્વર્ગસ્થ ફ્લીટ

સાહેબે એ મતને તત્ત્વતઃ મળતો જ અભિપ્રાય આપેલો છે. શ્રીયુત દે. રા. ભાંડારકરે એ અક્ષરોને આમ તોડયા છેઃ-**सिला-विगड-भीचा** (**[illegible]-भित्तानि**); અને તેમણે તેનો અર્થ "પથ્થરની જબરી દિવાલો" કર્યો છે. નગરીમાં વાસુદેવ-સંકર્ષણના માનમાં જેવી દિવાલ ચણવામાં આવેલી તેવી આ દિવાલ હતી, એમ તેઓ કહે છે (મે. આ. સ. ઇં., અંક ૪, પૃ. ૧૨૯). પહેલાંના અર્થોની બાબતમાં જુઓ એ. ઈ., પુ., ૫., પૃ. ૫; એસ. બી. પીઆર. એ. ડબલ્યુ., ૧૯૦૩, પૃ. ૭૨૪ અને આગળ; ઇં. ઍ., ૧૯૦૫, પૃ. ૧ અને આગળ: ૧૯૧૪, પૃ. ૧૯-૨૦.

૩. પ્રથમ એફ. ડબલ્યુ. થૅામસ સાહેબે '**बलि**'નો ખરો અર્થ "ધાર્મિક કર" કર્યો હતો (જ. રૉ. એ. સો., ૧૯૦૯, પૃ. ૪૬૬-૪૬૭). તેમણે '**अठ-भागिय**'નો ખરો અર્થ કરેલો છે તે જાણવાને જુઓ જ. રૉ. એ. સો., ૧૯૧૪, પૃ. ૩૯૧-૩૯૨.

## લેખસૂચિ

જ્યૉર્જ બ્યુહ્લરઃ-એ. ઈ., પુ. ૫, પૃ. ૪ અને આગળ.

વિન્સેન્ટ સ્મિથઃ-ઇં. ઍં., ૧૯૦૫, પૃ. ૧ અને આગળ; અને "ઇંટ્રોડકશન ટુ મુકરજીઝ રીપોર્ટ ઑાન ઍંટિકિવટીઝ ઇન ધી તરાઇ, નેપાલ, કલકત્તા, ૧૯૦૧" [તરાઇ-નેપાલ-કલકત્તામાંના પ્રાચીન અવશેષોને લગતા શ્રીયુત મુકરજીના નિવેદન (૧૯૦૧)ની પ્રસ્તાવના].

જહૉન ફેઇથફુલ ફ્લીટ:—જ. રૉ. એ. સો., ૧૯૦૮, પૃ. ૪૭૧ અને આગળ.

જે. કાર્પેંટિયરઃ—ઇં. ઍં., ૧૯૧૪, પૃ. ૧૭ અને આગળ.

## (ખ) નિગ્લીવનો સ્તંભલેખ

### ભાષાંતર

દેવોને લાડકા પ્રિયદર્શી રાજાના રાજ્યાભિષેકને ચૌદ વર્ષ વીત્યાં ત્યારે તેણે બુદ્ધ કોનાકમન(? કનકમુનિ)ના સ્તૂપને બીજી વેળાએ વધાર્યો. વળી, તેના રાજ્યાભિષેકને (વીસ) વર્ષ વીત્યાં ત્યારે તે જાતે આવ્યો, (તેણે) પૂજા કરી, અને (શિલાસ્તંભ) ઊભો કરાવ્યો.

## (ગ) સારનાથના થાંભલાનો લેખ.

### ભાષાંતર

દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ હુકમ કરે છેઃ—...... પાટલિપુત્ર......સંઘને કોઇ પણ ભગ્ન ન કરે. પણ જે કોઇ સંઘને ભગ્ન કરશે તે ભિક્ષુ હોય કે ભિક્ષુણી હોય તો પણ તેને ધોળાં કપડાં પહેરાવવામાં આવશે, અને જે (ભિક્ષુઓનો) આવાસ[1] ન હોય તેમાં (તેને) રાખવામાં આવશે. આમ ભિક્ષુકસંઘને અને ભિક્ષુકીસંઘને આ હુકમ જણાવવો જોઇએ.

દેવોને લાડકો આમ કહે છેઃ—આવી એક લિપિ તમારા પાડોસમાં રહે તેટલા માટે કચેરીમાં ગોઠવાવી છે.[2] વળી, બીજી એક લિપિ ઉપાસકોના પાડોસમાં ગોઠવાવી છે. ઉપાસકોએ દરેક ઉપવાસના દિવસે આવીને એવા એ હુકમની ખાત્રી કરી લેવી જોઇએ. વળી, ખરેખર, ઉપવાસના દિવસોએ દરેક મહામાત્ર પોતાના વારાએ ( મુખ્ય સ્થળમાં ) આવે ત્યારે તેણે એવા એ હુકમની ખાત્રી કરી લેવી જોઇએ અને તેને સમજવો જોઇએ. વળી, જ્યાં સુધી તમારો પ્રાંત[3] પહોંચતો હોય ત્યાં સુધી તમારે (હુકમના) આ શબ્દથી ફેરણીએ નીકળવું જોઇએ. તે જ પ્રમાણે બધાં કિલ્લેબંદીવાળાં શહેરોમાં અને પ્રાંતના મહાલોમાં તમારે બીજાઓને (હુકમના) આ શબ્દથી ફેરણીએ મોકલવા જોઇએ.

### ટીકા

૧. બૌદ્ધભિક્ષુઓનો પહેરવેશ ભગવો હોય છે. તેમને ધોળો પહેરવેશ પહેરાવવામાં આવે ત્યારે એમ સમજાય કે, તેમનાં ભગવાં કપડાં છીનવી લેવામાં આવ્યાં છે અને તેમને ભિક્ષુ ગણવામાં આવતા નથી (ઓલ્ડનબર્ગ કૃત "**विनयपिटक**," પુ. ૩, પૃ. ૩૧૨, લીટી ૧૮; તેમ જ જ. એ. સો. બે. ૧૯૦૮, પૃ. ૭-૧૦). '**अनावासे**'ના સંબંધમાં જુઓ સે. બુ. ઈ., ૧૭ પૃ. ૩૮૮, ટીકા ૧ માં આપેલી બુદ્ધઘોષની સમજુતી.

૨. અલબત્ત, રાજા મહામાત્રોને ઉદ્દેશીને કહે છે. કેટલાક લેખકો માને છે તેમ, ભિક્ષુઓને ઉદ્દેશીને તે કહેતો નથી. શબ્દકોશમાં '**संसरण**'

શબ્દના અર્થ 'રાજમાર્ગ' અથવા 'સંયોગ કે મેળાપ' વગેરે આપવામાં આવેલા છે. આ સ્થળે એ શબ્દનો અર્થ મહાલના શહેરની 'કચેરી' તરીકે લેવો, એ યોગ્ય છે. તે રાજમાર્ગના ઉપર આવેલી હોય તેમ જ મેળાપનું સર્વસાધારણ સ્થાન પણ હોય છે. એફ. ડબલ્યુ. થૉમસ સાહેબે "ચુલ્લવગ્ગ"-માં વપરાએલા એ શબ્દના તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે ( જ. રૉ. એ. સો., ૧૯૧૪, પૃ. ૧૦૯–૧૧૧ ) તે કચેરીની બાંધણીનો પ્રકાર સૂચવે પણ છે.

૩. '**आहार**' એટલે 'પ્રાંત'. શરૂઆતના શિલાલેખોમાં આ અર્થનો એ શબ્દ ઘણુંખરૂં વપરાએલો જોવામાં આવે છે. '**विषासयाथ**'ની બાબતમાં જુઓ ઇં. ઍ., ૧૯૧૨, પૃ. ૧૭૨.

૪. અશોકના સમયમાં દરેક પ્રાંત (**आहार**)માં અનેક મહાલ (**विषय**) અથવા તાલુકા હતા. દરેક મહાલના મુખ્ય શહેરને કિલ્લેબંદી કરવામાં આવતી હોવી જોઇએ (એ. ઇં., ૮, ૧૭૧).

## લેખસૂચિ

જે. પીએચ. વોગેલ:—એ. ઇં., પુ. ૮, પૃ. ૧૬૬ અને આગળ.

આર્થર વેનિસ:—જ. એ. સો. બેં., ૧૯૦૭, પૃ. ૧ અને આગળ.

એમિલી સેનાર્ત:—"કૉમ્પ્ત રાંદુ દ લાકદેમી દઇન્સ્ક્રિપ્શ્યઁ," ૧૯૦૭, પૃ. ૨૫.

બોયર:—જે. એ. ટોમ ૧૦ (૧૯૦૭), પૃ. ૧૧૯.

## (ઘ) સાંચીના થાંભલાનો લેખ

[ આ સ્તંભલેખની છબી એ. ઇં., ૨, પૃ. ૩૬૯ ની સામે આપવામાં આવેલી છે. તેમાં બ્યુહ્લર સાહેબે વાંચેલું મૂળ લખાણ પણ આપવામાં આવેલું છે. પ્રાચીનવસ્તુસંશોધક ખાતાએ મૂળ લખાણના ઉપર કાગળ મુકીને તેને ઠોકીઠોકીને કરી લીધેલી સુંદર નકલના આધારે હાલમાં અધ્યાપક હુલ્શ સાહેબે બ્યુહ્લર સાહેબના લખાણમાં ઘણો સુધારો કરેલો છે. એમનું સુધારેલું લખાણ જ. રૉ. એ. સો., ૧૯૧૧, પૃ. ૧૬૭–૧૬૯ માં આપવામાં આવેલું છે. ]

## ભાષાંતર

ભિક્ષુઓને માટે અને ભિક્ષુકીઓને માટે માર્ગ કર્યો છે. સૂર્ય અને ચંદ્ર ચાલૂ રહે ત્યાંસુધી મારા પુત્રો અને પૌત્રો ચાલૂ રહે કે જેથી જે કોઇ ભિક્ષુક કે ભિક્ષુકી સંઘને ભગ્ન કરે તેને ધોળાં કપડાં પહેરાવવામાં આવે અને (ભિક્ષુઓનો) આવાસ ન હોય તેમાં રાખવામાં આવે; કારણ કે, મારી એવી ઇચ્છા છે. શી ?– કે, માર્ગે રહીને સંઘ ચિરસ્થાયી થાય.

## અલ્લાહાબાદના થાંભલાના લેખો

### (ચ) કૌશાંબીનો સ્તંભલેખ

[ આ સ્તંભલેખમાં પણ સંઘને ભગ્ન કરનારને થતી સજાનો ઉલ્લેખ થએલો છે, અને તે ઉપરના બે સ્તંભલેખોની નકલ જ છે. આ સ્તંભલેખનો લગભગ બધો જ ભાગ નષ્ટ થઈ ગયો છે. એમાંથી જે નવી અને મહત્ત્વની હકીકત મળી આવે છે તે એ જ છે કે, કૌશાંબીમાંના મહામાત્રોને ઉદ્દેશીને અશોકે કરેલો હુકમ તેમાં જોવામાં આવે છે; અને એ રીતે મૂળે તે સ્તંભલેખવાળો થાંભલો ક્યાં ગોઠવાયો હતો, એ એમાંથી જણાઈ આવે છે. ]

### (છ) રાણીશાસન

## ભાષાંતર

દેવોને લાડકાના હુકમથી સર્વત્ર મહામાત્રોને કહેવું (કે,) "અહીં બીજી દેવીનાં ગમે તે દાન હોય તે–આંબાવાડી, ફળબાગ, દાનગૃહ અથવા એ દેવીનું ગણી શકાય તેવું જે કંઇ હોય તે– સર્વ તીવરની માતા, બીજી દેવી કારુવાકીનાં સમજવાં."[1]

## ટીકા

૧. પોતાની બીજી દેવીનાં દાનની નોંધ લઇને અશોક દેખીતી રીતે એમ કહેવા માગે છે કે, એ દેવીનો દાખલો લઇને રાજકુટુંબની બીજી વ્યકિતઓએ પણ તેનું અનુકરણ કરવું જોઈએ. જુઓ પૃ. ૧૩૪ અને આગળ.

### લેખસૂચિ

જ્યૉર્જ મ્યુહ્‌લરઃ—ઇં. ઍ., પુ. ૧૯, પૃ. ૧૨૪–૧૨૬.

ઈ. હુલ્શઃ—જ. રૉ. એ. સો., ૧૯૧૧, પૃ. ૧૧૧૩–૧૧૧૪.

---

## (૬) ત્રણ ગુહાલેખો

### વર્વર (બરાબર) પર્વતના ગુહાલેખો

### ભાષાંતર

(ક)—પ્રિયદર્શી રાજાએ પોતાના રાજ્યાભિષેકને બાર વર્ષ વીત્યાં ત્યારે આજીવકોને આ વડની ગુફા આપી હતી.

(ખ)—તેના રાજ્યાભિષેકને બાર વર્ષ વીત્યાં ત્યારે ખલતિક પર્વતમાંની આ ગુફા આજીવકોને આપવામાં આવી હતી.

(ગ)—પ્રિયદર્શી રાજાએ પોતાના રાજ્યાભિષેકને ઓગણીસ વર્ષ વીત્યાં ત્યારે ખ(લતિક પર્વત)માં.

### લેખસૂચિ

જ્યૉર્જ મ્યુહલરઃ—ઇં. ઍ., પુ. ૨૦, પૃ. ૩૬૪.



# વિષયસૂચિ.



| વિષય. | પાનું. |
|---|---|

| વિષય. | પાનું. |
|---|---|

| વિષય. | પાનું. |
|---|---|

| વિષય. | પાનું. |
| --- | --- |

| વિષય. | પાનું. |
|---|---|
|  |

| વિષય. | પાનું. |
| --- | --- |

